મજમુદાર મણિશંકર જટાશંકર કીકાણી ગ્રંથમાળા નં. ૯

# દાર્શનિક કોશ

## ( દ્વિતીય ખંડ )

સંપાદક:

સ્વ. શ્રી. છોટાલાલ નરભેરામ ભટ્ટ

છપાવી પ્રસિદ્ધ કરનાર:

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી

રસિકલાલ છોટાલાલ પરીખ

આસિ. સેક્રેટરી—અમદાવાદ

કિંમત એક રૂપિયો

આવૃત્તિ પહેલી

પ્રત ૧૫૦૦

સને ૧૯૩૮

સંવત ૧૯૯૪







મુદ્રકઃ—સોમાલાલ મંગળદાસ શાહ

મુદ્રણાલયઃ—ધી ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસ

મુદ્રણસ્થાનઃ—ગાંધી રોડ, ચાર રસ્તા,

અમદાવાદ.

મજમુદાર મણિશંકર જટાશંકર કીકાણી ગ્રંથમાળાનો

# પ રિ ચ ય

કાઠીઆવાડના તત્ત્વજ્ઞાની મજમુદાર મણિશંકર જટાશંકર કીકાણીની યાદગીરી કાયમ રાખવા સારૂ જુનાગઢમાં એક સ્મારક ફંડ કરવામાં આવ્યું હતું. તે ફંડમાં ભરાયલા રૂ. ૨૦૦૦) ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીના ટ્રસ્ટમાં સન ૧૮૯૬ ની સાલમાં તે ફંડના સેક્રેટરીઓએ સોંપ્યા હતા, તેની સાડાત્રણ ટકાની સરકારી પ્રોમીસરી નોટો સોસાઈટીએ લીધેલી છે. તેના વ્યાજમાંથી ન્યાય, મીમાંસા, વેદાંત વગેરે સંસ્કૃત પુસ્તકો ઉપરથી ભાષાન્તરરૂપે અથવા અસલ ગ્રંથો, તેમજ અંગ્રેજી પુસ્તકો ઉપરથી ન્યાય (લૉજિક), અર્થશાસ્ત્ર, રસાયનશાસ્ત્ર, ભૂગોળ વગેરે વિષયો ઉપર પુસ્તકો લખાવાનો ઉદ્દેશ છે તે અન્વયે આજ સુધીમાં સદરહુ ફંડ ખાતેથી પારિતોષિક આપીને નીચેનાં પુસ્તકો રચાવી, "મજમુદાર મણિશંકર જટાશંકર કીકાણી ગ્રંથમાળા" તરીકે ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીએ છપાવી પ્રસિદ્ધ કર્યાં છે.

(૧) દર્શનશાસ્ત્ર સંબંધી ચર્ચા
(૨) પાતાંજલ યોગદર્શન
(૩) શ્રી બ્રહ્મસૂત્ર શાંકરભાષ્યાનુવાદ (પ્રથમ ભાગ)
(૪) ,, ,, (દ્વિતીય ભાગ)
(૫) યુરોપમાં બુદ્ધિસ્વાતંત્ર્ય
(૬) એરિસ્ટોટલનું નીતિશાસ્ત્ર
(૭) અખાકૃત કાવ્યો ભા. ૧
(૮) દાર્શનિક કોશ ભા. ૧
(૯) ,, ,, ભા. ૨

અમદાવાદ. | રસિકલાલ છોટાલાલ પરીખ
તા. ૨૪-૯-૧૯૩૮ | આસિ. સેક્રેટરી.

# પ્રસ્તાવના

સમયના પ્રગતિમાન પ્રવાહે જગતભરની પ્રજાઓ સમક્ષ બુદ્ધિના પ્રદેશમાં નવાં નવાં દૃષ્ટિબિન્દુઓ રજુ કર્યાં છે. જેથી જ્ઞાનની જ્યોતિ સ્થળે-સ્થળમાં ઝળહળી રહે, તેવા નવા નવા અખતરાઓ યોજાઈ રહ્યા છે. વિજ્ઞાને સ્થળ અને સમયનાં બંધનો શિથિલ કર્યાં છે, જગતના અંધારા ખૂણાઓને અજવાળ્યા છે અને દેશદેશની પ્રજાઓમાં નિકટનો સંબંધ સાધી વિચાર તથા વાણીના વિનિમયને સરળ તથા સ્વાભાવિક બનાવ્યો છે. આથી જેમ બને તેમ વિચારોને ભાષાના કૃત્રિમ આડંબરમાંથી મુક્ત કરી સુગમતાથી વ્યક્ત કરવાની ઉત્સુકતા પ્રકટ થઈ છે. અને પ્રાચીન કાળમાં વપરાતી ભાષા તથા અર્વાચીન કાળમાં વપરાતી પરભાષામાં લખાયેલાં પુસ્તકોનો સ્વભાષામાં અનુવાદ કરવાની વૃત્તિ ભિન્નભિન્ન પ્રાંતોમાં જાગી છે. હિન્દી, બંગાળી, મરાઠી તથા ગુજરાતી ભાષામાં અધ્યાત્મ–શાસ્ત્રના તથા સાહિત્યના સારા ગ્રંથોનો અનુવાદ થવા લાગ્યો છે અને આથી તે તે ભાષાઓનું સાહિત્ય ક્રમશઃ વિપુલ થતું જાય છે. આમ છતાં કેટલાંક વર્ષોથી ગુજરાતી ભાષામાં આપણા દર્શનશાસ્ત્રોના કોશની ઉણપ સ્પષ્ટ દેખાઈ આવતી હતી અને તે દિશામાં પ્રયત્ન કરવાની જવાબદારી ગુજરાતના વિદ્વાનોને માથે આવી પડી હતી.

આવા સંજોગોમાં આશાનાં કિરણો ફુટ્યાં અને ગુજરાતી સાહિત્યની મૂગી સેવામાં આયુષ્યની અમૂલ્ય પળોનો સદુપયોગ કરતા સદ્‌ગત સાક્ષરશ્રી છોટાલાલ નરભેરામ ભટ્ટને સૂચિત દિશામાં પ્રકાશ પાડવાની સ્ફુરણા થઈ. વર્ષો થયાં તેઓએ શારદાની સતત ઉપાસના કરી હતી. અને સાહિત્ય તથા તત્ત્વજ્ઞાનનાં અનેક પુસ્તકોનો સર્વાંગસંપૂર્ણ અભ્યાસ કરી ઉત્તમ ગ્રંથોના ગુજરાતી અનુવાદ ગુજરાતને ચરણે ધર્યા હતા, ગુજરાતને તેમણે 'રસશાસ્ત્ર' જેવો સાહિત્યમાં મહત્ત્વપૂર્ણ રસનિરૂપણનો ગ્રંથ અર્પ્યો હતો તથા 'શાન્તિસુધા' મહાકાવ્ય રચી પ્રતિભાનાં ઓજસ્ પાથર્યાં હતાં. તેઓએ સ્વતંત્ર તથા અનુવાદયુક્ત પચાશેક ગ્રંથો તથા ભિન્ન ભિન્ન માસિકોમાં અનેક વિદ્વત્તાપૂર્ણ લેખો લખ્યા હતા. આ સમયે તેમને પંચોતેર છોંતેર વર્ષો થયાં હતાં અને વૃદ્ધાવસ્થાની અનિયંત્રિત સત્તા તેમને કલમ તથા પુસ્તક છોડાવવા મથી રહી હતી. તે સત્તાથી પરાધીન ન થતાં તેમણે એક અમરકૃતિ ગુજરાતને અર્પણ કરવા કલમ પકડી અને આજસુધી વાંચેલાં દર્શનશાસ્ત્રોનાં પુસ્તકોમાંથી ઉદ્ધૃત કરેલી પારિભાષિક શબ્દોની વ્યાખ્યાઓને ગુજરાતીમાં પરિણત કરી.

આ પ્રમાણે સમગ્ર કોશ સમાપ્ત થયો અને તેની સુંદર હસ્તલિખિત પ્રત લઈ શ્રી. છોટાલાલ અમદાવાદ આવ્યા. તેમના પર આ સમયે વૃદ્ધાવસ્થાની પરિપૂર્ણ અસર થઇ હતી. અને આંખે મોતીઆ આવી ગયા હતા. તેમના આવ્યાની ખબર થતાં સદ્ગત સાક્ષર શ્રી કેશવલાલ હર્ષદરાય ધ્રુવ તેમને મળવા આવ્યા અને સદ્ગત શ્રી હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ પણ ત્યાં હાજર હતા. બન્ને સાક્ષરો ઘણે વર્ષે મળ્યા અને શ્રી. ધ્રુવે દર્શન-શાસ્ત્રના કોશમાંથી કેટલાક પરિભાષિક શબ્દોની વ્યાખ્યા સાંભળવા ઉત્સુકતા દર્શાવી. તે ઉપરથી મોક્ષ, ઉપાધિ, અધ્યારોપ વગેરે શબ્દોની વ્યાખ્યાઓ વાંચી સંભળાવવામાં આવી અને શ્રી ધ્રુવે અત્યંત આનંદ પ્રકટ કરતાં તે ગ્રંથનું "ન્યાયવેદાન્તાદિ શાસ્ત્રોના પારિભાષિક શબ્દોનો કોશ" એવું મૂળ નામ બદલી 'દાર્શનિક કોશ' રાખવા સૂચન કર્યું, જેમાં શ્રી છોટાલાલ સંમત થતાં તે નામથી કોશ છપાવવાને માટે ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીને સુપ્રત કરવામાં આવ્યો. પ્રસંગોપાત વાત નીકળતાં શ્રી ધ્રુવે કોશની પ્રસ્તાવના સ્વરૂપે સંપાદકશ્રીએ કંઈક લખવું જોઇએ એવો અભિપ્રાય વ્યક્ત કર્યો હતો, પરંતુ શ્રી છોટાલાલ સ્વાસ્થ્ય સુધરતાં લખવાની ઈચ્છા રાખતા હોવા છતાં, અત્યંત અશક્તિ અને આંખે વળતી ઝાંખને લીધે તે લખી શક્યા ન હતા. આથી કયા કયા ગ્રંથોમાંથી તેઓશ્રીએ વ્યાખ્યાઓની તારવણી કરી છે તે સર્વ ગ્રંથોની સૂચિ આ ગ્રંથમાં નિવેશિત કરી શકાઇ નથી. ફક્ત જેટલા ગ્રંથો આ કોશમાં અવારનવાર સૂચવ્યા છે તેની ટુંકી યાદી આપવામાં આવી છે.

દાર્શનિક કોશ તેના સંપૂર્ણ સ્વરૂપે આજે ગુર્જર જનતાની સમક્ષ પ્રકટ થાય છે. તે એક અપૂર્વ માંગલિક પ્રસંગ છે. આ કોશનો અભ્યાસક એ વસ્તુ તો કબૂલ કરશેજ કે તેનાથી ગુજરાતી ભાષામાં રહેલી એક જબરી ન્યૂનતા પૂરાઇ છે. આ કોશમાં ચિત્સુખી, અદ્વૈતસિદ્ધિ, વ્યુત્પત્તિવાદ, ન્યાય-મકરન્દ જેવા મહાન્ ગ્રંથોનો આધાર લેવામાં આવ્યો છે. તથા તે તે ગ્રંથોની વ્યાખ્યાઓને સરળતાથી હૃદયંગમ નિવડે તે પ્રકારે પ્રકટ કરવામાં આવી છે. જે તેની વિશિષ્ટતાનું સૂચક ચિહ્ન છે. તત્ત્વજ્ઞાનનો વિષય અતિ ગહન તથા ગૂઢ પરિભાષાઓથી યુક્ત હોવાને અંગે આ પ્રકારના કોશની અપરિહાર્ય આવશ્યકતા હતી, અને તેની ખોટ પૂરી સંપાદકશ્રીએ ભવિષ્યની પ્રજાની પ્રગતિના માર્ગ તરફ મંગલસૂચક અંગુલિનિર્દેશ કર્યો છે. સ્થળે સ્થળે લેખકની અપૂર્વ લાક્ષણિક સ્પષ્ટીકરણ શક્તિ પ્રતિબિમ્બિત થયેલી જોવામાં આવે છે, જેની પ્રતીતિ 'અન્યથાસિદ્ધિ', 'લક્ષણા', 'તર્ક'

# પ્રસ્તાવના

સમયના પ્રગતિમાન પ્રવાહે જગતભરની પ્રજાઓ સમક્ષ બુદ્ધિના પ્રદેશમાં નવાં નવાં દૃષ્ટિબિન્દુઓ રજુ કર્યાં છે. જેથી જ્ઞાનની જ્યોતિ સ્થળે-સ્થળમાં ઝળહળી રહે, તેવા નવા નવા અખતરાઓ યોજાઈ રહ્યા છે. વિજ્ઞાને સ્થળ અને સમયનાં બંધનો શિથિલ કર્યાં છે, જગતના અંધારા ખૂણાઓને અજવાળ્યા છે અને દેશદેશની પ્રજાઓમાં નિકટનો સંબંધ સાધી વિચાર તથા વાણીના વિનિમયને સરળ તથા સ્વાભાવિક બનાવ્યો છે. આથી જેમ બને તેમ વિચારોને ભાષાના કૃત્રિમ આડંબરમાંથી મુક્ત કરી સુગમતાથી વ્યક્ત કરવાની ઉત્સુકતા પ્રકટ થઈ છે. અને પ્રાચીન કાળમાં વપરાતી ભાષા તથા અર્વાચીન કાળમાં વપરાતી પરભાષામાં લખાયેલાં પુસ્તકોનો સ્વભાષામાં અનુવાદ કરવાની વૃત્તિ ભિન્નભિન્ન પ્રાંતોમાં જાગી છે. હિન્દી, બંગાળી, મરાઠી તથા ગુજરાતી ભાષામાં અધ્યાત્મ–શાસ્ત્રના તથા સાહિત્યના સારા ગ્રંથોનો અનુવાદ થવા લાગ્યો છે અને આથી તે તે ભાષાઓનું સાહિત્ય ક્રમશઃ વિપુલ થતું જાય છે. આમ છતાં કેટલાંક વર્ષોથી ગુજરાતી ભાષામાં આપણા દર્શનશાસ્ત્રોના કોશની ઉણપ સ્પષ્ટ દેખાઈ આવતી હતી અને તે દિશામાં પ્રયત્ન કરવાની જવાબદારી ગુજરાતના વિદ્વાનોને માથે આવી પડી હતી.

આવા સંજોગોમાં આશાનાં કિરણો ફુટ્યાં અને ગુજરાતી સાહિત્યની મૂગી સેવામાં આયુષ્યની અમૂલ્ય પળોનો સદુપયોગ કરતા સદ્ગત સાક્ષરશ્રી છોટાલાલ નરભેરામ ભટ્ટને સૂચિત દિશામાં પ્રકાશ પાડવાની સ્ફુરણા થઈ. વર્ષો થયાં તેઓએ શારદાની સતત ઉપાસના કરી હતી. અને સાહિત્ય તથા તત્ત્વજ્ઞાનનાં અનેક પુસ્તકોનો સર્વાંગસંપૂર્ણ અભ્યાસ કરી ઉત્તમ ગ્રંથોના ગુજરાતી અનુવાદ ગુજરાતને ચરણે ધર્યા હતા. ગુજરાતને તેમણે 'રસશાસ્ત્ર' જેવો સાહિત્યમાં મહત્ત્વપૂર્ણ રસનિરૂપણનો ગ્રંથ અર્પ્યો હતો તથા 'શાન્તિસુધા' મહાકાવ્ય રચી પ્રતિભાનાં ઓજસ્ પાથર્યાં હતાં. તેઓએ સ્વતંત્ર તથા અનુવાદયુક્ત પચાશેક ગ્રંથો તથા ભિન્ન ભિન્ન માસિકોમાં અનેક વિદ્વતાપૂર્ણ લેખો લખ્યા હતા. આ સમયે તેમને પંચોતેર છોંતેર વર્ષો થયાં હતાં અને વૃદ્ધાવસ્થાની અનિયંત્રિત સત્તા તેમને કલમ તથા પુસ્તક છોડાવવા મથી રહી હતી. તે સત્તાથી પરાધીન ન થતાં તેમણે એક અમરકૃતિ ગુજરાતને અર્પણ કરવા કલમ પકડી અને આજસુધી વાંચેલાં દર્શનશાસ્ત્રોનાં પુસ્તકોમાંથી ઉદ્ધૃત કરેલી પારિભાષિક શબ્દોની વ્યાખ્યાઓને ગુજરાતીમાં પરિણત કરી.

આ પ્રમાણે સમગ્ર કોશ સમાપ્ત થયો અને તેની સુંદર હસ્તલિખિત પ્રત લઈ શ્રી. છોટાલાલ અમદાવાદ આવ્યા. તેમના પર આ સમયે વૃદ્ધાવસ્થાની પરિપૂર્ણ અસર થઇ હતી. અને આંખે મોતીઆ આવી ગયા હતા. તેમના આવ્યાની ખબર થતાં સદ્દગત સાક્ષર શ્રી કેશવલાલ હર્ષદરાય ધ્રુવ તેમને મળવા આવ્યા અને સદ્દગત શ્રી હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ પણ ત્યાં હાજર હતા. બન્ને સાક્ષરો ઘણે વર્ષે મળ્યા અને શ્રી. ધ્રુવે દર્શન-શાસ્ત્રના કોશમાંથી કેટલાક પરિભાષિક શબ્દોની વ્યાખ્યા સાંભળવા ઉત્સુકતા દર્શાવી. તે ઉપરથી મોક્ષ, ઉપાધિ, અધ્યારોપ વગેરે શબ્દોની વ્યાખ્યાઓ વાંચી સંભળાવવામાં આવી અને શ્રી ધ્રુવે અત્યંત આનંદ પ્રકટ કરતાં તે ગ્રંથનું "ન્યાયવેદાન્તાદિ શાસ્ત્રોના પારિભાષિક શબ્દોનો કોશ" એવું મૂળ નામ બદલી 'દાર્શનિક કોશ' રાખવા સૂચન કર્યું, જેમાં શ્રી છોટાલાલ સંમત થતાં તે નામથી કોશ છપાવવાને માટે ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીને સુપ્રત કરવામાં આવ્યો. પ્રસંગોપાત વાત નીકળતાં શ્રી ધ્રુવે કોશની પ્રસ્તાવના સ્વરૂપે સંપાદકશ્રીએ કંઈક લખવું જોઇએ એવો અભિપ્રાય વ્યક્ત કર્યો હતો, પરંતુ શ્રી છોટાલાલ સ્વાસ્થ્ય સુધરતાં લખવાની ઈચ્છા રાખતા હોવા છતાં, અત્યંત અશક્તિ અને આંખે વળતી ઝાંખને લીધે તે લખી શક્યા ન હતા. આથી કયા કયા ગ્રંથોમાંથી તેઓશ્રીએ વ્યાખ્યાઓની તારવણી કરી છે તે સર્વ ગ્રંથોની સૂચિ આ ગ્રંથમાં નિવેશિત કરી શકાઇ નથી. ફક્ત જેટલા ગ્રંથો આ કોશમાં અવારનવાર સૂચવ્યા છે તેની ટુંકી યાદી આપવામાં આવી છે.

દાર્શનિક કોશ તેના સંપૂર્ણ સ્વરૂપે આજે ગુર્જર જનતાની સમક્ષ પ્રકટ થાય છે. તે એક અપૂર્વ માંગલિક પ્રસંગ છે. આ કોશનો અભ્યાસક એ વસ્તુ તો કબૂલ કરશેજ કે તેનાથી ગુજરાતી ભાષામાં રહેલી એક જબરી ન્યૂનતા પૂરાઇ છે. આ કોશમાં ચિત્સુખી, અદ્વૈતસિદ્ધિ, વ્યુત્પત્તિવાદ, ન્યાય-મકરન્દ જેવા મહાન્ ગ્રંથોનો આધાર લેવામાં આવ્યો છે. તથા તે તે ગ્રંથોની વ્યાખ્યાઓને સરળતાથી હૃદયંગમ નિવડે તે પ્રકારે પ્રકટ કરવામાં આવી છે. જે તેની વિશિષ્ટતાનું સૂચક ચિહ્ન છે. તત્ત્વજ્ઞાનનો વિષય અતિ ગહન તથા ગૂઢ પરિભાષાઓથી યુક્ત હોવાને અંગે આ પ્રકારના કોશની અપરિહાર્ય આવશ્યકતા હતી, અને તેની ખોટ પૂરી સંપાદકશ્રીએ ભવિષ્યની પ્રજાની પ્રગતિના માર્ગ તરફ મંગલસૂચક અંગુલિનિર્દેશ કર્યો છે. સ્થળે સ્થળે લેખકની અપૂર્વ લાક્ષણિક સ્પષ્ટીકરણ શક્તિ પ્રતિબિમ્બિત થયેલી જોવામાં આવે છે, જેની પ્રતીતિ 'અન્યથાસિદ્ધિ', 'લક્ષણા', 'તર્ક'

વગેરે શબ્દોની વ્યાખ્યાઓ વાંચી જનારને થયા વિના રહેશે નહિ. પ્રથમ ખંડની પ્રસ્તાવનામાં જણાવ્યા મુજબ આ કોશમાં સર્વ પ્રકારના દર્શન-શાસ્ત્રાન્તર્ગત પારિભાષિક શબ્દો સંગૃહિત કરવામાં આવ્યા નથી પણ જે જે શબ્દોનો સંગ્રહ કરવામાં આવ્યો છે તે મહત્વનો તથા દર્શનશાસ્ત્રોના ઉકેલ માટે અતિ ઉપયોગી હોઇ આ કોશની ઉત્તમતા સિદ્ધ કરી આપે છે. વળી જે કોશના સંપાદકે એક ગુજરાતી શિક્ષકની સામાન્ય કોટિમાંથી, ક્ષણેક્ષણનો સદુપયોગ કરી અનર્ગલ ખંતથી તથા અદમ્ય ઉત્સાહથી અને સ્વતઃસિદ્ધ પુરુષાર્થથી જે અપૂર્વ વિદ્વત્તા અને અનુભવ સંપાદન કરી, ગુર્જર વાઙ્મયને અતિશય સમૃદ્ધ બનાવ્યું તેમની આ સર્વાંગસંપૂર્ણ કૃતિ વિદ્વજ્જનોના હૃદયમાં નિરન્તર સ્થાન પ્રાપ્ત કરે તો તેમાં શું આશ્ચર્ય! આશા છે કે દર્શનશાસ્ત્રોના અભ્યાસ કરવાને ઉત્કંઠિત થતી ગુર્જર જનતા સદ્‌ગત 'કલાદીપ' શ્રી છોટાલાલ નરભેરામ ભટ્ટના આ કોશને સહર્ષ વધાવી લેશે અને તેમના પ્રયત્નને સફળ બનાવશે.

અનુપરામ ગોવિન્દરામ ભટ્ટ

# દાર્શનિક કોશ

[ ભાગ ૨ જો ]

## પ

**પક્ષ:—पक्षताश्रयः पक्षः ।** પક્ષતાનો જે આશ્રય હોય તે પક્ષ કહેવાય. જેમ-'પર્વત અગ્નિવાળો છે, ધૂમરૂપ હેતુથી.' એ અનુમાનમાં પક્ષતા પર્વતમાં રહેલી છે માટે પર્વત પક્ષતાનો આશ્રય હોવાથી પર્વત પક્ષ કહેવાય છે.

૨. संदिग्धसाध्यवान् पक्षः । અનુમિતિ જ્ઞાન થયા પહેલાં માણસને જે પદાર્થમાં સાધ્યનો સંશય થાય છે, તે પદાર્થને પક્ષ કહે છે. જેમ-ઉપરના ઉદાહરણમાં પર્વતમાં અગ્નિ છે કે નહિ, એવો સંશય પર્વત પદાર્થમાં થાય છે માટે પર્વત એ પક્ષ છે.

૩. वादिप्रतिवादिभ्यां दर्शितविप्रतिपत्तौ कोटिः **पक्षः** । વાદી અને પ્રતિવાદીએ જે બાબતનો વિરોધ બતાવ્યો હોય તેમાં એકના તરફથી જે કોટિ કરવામાં આવે ( જે કાંઇ પ્રતિપાદન કરવામાં આવે ) તે પક્ષ કહેવાય છે.

૪. પંદર દિવસનું પખવાડિયું તે પણ પક્ષ. ( કર્મકાંડીઓને મતે ).

**પક્ષતા—**सिसाधयिषाविरहविशिष्टसिद्ध्यभावः **पक्षता** । સાધ્યને સિદ્ધ કરવાની ઇચ્છાનું નામ સિસાધયિષા છે. જેમ-'પર્વતમાં અગ્નિની અનુમતિ અમારે કરવી છે.' એ રીતે અગ્નિરૂપ સાધ્યને સિદ્ધ કરવાની જે ઇચ્છા, તેનું નામ સિસાધયિષા છે. એ સિસાધયિષાના અભાવ રૂપ જે વિરહ છે, તે વિરહરૂપ અભાવવડે વિશિષ્ટ જે સાધ્યના નિશ્ચયરૂપ સિદ્ધિ છે, તે સિદ્ધિના અભાવનું નામ પક્ષતા છે.

એ વિશિષ્ટાભાવરૂપ પક્ષતા કોઇ જગોએ તો (૧) તે સિસાધયિષા વિરહરૂપ વિશેષણના અભાવથી હોય છે; (૨) કોઇ જગોએ સિદ્ધિરૂપ વિશેષ્યના અભાવથી હોય છે; અને (૩) કોઇ જગોએ તો વિશેષણ વિશેષ્યના બન્નેના અભાવથી હોય છે. તેમાં—

(૧) જે સ્થળમાં તે સિદ્ધિ પણ હોય છે તથા સિસાધયિષા પણ હોય છે, તે સ્થળમાં પણ અનુમતિ હોઇ શકે છે. તેમાં સિદ્ધિરૂપ વિશેષ્યનો અભાવ છે નહિ, પણ સિસાધયિષા વિરહરૂપ વિશેષણનો અભાવ છે; માટે ત્યાં **વિશેષણના અભાવને લીધે** વિશિષ્ટાભાવરૂપ પક્ષતા જાણવી.

(૨) જ્યાં સિસાધયિષા પણ નથી તથા સિદ્ધિ પણ નથી, ત્યાં પણ અનુમિતિ થાય થાય છે. ત્યાં સિસાધયિષા વિરહરૂપ વિશેષણ તો વિદ્યમાન છે, પણ સિદ્ધિરૂપ વિશેષ્ય નથી, માટે તે તે સ્થળમાં **વિશેષ્યના અભાવથી** વિશિષ્ટાભાવરૂપ પક્ષતા જાણવી.

(૩) જ્યાં સિસાધયિષા તો છે, પણ સિદ્ધિ નથી, ત્યાં અનુમિતિ થાય છે. ત્યાં સિસાધયિષા વિરહરૂપ વિશેષણ પણ નથી, તથા સિદ્ધિરૂપ વિશેષ્ય પણ નથી, માટે તે સ્થળમાં **વિશેષણ વિશેષ્ય બન્નેના અભાવથી** વિશિષ્ટાભાવરૂપ પક્ષતા જાણવી.

૨. संदिग्धसाध्यवत्वं पक्षता । સાધ્યપ્રકારક જે સંશય છે, તે સંશયવત્તા (સંશયવાળા હોવાપણું) નું નામ પક્ષતા છે. જેમ 'પર્વત અગ્નિવાળો છે, ધૂમ છે માટે.' એ અનુમાનમાં 'પર્વત અગ્નિવાળો છે' એવી અનુમિતિ થયા પહેલાં 'પર્વત અગ્નિવાળો છે કે નથી ?' એ પ્રકારનો અગ્નિરૂપ સાધ્યપ્રકારક સંશય થાય છે, એ સંશય સમવાય સંબંધે કરીને તે પુરૂષના આત્મામાં રહ્યો છતાં પણ વિષયના સંબંધે કરીને પર્વત વિષે પણ રહે છે. એજ એ પર્વત વિષે પક્ષતા છે.

**પક્ષપાતઃ**–पक्षेऽन्यायसहाये पातोऽभिनिवेशः। અન્યાયની સહાયતા કરવાના પક્ષમાં પાત એટલે આગ્રહ, તે પક્ષપાત.

**पङ्क्तिः**—सजातीयपदार्थानां स्थितिः । સજાતીય પદાર્થોની સ્થિતિ. ૨. ઓળ–હાર. ૩. ગ્રંથમાંની લીટીમાં જેટલું લખાણ હોય તે.

**पंचकोशः**—(૧) અન્નમય, (૨) પ્રાણમય, (૩) મનોમય, (૪) વિજ્ઞાનમય, અને (૫) આનંદમય. એ પાંચ શરીરની અંદરના કોશને પંચકોશ કહે છે.

**पंचक्लेशः**—(૧) અવિદ્યા, (૨) અસ્મિતા (૩) રાગ, (૪) દ્વેષ, અને (૫) અભિનિવેશ, એ પાંચ ક્લેશ કહેવાય છે.

**पंचपदार्थाः**—(આર્હતમતે)-(૧) જીવાસ્તિકાય, (૨) પુદ્‌ગલાસ્તિકાય, (૩) ધર્માસ્તિકાય, (૪) અધર્માસ્તિકાય, અને (૫) આકાશાસ્તિકાય. એવા પાંચ પદાર્થો મધ્યમ રીતિથી માને છે. (અસ્તિકાય એટલે પદાર્થ.)

**पंचभेदाः**—(૧) જીવોનો પરસ્પર ભેદ, (૨) જીવ અને ઈશ્વરનો પરસ્પર ભેદ, (૩) જડ પદાર્થોનો પરસ્પર ભેદ, (૪) ઈશ્વર અને જડનો ભેદ, અને (૫) જીવ અને જડનો ભેદ.

**पञ्चीकरणम्**—स्वस्वेतरभूतचतुष्टयभाग विशेषेणमिश्रीकरणम् । પોતાનો તથા બાકીનાં ચાર ભૂતોના અમુક અમુક ભાગોનું મિશ્રણ, તે પંચીકરણ. પંચીકરણનો પ્રકારઃ યથા, पञ्चानां भूतानामेकैकं द्विधा विभज्य स्वार्धभागं विहायार्द्धभागं चतुर्धा विभज्येतरेषु योजितं पञ्चीकरणं भवति જેમ, પાંચ ભૂતોમાંના દરેકના બે ભાગ કરીને એક ભૂતનો પોતાનો અર્ધો ભાગ રહેવા દેઇ, બાકીના અર્ધના ચાર ભાગ કરીને પોતાના સિવાયના ચાર ભૂતોમાં મેળવવા. જેમ, દરેક મહાભૂતનો $\frac{1}{2}$+બાકીના ભૂતોનો $\frac{1}{2}=\frac{1}{2}+(4)\frac{1}{8}=1$ એ પંચીકૃત ભૂત થયું. એ ક્રિયાને પંચીકરણ કહે છે.

**पटत्वम्**---स्वाश्रयपटभिन्नाधिकरणावृत्तिर्जातिः पटत्वम् । પટત્વનો આશ્રય જે પટ, તેનાથી ભિન્ન અધિકરણમાં ન રહેનારી જે જાતિ તે. અર્થાત્ પટ માત્રમાંજ રહેનારી જાતિ તે પટત્વ.

**पतनम्**—अधः संयोगानुकूलक्रिया पतनम् । ઊર્ધ્વ દેશમાં રહેલા મૂર્ત દ્રવ્યનો પૃથ્વી આદિક નીચેના દેશ સાથે જે સંયોગ થાય છે, તે સંયોગની જનક જે મૂર્ત દ્રવ્યની ક્રિયા વિશેષ છે, તેને પતન (પડવું) કહે છે.

**पतितः**—नरकगमनसूचककर्मविशेषकारकः । નરકમાં જવાની સૂચના કરનારૂં એવું કોઇ જાતનું કર્મ કરનારો તે પતિત.

**पतित्वम्**—निरतिशयदृक्क्रियाशक्तिमत्वम् । સૌનાથી વધારે જ્ઞાનરૂપ ક્રિયાશક્તિવાળા હોવાપણું.

**पतिव्रता**—आर्तार्त्ते मुदिता हृष्टे प्रोषिते मलिना कृशा । मृते म्रीयेत या पत्यौ सा स्त्री ज्ञेया पतिव्रता ॥१॥ સ્વામી પીડિત હોય તો જે પીડા પામે, હર્ષિત હોય તો હર્ષ પામે, પરદેશ ગયો હોય તો જે મેલી રહે અને સૂકાઇ જાય, અને સ્વામી મરે તો જે મૃત્યુ પામે, તે સ્ત્રીને પતિવ્રતા જાણવી.

**पदम्**—वर्णसमुदायः पदम् । અક્ષરોના સમુદાયનું નામ પદ છે.

૨. सुप्तिङन्तं पदम् । છે શબ્દને છેડે सुप् (નામની વિભક્તિના પ્રત્યયો) અને तिङ् (ધાતુને લાગનારા કાળ અને અર્થના પ્રત્યયો) પ્રત્યય હોય તે પદ

विभक्त्यन्तशब्दः पदम् । જે શબ્દને છેડે વિભક્તિનો પ્રત્યય હોય તે પદ.

૪. अर्थवद्वर्णः पदम् । અર્થવાળો અક્ષર તે પદ.

૫. वाक्यैकदेशः पदम् । વાક્યના એક ભાગને પદ કહે છે.

૬. प्रत्येकं सम्भूय वाक्यांशबोधको वर्णः पदम् । પ્રત્યેક શબ્દમાં એકઠા મળીને વાક્યના અંશનો બોધ કરે એવો અક્ષર તે પદ.

૭. अर्थस्वरूपमात्रबोधको वर्णसन्दर्भः पदम् । અર્થના સ્વરૂપ માત્રનું બોધન કરનારી વર્ણોની જે રચના તે પદ.

એ પદના ચાર પ્રકાર છે: (૧) યૌગિક, (૨) રૂઢ, (૩) યોગરૂઢ, અને (૪) યૌગિકરૂઢ.

**पदार्थः**—पदनिष्ठवृत्तिविषयः । પદમાં રહેલી (શક્તિ આદિ) વૃત્તિનો જે વિષય હોય તે પદાર્થ.

૨. पदजन्यज्ञानविषयः पदार्थः । પદથી જે જન્ય જ્ઞાન, તેનો જે વિષય હોય તે પદાર્થ.

૩. द्रव्याद्यन्यतमत्वं पदार्थः—(કણાદને મતે) દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય વિશેષ, સમવાય અને અભાવ; એવા સાત પદાર્થો છે. (અથવા અભાવને બાદ કરીએ તો છ પદાર્થો છે.) તેમાંથી દરેકને પદાર્થ કહેવાય છે.

૪. ज्ञेयत्वं प्रमेयत्वमभिधेयत्वमस्तित्वं पदार्थसामान्यलक्षणम् । જેમાં જ્ઞેયત્વ ( જ્ઞાનનો વિષય હોવાપણું ), પ્રમેયત્વ ( પ્રમાજ્ઞાનનો વિષય હોવાપણું), અભિધેયત્વ (નામ હોવાપણું), અને અસ્તિત્વ, એ ચાર લક્ષણો હોય તે સામાન્યરૂપે પદાર્થ કહેવાય છે. એ પદાર્થના મુખ્ય બે પ્રકાર છે: (૧) ભાવરૂપ અને (૨) અભાવરૂપ. ભાવ પદાર્થના દ્રવ્યાદિ છ ભેદ છે, અને અભાવ પદાર્થ એકજ છે.

ગૌતમમુનિના ન્યાયમાં પદાર્થ સોળ છે. (૧) પ્રમાણ, (૨) પ્રમેય, (૩) સંશય, (૪) પ્રયોજન, (૫) દૃષ્ટાન્ત, (૬) સિદ્ધાન્ત, (૭) અવયવ, (૮) તર્ક, (૯) નિર્ણય, (૧૦) વાદ, (૧૧) જલ્પ, (૧૨) વિતંડા, (૧૩) હેત્વાભાસ, (૧૪) છલ, (૧૫) જાતિ, અને (૧૬) નિગ્રહસ્થાન.

**पदार्थविभाजकोपाधिः**—જે ધર્મને લીધે દ્રવ્યાદિક સાત પદાર્થોના વિભાગ કરવામાં આવે છે તે ધર્મને પદાર્થ વિભાજક ઉપાધિ કહે છે. જેમ.–દ્રવ્યત્વ, ગુણત્વ, કર્મત્વ, સામાન્યત્વ, સમવાયત્વ, અને અભાવત્વ, આ ધર્મોને લીધે. યથાક્રમે દ્રવ્યાદિ સાત પદાર્થના વિભાગ કરાય છે; માટે દ્રવ્યત્વ, ગુણત્વ, આદિક ધર્મ પદાર્થ વિભાજક ઉપાધિ કહેવાય છે.

**पदार्थाभावनी**—અસંસક્તિ નામની પાંચમી ભૂમિકાનો અભ્યાસ ઘણો થવાથી ઘણા વખત સુધી પ્રપંચ (જગત)ની સ્ફૂર્તિ જે અવસ્થામાં થતી નથી. તેને પદાર્થાભાવની નામે છઠ્ઠી ભૂમિકા કહે છે. એ અવસ્થામાંથી યોગી બીજાના પ્રયત્નથીજ જાગે છે.

**पदैकवाक्यता**—पदस्य वाक्येन सहैकवाक्यत्वेनैकार्थबोधकत्वम् । પદની વાક્યની સાથે એકવાક્યતા જે એકજ અર્થનું બોધકપણું તે પદૈકવાક્યતા.

૨. पदस्थानीयार्थवादवाक्यस्य विधिवाक्येन सह यदैकवाक्यत्वं सा पदैकवाक्यता । અર્થવાદ રૂપ વાક્ય પદોનો સમૂહ હોવાથી વાક્યરૂપ છે, તથાપિ લક્ષણાવૃત્તિ વડે તે અર્થવાદ વાક્ય પદસ્થાનીય કહેવાય છે; માટે એવા પદસ્થાનીય અર્થવાદ વાક્યની વિધિવાક્ય સાથે જે એકવાક્યતા તે પદૈકવાક્યતા જાણવી.

**परकृतिः**—અર્થવાદ पुरुषविशेषनिष्ठमिथो विरुद्धकथनम् । અમુક પુરુષ વિષે જે પરસ્પર વિરુદ્ધ કથન તે. જેમ–'શિવ પવિત્ર છે' અને 'શિવ અપવિત્ર છે' એમાં બીજું વાક્ય પરકૃતિ અર્થવાદરૂપ છે.

**परत उत्पत्तिकत्वम्—परतः प्रामाण्यवादः**—ज्ञानमात्रजनकसामग्र्यतिरिक्तकारणप्रयोज्यत्वम् । જ્ઞાનમાત્રની જનક જે સામગ્રી તેનાથી ભિન્ન કારણ વડે પ્રયોજ્યપણું તે.

૨. आगन्तुकभावकारणापेक्षज्ञानसामग्रीजन्यत्वम् । જે જ્ઞાનની સામગ્રી આગંતુક એવા ભાવરૂપ કાર્યની અપેક્ષા રાખતી હોય તે વડે જે જન્ય હોય તે.

૩. आगन्तुकभावकारणसहकृतज्ञानप्रयोजकप्रयोज्यत्वम् । આગંતુક એવા ભાવરૂપ કારણની સહાયવાળા જ્ઞાનરૂપ પ્રયોજક વડે જે વડે પ્રયોજ્યપણું તે **પરત ઉત્પત્તિકત્વ** અથવા **પરતઃ પ્રામાણ્ય** કહેવાય.

**परतन्त्रत्वम्**—इतरसत्ताधीनसत्ताकत्वम् । બીજાની સત્તાને અધીન સત્તાવાળા હોવાપણું ઉદા૦-જેમ જગતની સત્તા (અસ્તિત્વ) ચૈતન્યની સત્તા (અસ્તિત્વ) તે અધીન છે.

**परतोग्राह्यत्वम्**—स्वाश्रयग्राहकातिरिक्तसामग्रीग्राह्यत्वम् । અપ્રમાત્વ ધર્મના આશ્રય ભૂત જે અપ્રમાજ્ઞાન, તેની ગ્રાહક જે સામગ્રી, તે સામગ્રીથી ભિન્ન સામગ્રી વડે જે ગ્રાહ્યત્વ, એજ અપ્રમાત્વમાં પરતોગ્રાહ્યત્વ છે. જેમ-'છીપમાં આ રૂપું છે' એવા પ્રમાત્વજ્ઞાનના આશ્રયભૂત 'આ રૂપું' એવું અપ્રમાજ્ઞાન છે. તે અપ્રમાજ્ઞાનનું ગ્રાહક સાક્ષિચૈતન્ય છે. તે સાક્ષિચૈતન્ય તે અપ્રમાત્વ ધર્મને ગ્રહણ કરતું નથી, પણ તે સાક્ષિચૈતન્યથી ભિન્ન જે અનુમાનરૂપ સામગ્રી છે તેનાથી તે અપ્રમાત્વ ધર્મ ગ્રહણ કરાય છે. એજ એ અપ્રમાત્વમાં પરતોગ્રાહ્યત્વ છે.

**परतःप्रमाणत्वम्**—आम्नायरूपमूलप्रमाणसापेक्षप्रमाणत्वम् । વેદરૂપ મૂળપ્રમાણની અપેક્ષાવાળું જે પ્રમાણપણું તે. જેમ-સ્મૃતિ આદિકનાં વચનો મૂળ પ્રમાણરૂપ વેદની અપેક્ષા રાખે છે માટે તે વચનો પરતઃ પ્રમાણ કહેવાય છે.

**परत्वम्**—परव्यवहारविषयवृत्तिगुणत्वव्याप्यजातिमत्परत्वम् । 'પર' એવા વ્યવહારના વિષયમાં વર્તનારી તથા ગુણત્વ જાતિની વ્યાપ્ય જાતિ (પરત્વત્વ) તે પરત્વ. (પર એટલે શ્રેષ્ઠ, દૂર, વૃદ્ધ ઇત્યાદિ).

परव्यवहारासाधारण कारणं परत्वम् । 'પર' એવા વ્યવહારનું અસાધારણ કારણ તે પરત્વ.

**परत्वगुणः**—'પરત્વ' ગુણ બે પ્રકારનો છે: (૧) દૈશિક પરત્વ, અને (૨) કાલિક પરત્વ. એ ગુણ પૃથ્વી, જળ, તેજ, વાયુ અને મન એ પાંચ મૂર્તદ્રવ્યોમાં રહે છે. તે પણ કાલિકપરત્વ તો જન્ય મૂર્ત દ્રવ્યોમાં રહે છે. પરત્વ ગુણ અનિત્ય છે.

**परप्रकाशत्वम्**—वेद्यत्वे सत्यपरोक्षव्यवहारयोग्यत्वम् । પોતે બીજાથી વેદ્ય (જણાવા યોગ્ય) હોઇને અપરોક્ષ વ્યવહારને યોગ્ય હોવાપણું.

**परममहत्त्वम्**— अपकर्षानाश्रयपरिमाणत्वम् । જે પરિમાણ ઓછાપણાનો આશ્રય નથી, (એટલે જે કોઈનાથી ઓછું ન હોય) એવું પરિમાણપણું તે પરમમહત્ત્વ.

**परमहंसः**—एकदण्डधरो मुण्डोऽयज्ञोपवीति त्यक्तसर्वकर्मात्मनिष्ठः सः । એક દંડને ધારણ કરનારો, જેણે આખું માથું મુંડાવી નાંખ્યું છે એવો, યજ્ઞોપવીત વગરનો, તમામ કર્મો, [એટલે વેદોક્ત વર્ણાશ્રમ કર્મો] જેણે તજી દીધાં છે એવો અને આત્મામાં સ્થિતિવાળો જે હોય તે પરમહંસ.

૨. परमो हंस आत्मा यस्य सः । જેને પોતાનો આત્મા એજ પરમ બ્રહ્મ છે, એવો જે જ્ઞાની તે પરમહંસ. પરમહંસના બે ભેદ (૧) વિવિદુષુ (બ્રહ્મનો સાક્ષાત્કાર કરવાની ઇચ્છાવાળો-અથવા જાણવાની ઇચ્છાવાળો) અને (૨) વિદ્વાન્ (બ્રહ્મ સાક્ષાત્કાર જેને થયો છે એવો.)

**परमाणुः**—मनो भिन्नत्वे सति परमाणुत्वपरिमाणवान् परमाणुः । જે દ્રવ્ય મનથી ભિન્ન હોય અને સમવાય સંબંધે કરીને પરમ અણુત્વ પરિણામવાળું હોય; તે પરમાણુ કહેવાય છે.

૨. मूर्तत्वे सति निरवयवः । જે મૂર્ત દ્રવ્ય હોઇને અવયવરહિત હોય તે પરમાણુ.

૩. जालसूर्यमरीचिस्थं यत्सूक्ष्मं दृश्यते रजः । तस्य षष्ठतमो भागः परमाणुः स उच्यते ॥ १ ॥

જાળિયામાંથી સૂર્યનું જે કિરણ પડે છે, તેમાં જે સૂક્ષ્મ રજકણ દેખાય છે, તેનો છઠ્ઠો ભાગ તે પરમાણુ.

**परमापूर्वम्**—જ્યાં દર્શ અને પૂર્ણમાસ બન્નેનું સ્વર્ગપ્રતિજનકત્વ હોય તે પરમાપૂર્વ કહેવાય.

**परमोक्षः**—વિદેહમુક્તિ; દેહ છોડયા પછી જે મોક્ષરૂપ સ્થિતિ તે.

**परम्परासम्बन्धः**—स्वघटितपदवाच्यत्वरूप सम्बन्धः। પોતાનાથી બનેલા પદના વાચ્યપણારૂપી સંબંધ તે પરંપરાસંબંધ. જેમ–द्विरेफ (ભમરો) પદનો શક્યાર્થ બે રકાર છે. તે બે રકારોથી બનેલું પદ ભ્રમર છે. એ 'ભ્રમર' પદનો વાચ્યાર્થ મધુકર (ભમરો) નામે જંતુ છે. આવી રીતે એકનો સંબંધ બીજા સાથે અને બીજાનો સંબંધ ત્રીજાની સાથે એમ હોય ત્યાં પરંપરાસંબંધ જાણવો.

૨. स्वसम्बन्धिनः सम्बन्धः। પોતાની સાથે સંબંધવાળાનો જે (બીજાની સાથે) સંબંધ તે પરંપરાસંબંધ.

**परलोकः**—लोकान्तरम्–स्थूलशरीराभिमानपरित्यागः। સ્થૂલ શરીરના અભિમાનનો ત્યાગ તે પરલોક. એનેજ લોકાન્તર કહે છે.

૨. पारलौकिकस्थितिस्थानम्–પરલોકસંબંધી સ્થિતિનું સ્થાન.

**परवैराग्यम्**—गुणेषु वैतृष्ण्यं परवैराग्यम्। સત્વ, રજસ્, અને તમસ્, એ ત્રણ ગુણના પરિણામરૂપ જે આ લોક અને પરલોકના વિષયો છે, તે વિષયોની તૃષ્ણાથી રહિતપણું તે પરવૈરાગ્ય.

૨. ( પતંજલિને મતે ) ततः परं पुरुषख्यातेर्गुणवैतृष्ण्यम्। પ્રત્યક્ આત્માના જ્ઞાનથી ગુણોના પરિણામરૂપ વિષયોમાં મનુષ્યનું જે તૃષ્ણાથી રહિતપણું, તે પરવૈરાગ્ય.

**परसामान्यम् અને अपरसामान्यम्**—अधिकदेशवृत्तित्वं परसामान्यत्वम्। अल्पदेशवृत्तित्वं अपरसामान्यत्वम्। જે જાતિ જે જાતિની અપેક્ષાએ અધિક દેશમાં રહેલી હોય તે જાતિ તે જાતિની અપેક્ષાએ **પરસામાન્ય** કહેવાય છે. અને જે જાતિ જે જાતિની અપેક્ષાએ અલ્પ દેશમાં રહેતી હોય, તે જાતિ તે જાતિની અપેક્ષાએ **અપરસામાન્ય** કહેવાય છે. તેમાં પરસામાન્ય વ્યાપક હોય છે અને અપરસામાન્ય વ્યાપ્ય હોય છે. જેમ–દ્રવ્ય, ગુણ અને કર્મ, એ ત્રણ પદાર્થોમાં સમવાય સંબંધથી રહેલી સત્તા જાતિ છે; એ સત્તા જાતિ, દ્રવ્ય માત્રમાંજ રહેનારી દ્રવ્યત્વજાતિની તથા ગુણમાત્રમાંજ રહેનારી ગુણત્વજાતિની તથા કર્મમાત્રમાંજ રહેનારી કર્મત્વ જાતિની અપેક્ષાએ કરીને દ્રવ્યગુણકર્મરૂપ અધિક દેશમાં રહેનારી છે, માટે તે સત્તાજાતિ પરસામાન્ય કહેવાય છે અને એજ રીતે સત્તા જાતિના દ્રવ્યગુણકર્મરૂપ દેશની અપેક્ષાએ કરીને દ્રવ્યરૂપ ન્યૂન દેશમાં રહેનારી દ્રવ્યત્વ જાતિ, તથા ગુણરૂપ ન્યૂન દેશમાં રહેનારી ગુણત્વ જાતિ તથા કર્મરૂપ ન્યૂન દેશમાં રહેનારી કર્મત્વ જાતિ, એ અપરસામાન્ય કહેવાય છે. એજ પ્રમાણે જો કે પૃથ્વીત્વ, જલત્વ, વગેરે દ્રવ્યોની અપેક્ષાએ દ્રવ્યત્વજાતિ પરસામાન્ય છે અને પૃથ્વીત્વાદિ અપરસામાન્ય છે, તથાપિ સત્તા જાતિની અપેક્ષાએ બધીજ જાતિઓ અપરસામાન્ય છે; માટે સત્તા જાતિનેજ પરસામાન્ય અને બાકીની બધીને અપરસામાન્ય કહેવાનો સંપ્રદાય છે.

**पराजयत्वम्**—कृत्यसाध्यत्वधीप्रयुक्तप्रवृत्त्यभाववत्त्वम्। કોઇક કાર્ય કરવું અસાધ્ય છે એવી બુદ્ધિથી તે કાર્ય કરવામાં પ્રવૃત્તિનું ન હોવાપણું તે પરાજયત્વ.

**परामर्शः**—व्याप्तिविषयकपक्षधर्मताज्ञानं परामर्शः। હેતુ વિષે સાધ્યની વ્યાપ્તિને તથા પક્ષવૃત્તિત્વ ધર્મતાને વિષય કરનારૂં જે જ્ઞાન છે, તે જ્ઞાન પરામર્શ કહેવાય છે. જેમ–'અગ્નિની વ્યાપ્તિવાળો જે ધૂમ છે, તે ધૂમવાળો આ પર્વત છે.' આ જ્ઞાન ધૂમરૂપ હેતુમાં અગ્નિરૂપ સાધ્યની વ્યાપ્તિને વિષય કરે છે, તથા પર્વત

રૂપ પક્ષમાં તે હેતુના વૃત્તિત્વરૂપ પક્ષ ધર્મતાને પણ વિષય કરે છે, માટે ઉક્ત જ્ઞાનને પરામર્શ કહે છે. તેમાં એ પરામર્શ 'અગ્નિની વ્યાપ્તિવાળો' એટલા અંશવડે તો ધૂમરૂપ હેતુ વિષે અગ્નિરૂપ સાધ્યની વ્યાપ્તિને વિષય કરે છે; તથા 'ધૂમવાળો આ પર્વત છે, એટલા અંશ વડે ધૂમરૂપ હેતુમાં પક્ષવૃત્તિત્વરૂપ પક્ષધર્મતાને વિષય કરે છે. ( અહીં જેને વિષે અગ્નિ છે એમ સિદ્ધ કરવાનું છે, એવા પર્વતને પક્ષ કહે છે. 'પક્ષ' શબ્દ જુઓ. )

**परार्थानुमानम्**—न्यायप्रयोज्यानुमानं परार्थानुमानम्। ન્યાય ('ન્યાય' શબ્દ જુઓ) વડે જન્ય જે અનુમાન છે, તે પરાર્થાનુમાન કહેવાય છે. સ્વાર્થાનુમાનવાળો પુરૂષ જ્યારે બીજા કોઇ પુરૂષને તે પર્વતમાં અગ્નિની અનુમિતિ કરાવે છે, ત્યારે પ્રતિજ્ઞાદિક પાંચ વાક્યોના સમુદાય રૂપ ન્યાયવડે કરાવે છે. તે ન્યાયવડે તે બીજા પુરૂષને પણ વ્યાપ્તિજ્ઞાન, પરામર્શ, વગેરે થઇને અગ્નિની અનુમિતિ થાય છે. એવું ન્યાયજન્ય અનુમાન બીજા પુરૂષની અનુમિતિનો હેતુ હોવાથી તે પરાર્થાનુમાન કહેવાય છે.

**परार्थानुमितिः**—स्वयं व्याप्याद्व्यापकं प्रतीत्य परप्रतीत्यर्थं प्रयुक्तात्पञ्चावयवात् त्र्यवयवाद्वा वाक्यात्परस्य व्यापकप्रत्ययः परार्थानुमितिः। પોતે વ્યાપ્ય (ધૂમ) ઉપરથી વ્યાપક (અગ્નિ) ની પ્રતીતિ કરીને બીજાને તેવી પ્રતીતિ કરાવવા માટે પાંચ અવયવવાળા કે ત્રણ અવયવવાળા વાક્યનો પ્રયોગ કરીને બીજાને કરાવેલો જે વ્યાપકનો પ્રત્યય, તે પ્રત્યય (જ્ઞાન) નું નામ પરાર્થાનુમિતિ.

**परार्द्धम्**—स्थानात्स्थानं दशगुणमेकैकं गुण्यते द्विजाः। ततोऽष्टादशे भागे परार्द्धमभिधीयते ॥१॥ એકમથી આરંભીને બીજું સ્થાન દશનું આવે છે. ત્રીજું સોનું, એ રીતે દરેક સ્થાન પૂર્વના સ્થાનથી દશગણું હોય છે. એવી રીતે દશગણા કરતાં કરતાં જે અઢારમું સ્થાન આવે તે પરાર્દ્ધ કહેવાય છે.

**परावाक्**—मूलाधारचक्रस्थवाय्वभिव्यङ्ग्योऽतिसूक्ष्मोऽस्मदादेरप्रत्यक्षः शब्दः परावाक्। મૂલાધાર ચક્રમાં રહેલા વાયુવડે અભિવ્યંગ્ય અતિસૂક્ષ્મરૂપ આપણે વગેરેને અપ્રત્યક્ષ શબ્દ તે પરાવાક્.

**परिग्रहः**—शरीरनिर्वाहाधिकार्थार्जनम्। શરીરના નિર્વાહને માટે જરૂર હોય તે કરતાં અધિક અર્થની પ્રાપ્તિ કરવી તે પરિગ્રહ.

૨. शरीरधारणार्थकमस्पृहत्वेऽपि परोपनीतं बाह्योपकरणम्। શરીરના ધારણ માટે સ્પૃહારહિત હોવા છતાં બીજાએ આણેલાં જે બહારનાં સાહિત્યો તે પરિગ્રહ કહેવાય છે.

**परिचयः**—ज्ञातस्य पौनः पुन्येन ज्ञानम्। જે જાણેલું હોય તેનું ફરીફરીને જ્ઞાન થવાપણું ( જાણવાપણું ) તે પરિચય કહેવાય.

**परिच्छिन्नत्वम्**-भेदप्रतियोगित्वम्। ભેદનું જે પ્રતિયોગીપણું તે પરિચ્છિન્નત્વ.

૨. प्रतियोगिसमानसत्ताकात्यन्ताभावप्रतियोगित्वम्। પ્રતિયોગીની સમાન સત્તાવાળા અત્યંતાભાવનું જે પ્રતિયોગિપણું તે પરિચ્છિન્નત્વ.

૩. अत्यन्ताभावाद्यन्यतमप्रतियोगित्वम्। અત્યંતાભાવ વગેરે અભાવોમાંથી ગમે તે અભાવનું જે પ્રતિયોગિપણું તે પરિચ્છિન્નત્વ.

**परिच्छेदः**—જ્ઞાન; નિર્ણય; અવધિ.

**परिच्छेदत्रयम्**-પરિચ્છેદ ત્રણ પ્રકારનો છે.

(૧) **દેશપરિચ્છેદ**—જે વસ્તુ દેશથી મર્યાદિત હોય તેની મર્યાદારૂપ અવધિ તે દેશપરિચ્છેદ. એજ રીતે—

(૨) **કાલપરિચ્છેદ**—કોઇ વસ્તુની કાળવડે થયલી મર્યાદા.

(૩) **વસ્તુપરિચ્છેદ**—કોઇ વસ્તુની બીજી વસ્તુવડે થયેલી મર્યાદા.

**परिणामः**—पूर्वरूपापाये रूपान्तरापत्तिः। પૂર્વરૂપનો નાશ થઇને જે બીજારૂપની પ્રાપ્તિ તે પરિણામ. જેમ દૂધનો પરિણામ દહીં.

૨. पूर्वरूपपरित्यागे सति नानाकारप्रतिभासः। પૂર્વરૂપનો પરિત્યાગ થઇને જે જૂદા જૂદા આકારે પ્રતિભાસ તે. જેમ દૂધનું દહીં, માખણ, ઘી.

३. पूर्वावस्थापरित्यागे सत्यवस्थान्तरप्राप्तिः। પૂર્વની અવસ્થાનો પરિત્યાગ થયે છતે જે બીજી અવસ્થાની પ્રાપ્તિ થાય છે તે. જેમ, કીડામાંથી પતંગિયું, બીજમાંથી વૃક્ષ વગેરે.

४. उपादानसमसत्ताकत्वे सत्यन्यथाभावः। ઉપાદાન કારણની સમાન સત્તાવાળો હોઇને જે બીજે પ્રકારે થવું તે. જેમ માટીમાંથી ઘડો.

५. उपादानसलक्षणत्वे सत्यन्यथाभावः। ઉપાદાનના જેવાજ લક્ષણવાળો જે અન્યથાભાવ તે. જેમ, અનિર્વચનીય પ્રકૃતિમાંથી ઉત્પન્ન થયેલું અનિર્વચનીય જગત્ પણ પ્રકૃતિની સમાન સત્તાવાળું છે. માટે જગત્ એ પ્રકૃતિનું પરિણામ છે.

६. कारणत्वाभिमतवस्त्वभिन्नत्वे सति तत्कार्यत्वम्। કારણરૂપે માનેલી વસ્તુથી અભિન્ન હોઇને જે તેનું કાર્યપણું તે. જેમ સોનાનું કુંડલાદિક એ પરિણામ છે.

**परिनिष्ठा**—અનન્યવૃત્તિત્વ; પર્યવસાન.

**परिभाषा**—शास्त्रकृतासाधारणसङ्केतः। શાસ્ત્રે કરેલો કરેલો અસાધારણ (ખાસ–વિશેષ) સંકેત.

२. आधुनिकसङ्केतः। અર્વાચીન કાળના લોકોએ કરેલો સંકેત.

**परिमण्डलम्**—પરમાણુના માપનું નામ પરિમંડલ.

**परिमाणम्**—मानव्यवहारविषयवृत्तिगुणत्वव्याप्यजातिमत्परिमाणम्। પરિમાણ (માપ) રૂપી વ્યવહારના વિષયમાં વર્તનારી તથા ગુણત્વ જાતિની વ્યાપ્ય એવી જે પરિમાણત્વ જાતિ છે, તે જાતિવાળો ગુણ તે પરિમાણ કહેવાય છે.

२. गुणत्वे सति मानव्यवहारकारणम्। ગુણ હોઇને જે માન (માપ)ના વ્યવહારનું કારણ હોય તે પરિમાણ.

३. मानपरिमितिव्यवहारासाधारणं कारणं परिमाणम्। તોલમાપ તથા લંબાઇ પહોળાઇ વગેરે વ્યવહારનું જે અસાધારણ કારણ હોય તે પરિમાણ કહેવાય.

**परिमाणगुणः**—(૧) અણુત્વ, (૨) મહત્વ, (૩) દીર્ઘત્વ; અને (૪) હ્રસ્વત્વ, એવા ભેદથી આ ગુણ ચાર પ્રકારનો છે, છે. એ ચારે પ્રકારનાં પરિણામ વળી પરમ અને મધ્યમ, એવા ભેદથી બે પ્રકારનાં છે. એ પરિમાણ ગુણ પૃથ્વી આદિક નવે દ્રવ્યોમાં રહે છે. તેમાં પૃથ્વી, જળ, તેજ અને વાયુ એ ચાર પરમાણુઓમાં તથા મનમાં પરમ અણુત્વ તથા પરમ હ્રસ્વત્વ ગુણ રહે છે; તથા પૃથ્વી આદિક ચારના અણુકોમાં મધ્યમ અણુત્વ તથા મધ્યમ હ્રસ્વત્વ રહે છે; અને આકાશ, કાલ દિશા તથા આત્મા, એ ચારમાં પરમ મહત્વ તથા પરમ દીર્ઘત્વ રહે છે. ઘટાદિક દ્રવ્યોમાં મધ્યમ મહત્વ તથા મધ્યમ દીર્ઘત્વ રહે છે.

એ પરિમાણ ગુણ નિત્ય દ્રવ્યોમાં નિત્ય હોય છે અને અનિત્ય દ્રવ્યોમાં અનિત્ય હોય છે. અનિત્ય પરિમાણ પણ (૧) સંખ્યાજન્ય, (૨) પરિમાણ જન્ય, અને (૩) પ્રચયજન્ય એમ ત્રણ પ્રકારનું હોય છે.

**परिवृत्तिसहः**—એક જાતનો યૌગિક શબ્દ, જેનાં પૂર્વ અને ઉત્તર પદને ઉલટાવ્યાથી યોગલભ્ય અર્થનું જ્ઞાન થાય છે. જેમ,–हिनस्तीति सिंहः (હિંસા કરે તે સિંહ.) सिंह પદના વ્યંજનોને ઉલટાવ્યાથી हिंस् પદ થાય છે, અને તેનો યોગલભ્ય અર્થ હિંસા કરનારૂં પ્રાણી એવો થાય છે. એવા શબ્દને 'પરિવૃત્તિસહ' કહે છે.

**परिशिष्टम्**—अवशिष्टार्थबोधकग्रन्थः। ગ્રંથમાં કહેલી બાબત કરતાં વિશેષ કહેવાનું કાંઇ બાકી રહેલું હોય તે જણાવનારો ગ્રંથ પૂરવણી પ્રકરણ.

**परिशेषः**—प्रसक्तस्य प्रतिषेधेऽन्यत्राप्रसङ्गात्परिशिष्यमाणे संप्रत्ययः परिशेषः। પ્રાપ્ત અર્થનો નિષેધ કરવાથી અને તેનાથી બીજા અર્થમાં અપ્રાપ્તિ થતાં પરિશેષથી રહેલા અર્થમાં જે અનુમિતિ જ્ઞાનની વિષયતા છે તેને પરિશેષ કહે છે. જેમ રૂપાદિ ગુણની પેઠે શબ્દ પણ ગુણ છે, માટે તે પણ અવશ્ય કોઇ દ્રવ્યનો આશ્રિત હોવો જોઇએ; પણ પૃથ્વી આદિક

આઠ દ્રવ્યોમાં કોઇ તેનો આશ્રય જણાતો નથી, ત્યારે બાકી રહેલું આકાશ એજ તેનો આશ્રય છે, એમ અનુમાન કરવું એ પરિશેષ કહેવાય છે.

**પરિશેષાનુમાનમ્**—तदितरविशेषाभाववत्वे सति सामान्यवत्त्वरूपो हेतुः। અથવા विशेषाभावसहकृतसामान्यहेतुकानुमानम् । જે હેતુ સામાન્ય ફળથી બીજા કોઇ વિશેષ ફળના અભાવવાળો હોઇને સામાન્ય ફળવાળાપણારૂપ હોય, તે હેતુવાળું અનુમાન તે પરિશેષાનુમાન અથવા વિશેષ ફળના અભાવ સહિત સામાન્ય ફળરૂપ હેતુવાળું અનુમાન તે પરિશેષાનુમાન. જેમ "मङ्गलं समाप्तिफलकं समाप्त्यन्याफलकत्वे सति सफलत्वात्।" "મંગળ સમાપ્તિરૂપ ફળવાળું છે, સમાપ્તિ સિવાય બીજા કોઇ ફળવાળું તે ન હોઇને (પણ) ફળવાળું છે માટે." એમાં સમાપ્તિ ફળ સિવાય બીજું કોઇ ફળ તો 'મંગળ'નું છે નહિ અને સફળ તો છે, તેથી મંગળ સમાપ્તિ ફળવાળુંજ સિદ્ધ થયું છે. (અર્થાપત્તિ જેવું આ અનુમાન છે.)

**પરિસંખ્યાવિધિઃ**—उभयोश्च युगपत्प्राप्ताવિતરવ્યાવૃત્તિपरो विधिः। એકજ કાળે બે અર્થો પ્રાપ્ત થાય, ત્યારે ઇતર અર્થની નિવૃત્તિનો બોધક જે વિધિ તે પરિસંખ્યા વિધિ કહેવાય છે. જેમ "पञ्चपञ्चनखा भक्ष्याः" "પાંચ નખવાળાં પાંચ પશુ ભક્ષ્ય છે." આ વિધિ પરિસંખ્યા વિધિ કહેવાય છે. તેમાં સસલું, શાહુડી, ઘો, ગેંડો અને કાચબો, એ પાંચ પ્રાણીઓ પાંચ નખવાળાં છે. તથા એ પાંચથી ભિન્ન મનુષ્ય, વાનર આદિ પણ પાંચ નખવાળાં છે. એ બન્નેનું રાગથી (ભક્ષણ કરવાની સ્વાભાવિક ઇચ્છાથી) ભક્ષણ પ્રાપ્ત થયે ઉક્ત વિધિ પેલાં પાંચ નખવાળાં સસલાં વગેરે પાંચ પ્રાણીઓથી ભિન્ન મનુષ્ય, વાનર વગેરે પ્રાણીઓના ભક્ષણની નિવૃત્તિનુંજ બોધન કરે છે, પણ સસલા વગેરે પાંચ પ્રાણીઓના ભક્ષણનું વિધાન કરતું નથી. કેમકે સસલા વગેરેનું ભક્ષણ લોકોને પ્રથમથીજ રાગવડે પણ પ્રાપ્તજ છે; માટે ઉક્ત વિધિ પરિસંખ્યાવિધિ કહેવાય છે.

૨. उभयप्राप्तावितरव्यावृत्तिबोधको विधिपरिसंख्याविधिः। એકે વખતે બે પદાર્થ પ્રાપ્ત થાય ત્યારે તેમાંથી એકની વ્યાવૃત્તિનો બોધક જે વિધિ તે પરિસંખ્યાવિધિ જેમ,–"इमामगृह्णन्रशनामृतस्य"–"સત્યની આ લગામને ઝાલી." એ વચનથી ઘોડાની તથા ગધેડાની બન્નેની લગામ ઝાલવાની પ્રાપ્ત થઇ. ત્યાં આગળ એવું વચન છે કે "अश्वाभिधानीमादत्ते" "ઘોડાની લગામ ઝાલે છે." આ વચન વડે ગધેડાની લગામ ઝાલવાની વ્યાવૃત્તિમાત્ર કરી છે, ઘોડાની લગામ ઝાલવાનો વિધિ નથી કહ્યો. એ રીતે જે વિધિવડે ખાસ કરીને કોઇ અર્થનો નિષેધ થતો હોય, તે પરિસંખ્યા વિધિ કહેવાય છે. અહીં "अश्वाभिधानीमादत्ते" એ વિધિ વાક્ય વડે ગર્દભની રશના (લગામ)ની વ્યાવૃત્તિ થાય માટે એ પરિસંખ્યા વિધિ છે.

**ટીપ:**—નિયમવિધિમાં તથા પરિસંખ્યાવિધિમાં ઇતરની આવૃત્તિ સમાન છે, તથાપિ નિયમ વિધિમાં તો ઇતરની નિવૃત્તિ 'અર્થાત્' છે, અને પરિસંખ્યાવિધિમાં તો ઇતરની નિવૃત્તિ વિધેય છે; એટલો ફેર છે.

**પરિહારત્વમ્**—दोषाद्युद्धरणत्वम् । દોષ વગેરેને દૂર કરવાપણું.

**પરીક્ષકઃ**—शास्त्रसंस्कृतमतिः । શાસ્ત્રના સંસ્કારવાળી બુદ્ધિવાળો.

૨. प्रमाणेन परीक्ष्यव्यवहर्त्ता। પ્રમાણવડે પરીક્ષા કરીને વ્યવહાર કરનારો.

**પરીક્ષા**—लक्षितस्यैतल्लक्षणं संभवति न वेति विचारः परीक्षा । જે વસ્તુનું લક્ષણ કહ્યું હોય તે વસ્તુનું તે લક્ષણ સંભવે છે કે નથી સંભવતું એવો વિચાર તે પરીક્ષા કહેવાય છે. જેમ, પૃથ્વી વગેરેનું ગંધત્વ વગેરે લક્ષણ

-સંભવે છે કે નહિ, એવો વિચાર કરવો તે લક્ષણની પરીક્ષા કહેવાય છે.

૨. तर्कप्रमाणादिना वस्तुतत्त्वावधारणम् । તર્ક અને પ્રમાણવડે વસ્તુના તત્ત્વનો નિશ્ચય કરવો તે પરીક્ષા.

**परोक्षज्ञानम्**—( ज्ञानगतपरीक्षता )–विषयचित्तादात्म्याऽनापन्नं प्रमाणचैतन्यम् । વિષયચૈતન્યની સાથે તાદાત્મ્યપણાને નહિ પામેલું પ્રમાણચૈતન્ય, તે પરોક્ષજ્ઞાન કહેવાય. એનેજ જ્ઞાનગત પરોક્ષતા પણ કહે છે.

૨. अनाधिगताबाधितवर्तमानयोग्यविषयचैतन्यभिन्नं प्रमाणचैतन्यम् । પહેલાં નહિ જાણેલું, બાધિત નહિ થયેલું, અને વર્તમાનકાળમાં હોય એવું યોગ્ય જે વિષયચૈતન્ય, તેનાથી ભિન્ન જે પ્રમાણચૈતન્ય તે પરોક્ષજ્ઞાન કહેવાય.

**परोक्षत्वम्**—योग्यविषयस्यानावृतसंवित्तादात्म्याभावः । અજ્ઞાનકૃત આવરણથી રહિત જે સાક્ષિચૈતન્ય છે તેનું નામ અનાવૃતસંવિત્ છે. એવી અનાવૃતસંવિતની સાથે પ્રત્યક્ષયોગ્ય વિષયના તાદાત્મ્યનો જે અભાવ તે પરોક્ષપણું.

**पर्यनुयोगः**—દૂષણને માટે જિજ્ઞાસા. નિગ્રહસ્થાનમાં આવેલા વાદીને તેનું દૂષણ કહેવાનો અવસર તે પર્યનુયોગ.

**पर्यनुयोज्यः**—વાદમાં વાદી નિગ્રહસ્થાનમાં સપડાયો હોય ને તેને કહી દેવું જોઇએ. એવી રીતે કહેવા યોગ્ય વાદી તે પર્યનુયોજ્ય કહેવાય.

**पर्यनुयोज्योपेक्षणम्**—उद्भावनार्हपरकीयनिग्रहस्थानानुद्भावनं पर्यनुयोज्योपेक्षणम् । નિગ્રહસ્થાનમાં પ્રાપ્ત થયેલા વાદીનું નિગ્રહસ્થાન સભાસદ મધ્યસ્થોએ પ્રતિવાદીને કહેવું જોઇએ; પણ એ રીતે પર્યનુયોજ્ય એટલે નિગ્રહસ્થાનમાં સપડાયલા વાદીનું નિગ્રહસ્થાન પ્રતિવાદીને ન કહેવું તે પર્યનુયોજ્યોપેક્ષણ કહેવાય છે.

**पर्यन्ततत्वम्**—तदवधिकविप्रकर्षशून्यत्वे सति तत्सन्निकृष्टत्वम् । કોઇ દિશાદિના અવધિ સુધીના અંતર ( દૂરતા ) થી રહિત હોઇને તે દેશાદિની જે સમીપતા તે પર્યન્તત્વ કહેવાય. અર્થાત્ અમુક હદમાં આવેલો પ્રદેશ.

**पर्याप्तिः**—સ્વરૂપસંબંધને પર્યાપ્તિ કહે છે. પ્રતિયોગી વસ્તુનું અથવા અનુયોગી વસ્તુનું જે સ્વરૂપ છે તેજ સંબંધરૂપ હોય તો તેને સ્વરૂપસંબંધ કહે છે. જેમ, બે ઘડામાં રહેલું દ્વિત્વ સંખ્યાસ્વરૂપ તેજ તે બે ઘડામાં પર્યાપ્તિ નામે સંબંધ છે, તાત્પર્ય આ પ્રમાણે છેઃ– દ્વિત્વ, ત્રિત્વાદિક અનેકત્વ સંખ્યા અનેક દ્રવ્યોને આશ્રિત રહે છે, એક દ્રવ્યને આશ્રિત રહેતી નથી. જેમ, બે ઘડાની સંખ્યા બે ઘડાને આશ્રિત છે અને ત્રણ ઘડાની સંખ્યા ત્રણ ઘડાને આશ્રિત છે, પણ પ્રત્યેક ઘડાને આશ્રિત રહેતી નથી. જો કે તે દ્વિત્વ, ત્રિત્વાદિક સંખ્યા સમવાય સંબંધે કરીને પ્રત્યેક ઘડામાં પણ રહે છે, તથાપિ 'આ એકત્વ સંખ્યાવાળું દ્રવ્ય દ્વિત્વ સંખ્યાવાળું છે. એવી પ્રતીતિ લોકને થતી નથી; પણ આ એકત્વ સંખ્યાવાળું દ્રવ્ય દ્વિત્વ સંખ્યાવાળું નથી, એવીજ પ્રતીતિ લોકોને થાય છે; માટે તે દ્વિત્વાદિક સંખ્યા પર્યાપ્તિ ( સમાપ્તિ ) નામે કોઇ સંબંધ વિશેષ માનવો જોઇએ. માટે બે ઘડામાંની દ્વિત્વ સંખ્યા પર્યાપ્તિ સંબંધ વડે તે બે ઘડામાં રહે છે, તેમ ત્રણ ઘડામાં જે ત્રિત્વ સંખ્યા છે તે પર્યાપ્તિ સંબંધ વડે ત્રણ ઘડામાં છે, ઇત્યાદિ.

**पर्यायः**—समानार्थबोधकः । સમાન અર્થનું બોધન કરનારો ( શબ્દ ).

૨. नानाशब्दैकार्थबोधकः पर्यायः । એકજ અર્થનું બોધન કરનારા જે અનેક શબ્દો છે તે અર્થનો બોધ કરનારો જે શબ્દ તે પર્યાય શબ્દ.

૩. तत्समानपदान्तरेण तदर्थकथनम् । તેના સમાન અર્થવાળા બીજા શબ્દ વડે તેજ અર્થનું કથન કરવું તે પર્યાય. ૪. અનુક્રમ.

**पर्युदासः**—અન્યોન્યાભાવ. જેમ–"ઘટ એ પટ નથી."

२. " अब्राह्मणने બોલાવો." એમાં નञने જે અર્થ છે તે પણ પર્યુદાસ કહેવાય છે.

**पश्चिमादिक्—प्रतिची**—स्वापेक्षास्ताचलसन्निहितादिक्। પોતાની અપેક્ષાથી અસ્તાચલની સમાપમા આવેલી દિશા તે પશ્ચિમા અથવા પ્રતીચી દિશા કહેવાય છે.

**पश्यन्ती**-- नाभिचक्रस्थवाय्वभिव्यङ्ग्यो योगिप्रत्यक्षगोचरः शब्दः। નાભિચક્રમાં રહેલા વાયુથી અભિવ્યક્ત થવા યોગ્ય અને યોગીઓને સંભળાય એવો શબ્દ તે પશ્યંતીવાણી કહેવાય છે.

**पाखण्डी**—वेदाचारत्यागी। વેદમાં કહેલા આચારનો ત્યાગ કરનાર.

२. वेदविरुद्धार्थप्रतिपादकः। વેદથી વિરુદ્ધ અર્થને પ્રતિપાદન કરનાર પાખંડી કહેવાય છે.

**पाठः**—शास्त्रादिग्रन्थानां पौनःपुन्येनोचारणम्। શાસ્ત્ર વગેરે ગ્રંથોનું ફરી ફરીને ઉચ્ચારણ કરવું ( શાસ્ત્ર વગેરેનું મુખથી બોલીને વારંવાર આવર્તન ) તે પાઠ.

**पाठव्यसनम्-पाठवासना**—शास्त्रतात्पर्याग्रहणेन समग्रावस्था शास्त्रपाठासक्तिः। શાસ્ત્રનું તાત્પર્ય નહિ ગ્રહણ કરતાં સમગ્ર અવસ્થાવાળાં શાસ્ત્રોના પાઠની આસક્તિ તે પાઠવ્યસન અથવા પાઠવાસના કહેવાય છે.

**पाणिः**—मणिबन्धावच्छ्यङ्गुलिपर्यन्तः। કાંડાથી તે આંગળીઓ સુધીનો હાથનો ભાગ.

२. आदानक्रियासाधनमिन्द्रियं पाणिः। ગ્રહણ ક્રિયાનું સાધન જે ઇંદ્રિય તેને પાણિ (હાથ) કહે છે.

**पात्रम्**—स्वयजमानयो रक्षकं पात्रम्। પોતાનું અને યજમાનનું રક્ષણ કરે એવો જે હોય તે પાત્ર કહેવાય.

(२) पतन्तं त्रायत इति पात्रम्। (નરકાદિમાં) પડતાને જે બચાવે તે પાત્ર કહેવાય.

**पादः**—गमनक्रियासाधनमिन्द्रियम्। ગમન ક્રિયાનું સાધનરૂપ જે ઇંદ્રિય તે પાદ. २. શ્લોકના ચતુર્થાંશને પણ પાદ કહે છે.

**पापम्**—वेदनिषिद्धक्रियाजन्यम्। વેદે નિષિદ્ધ માનેલી ક્રિયાવડે જે ઉત્પન્ન થાય તેને પાપ કહે છે. અધર્મ એ પાપનું બીજું નામ છે.

२. निषिद्धानुष्टानजन्यं पापम्। નિષિદ્ધ કર્મ કરવાથી જે ઉત્પન્ન થાય તે પાપ.

**पापकर्मत्रयम्**—ઉત્કૃષ્ટ, મધ્યમ અને સામાન્ય, એવા ભેદથી પાપકર્મ ત્રણ પ્રકારનું છે. બીજાને પીડા કરનાર ગુચ્છ, ગુલ્મ, વૃશ્ચિકાદિ શરીર આપનાર પાપકર્મ ઉત્કૃષ્ટ પાપ કહેવાય છે; આંબો, ફણસ, વગેરે શરીરો મધ્યમ પાપનું ફળ છે; અને લોકમાં પૂજ્ય એવાં હાથી, ગાય, પીંપળો, તુળસી, વગેરે સામાન્ય પાપનું ફળ છે.

**पामरत्वम्**—शास्त्रसंस्कारशून्यत्वे सति विषयभोगासक्तत्वं। શાસ્ત્રના સંસ્કારથી રહિત હોઇને વિષયભોગમાં આસક્તપણું તે પામરપણું કહેવાય છે.

**पायुः**—विसर्गक्रियासाधनमिन्द्रियम्। વિસર્ગ ( ત્યાગ ) ક્રિયાનું સાધન જે ઇંદ્રિય તેને પાયુ ( ગુદા ) ઇંદ્રિય કહે છે.

**परमार्थिकसत्त्वम्**—कालत्रयाबाध्यत्वम्। ભૂત, વર્તમાન અને ભવિષ્ય એવા ત્રણે કાળમાં જેનો બાધ થઇ શકે નહિ તે પારમાર્થિક સત્ત્વ કહેવાય.

**पारमार्थिकात्यन्ताभावः**—જીવ, ઇશ્વર અને જગત્ રૂપ દ્વૈત પ્રપંચનો પ્રત્યગભિન્ન બ્રહ્મ વિષે જે અત્યંતાભાવ છે તે.

**पारमार्थिकीप्रमा**—तत्त्वमसि આદિ વાકયથી ઉપજેલી અધિકારી પુરૂષની अहं ब्रह्मास्मि એવી પ્રમા તે પારમાર્થિકી પ્રમા.

**पारायणम्**—भागवतादीनामाद्यन्तपाठाधिकारेण प्रवृत्तम्। શ્રીમદ્ ભાગવત વગેરેનો સાદ્યંત પાઠ કરવાના અધિકાર વડે જે કર્મ પ્રવૃત્ત થયું હોય તે પારાયણ કહેવાય છે.

**पारिभाषिकः**—शास्त्रसङ्केतविशेषेण तत्तदर्थबोधकः शब्दः। શાસ્ત્ર ખાસ સંકેત વડે

તે તે અર્થનો બોધ કરનારો શબ્દ તે પારિભાષિક શબ્દ કહેવાય છે.

**પાર્થિવવિષયઃ**—गन्धवद्विषयः पार्थिवविषयः। જે વિષય સમવાય સંબંધે કરીને ગંધ ગુણવાળો હોય છે, તે વિષય પાર્થિવ વિષય કહેવાય છે.

૨. गन्धसमानाधिकरणद्रव्यत्वसाक्षाद्व्याप्यजातिमद्विषयः पार्थिवविषयः। ગંધનું સમાનાધિકરણ અને દ્રવ્યત્વનો સાક્ષાત્ વ્યાપ્ય એવો જે વિષય તે પાર્થિવ વિષય કહેવાય છે.

**પાર્થિવશરીરમ્**—गन्धवच्छरीरं पार्थिवशरीरम्। જે શરીર સમવાય સંબંધે કરીને ગંધ ગુણવાળું હોય છે, તે શરીર પાર્થિવ શરીર કહેવાય છે, જેમ-મનુષ્ય, પશુ, પક્ષી, કૃમિ, વૃક્ષ, ઇત્યાદિ શરીરો સમવાય સંબંધે કરીને ગંધ ગુણવાળાં છે, માટે તે પાર્થિવ શરીરો છે.

૨. गन्धसमानाधिकरणद्रव्यत्वसाक्षाद्व्याप्यजातिमत् शरिरं पार्थिवशरीरम। ગંધની સમાનાધિકરણ તથા દ્રવ્યત્વ જાતિનું સાક્ષાત્ વ્યાપ્ય એવી જે પૃથ્વીત્વ જાતિ છે, તે જાતિવાળું શરીર તે પાર્થિવ શરીર. ( જે લોકોને મતે ઉત્પન્ન વિનષ્ટ શરીરમાં તથા ઉત્પત્તિક્ષણાવચ્છિન્ન શરીરમાં તથા સુરભિઅસુરભિ અવયવ જન્મ શરીરમાં ગંધગુણનો અભાવ મનાતો હોય તેમને મતે આ લક્ષણ નિર્દોષ છે.)

**પાર્થિવેન્દ્રિયમ્**—गन्धवदिन्द्रियं पार्थिवेन्द्रियम्। જે ઇંદ્રિય સમવાય સંબંધે કરીને ગંધગુણવાળું હોય તે પાર્થિવ ઇંદ્રિય કહેવાય, સમવાય સંબંધે કરીને ગંધગુણવાળું એક ઘ્રાણ ઇંદ્રિય છે, માટે ઘ્રાણેન્દ્રિયને પાર્થિવેન્દ્રિય કહે છે.

૨. गन्धसमानाधिकरणद्रव्यत्वसाक्षाद्व्याप्यजातिमदिन्द्रियं पार्थिवेन्द्रियम्। ગંધનું સમાનાધિકરણ તથા દ્રવ્યત્વ જાતિનું સાક્ષાત્ વ્યાપ્ય એવી જે પૃથ્વીત્વ જાતિ છે, તે જાતિવાળું ઇંદ્રિય તે પાર્થિવ ઇંદ્રિય જાણવું.

**પિઠરપાકવાદી**—કાર્યકારણના સમુદાયને પિઠર કહે છે. અર્થાત્ અવયવ અને અવયવીનો સમુદાય તે પિઠર કોઇ ઘડાનાં બે કપાલોને પણ 'પિઠર' કહે છે. જે નૈયાયિકો એમ કહે છે કે, ઘડાનાં કપાલોને અગ્નિનો સંયોગ થવાથી એકેજ વખતે ઘડાના શ્યામ રૂપાદિકની નિવૃત્તિ થઇને રક્ત રૂપાદિકની ઉત્પત્તિ થાય છે, તેઓ પિઠરપાકવાદી કહેવાય છે. કેમકે આ વાદીઓ પિઠરનો પાક માને છે, પરમાણુનો પાક માનતા નથી.

**પિતૃત્વમ્**—सपिण्डीकरणोत्तरश्राद्धजन्यफलभागित्वम्। સપિંડીશ્રાદ્ધ કર્યા પછી શ્રાદ્ધથી ઉત્પન્ન થતું ફળ જેને પ્રાપ્ત થાય છે તે પિતૃ.

**પીલુપાકવાદી**—પીલુ એટલે પરમાણુ. પરમાણુપાકવાદી વૈશેષિક શાસ્ત્રવાળાઓ પીલુપાકવાદી કહેવાય છે. તેઓ એમ કહે છે કે અગ્નિના સંયોગથી ઘડાના પરમાણુઓમાં પાક થઇને પૂર્વનાં રૂપરસાદિક નાશ પામે છે તથા બીજાં રૂપરસાદિ ઉત્પન્ન થાય છે.

**પુણ્યં કર્મ**—पुण्यजनकं कर्म-પુણ્યને ઉત્પન્ન કરનારૂં કર્મ તે પુણ્યકર્મ.

૨. વેદવિહિત ક્રિયાજન્ય-જેને ધર્મ કહે છે તે-પુણ્યકર્મ કહેવાય છે.

**પુણ્યકર્મત્રયમ્**—ઉત્કૃષ્ઠ, મધ્યમ, અને સામાન્ય, એવા પુણ્યકર્મના ત્રણ ભેદ છે. તેમાં હિરણ્યગર્ભાદિ શરીર એ ઉત્કૃષ્ઠ પુણ્યકર્મનું ફળ છે; ઇંદ્રાદિ શરીર મધ્યમ પુણ્યનું અને યક્ષરાક્ષસાદિ શરીર એ સામાન્ય પુણ્યનું ફળ છે.

**પુણ્યાદિકર્મત્રયમ્**—પુણ્યકર્મ, પાપકર્મ, અને મિશ્રકર્મ, એમ કર્મ ત્રણ પ્રકારનું છે.

**પુત્રૈષણા**—પુત્રવિષયક અભિમાન કે ચાહના.

**પુદ્ગલપદાર્થઃ**—( જૈનમતે )-જે પદાર્થ પૂરણ થતું જાય તથા ગળતું જાય તે પુદ્ગલ કહેવાય. અર્થાત્ ઉપચય અને અપચયવાળું જે હોય તે પુદ્ગલ. પૃથ્વી, જળ, તેજ, વાયુ, સ્થાવર શરીર અને જંગમ શરીર, એવા પુદ્ગલના છ ભેદ છે.

**पुनरुक्तम्**— अनुवादं विना कथितस्य पुनः कथनं पुनरुक्तम्। કોઇએ કહેલાને ફરી કહી બતાવવું તેને અનુવાદ કહે છે. એવા અનુવાદ વિનાજ એક વાર કહેલા અર્થનું જે પુનઃ કથન છે, તેનું નામ પુનરુક્ત છે. જેમ–शब्दोनित्यः, शब्दोनित्यः, ઇત્યાદિક વચનનું કથન તે પુનરુક્ત કહેવાય છે. ( વાદમાંનો એ એક દોષ છે. )

**पुनरुक्तिः**—पुनःपुनरुक्तिः। વારંવાર તેનું તે બોલવું તે.

૨. एकार्थबोधकानेकपदोक्तिर्वा। અથવા એક અર્થના બોધક અનેક શબ્દો કહેવા તે. જેમ–તેણે શીતળ વારિ, જળ, પાણી પીધું. એમાં વારિ, જળ, પાણી, એ શબ્દો એકજ અર્થના હોવાથી પુનરુક્તિ કહેવાય છે.

**पुरश्चरणम्**—मन्त्रफलसिद्ध्यर्थमुपोद्घातत्वेन पूर्वसेवनम्। મંત્રના ફળની સિદ્ધિને માટે ઉપોદ્ઘાત રૂપે પ્રથમ જે ઉપાસન કરવું તેને પુરશ્ચરણ કહે છે.

**पुराकल्पार्थवादः**—ऐतिह्यसमाचरिततया कीर्तनम्। પુરાણાદિકમાં કહેલી કથાનાં પાત્રો સમાન આનું આચરણ છે એમ કહેવું તે પુરાકલ્પ નામે અર્થવાદ જાણવો.

**पुराणम्**—पुरातनवृत्तान्तकथनम्। જૂના વખતના વૃત્તાન્તનું કથન.

૨. सर्गश्च प्रतिसर्गश्च वंशो मन्वन्तराणि च। वंशानुचरितं चैव पुराणं पञ्चलक्षणम्॥१॥ પ્રાકૃતિક સર્ગ ( મૂળ પ્રકૃતિથી થયેલી સત્ત્વાદિ ગુણો વગેરેની સૃષ્ટિ ), વૈકૃતિક સર્ગ ( પંચ મહાભૂતાદિક વિકૃતિ રૂપ તત્વોથી થયેલી પૃથ્વી તથા મનુષ્યાદિકની સૃષ્ટિ ), રાજાઓના વંશ, મન્વંતરનાં વૃત્તાંત, અને મનુ વગેરેના વંશમાં થયેલા રાજા આદિનાં ચરિત્ર, એ પાંચનું જેમાં કથન કરેલું હોય તે પુરાણ કહેવાય.

**पुरुषः**—( સાંખ્યોનેમતે ) अजन्यत्वे सत्यजनकः। જે કોઇથી ઉત્પન્ન થયેલો ન હોય, તેમ જે કોઇને ઉત્પન્ન ન કરતો હોય તે. અર્થાત્ આત્મા.

૨. पुरुषार्थसम्पादनयोग्यः पुरुषः। ધર્માદિ ચાર પુરૂષાર્થને સંપાદન કરવાને જે યોગ્ય હોય તે પુરૂષ.

૩. पुर्यष्टकेषु वसतीति पुरुषः। પુર્યષ્ટકમાં છે રહેતો હોય તે પુરૂષ–જીવ. ( 'પુર્યષ્ટક' શબ્દ જુઓ ).

**पुरुषार्थः**—त्रिविधदुःखात्यन्तनिवृत्तिः। ત્રણ પ્રકારનાં દુઃખોની અત્યંત નિવૃત્તિ તે પુરૂષાર્થ–મોક્ષ.

૨. सुखावाप्तिर्दुःखपरिहारः। સુખની પ્રાપ્તિ અને દુઃખનો નાશ તે પુરૂષાર્થ.

૩. पुरुषेण साध्योऽर्थः। પુરૂષ વડે સાધ્ય એવો અર્થ.

**पुर्यष्टकम्**—સૂક્ષ્મ શરીર સાથે અવિદ્યા, કામ અને કર્મ, વિશેષ ગણીએ તો તે પુર્યષ્ટક કહેવાય. અથવા, આઠ પુરીઓના સમૂહને પુર્યષ્ટક કહે છે. એ આઠ પુરીઓ:–(૧) પાંચ જ્ઞાનેંદ્રિયો, (૨) પાંચ કર્મેન્દ્રિયો, (૩) ચાર અંતઃકરણ, (૪) પાંચ પ્રાણ, (૫) પાંચ સૂક્ષ્મભૂત, (૬) અવિદ્યા, (૭) કામ, અને (૮) કર્મ, એ આઠ પુરીઓનાં નામ જાણવાં.

**पूरकप्राणायामः**—इडया षोडशमात्राभिः प्राणवायोः पानम्। ડાબી નાસિકાથી સોળ માત્રા જેટલા વખત સુધી પ્રાણવાયુને ખેંચવો તે પૂરક પ્રાણાયામ.

**पूर्वत्वम्**—क्रियाजन्यसंयोगप्रतियोगित्वम्। ક્રિયાથી જન્ય સંયોગનું પ્રતિયોગીપણું ( એટલે સંયોગ થતા પહેલાંની સ્થિતિ ) તે પૂર્વપણું.

**पूर्वपक्षः**—शास्त्रीयसंशयनिरासार्थः प्रश्नः। શાસ્ત્રના વિષય સંબંધી સંશયને દૂર કરવા માટે જે પ્રશ્ન તે પૂર્વપક્ષ.

૨ सिद्धान्तविरुद्धकोटिः। સિદ્ધાન્તની વિરુદ્ધ જે ઉપન્યાસ કરવો તે પૂર્વપક્ષ.
અથવા—

३. सिद्धान्तविरोधितर्कोपन्यासः । સિદ્ધાન્તથી ઉલટા તર્કનો ઉપન્યાસ કરવો તે પૂર્વપક્ષ.

**पूर्वमीमांसा**—पूर्वकाण्डवेदविचारशास्त्रम् । વેદના કર્માદિ પ્રતિપાદક એવા પૂર્વકાંડના વિચારનું શાસ્ત્ર.

**पूर्ववदनुमानम्**—कारणलिङ्गमनुमानं पूर्ववत् । જ્યાં કારણરૂપ લિંગ ( હેતુ ) વડે કાર્યરૂપ સાધ્યની અનુમિતિ થાય છે તે પૂર્વવત્ અનુમાન જાણવું. ( પૂર્વ એટલે કારણ.) જેમ-મેઘની ઘટા વિશેષ વડે વરસાદનું અનુમાન થાય છે. તેમાં વરસાદ તો કાર્ય છે અને મેઘોની ઘટા વિશેષ એ કારણ છે.

કેટલાક ગ્રંથકારો પૂર્વ શબ્દનો અર્થ અન્વયવ્યાપ્તિ કરે છે. તેથી અન્વયવ્યાપ્તિવાળું જે કેવલાન્વયિ અનુમાન તેને 'પૂર્વવત્' કહે છે. જેમ-"घटोऽभिधेयः, प्रमेयत्वात्"-"ઘડો અભિધેય છે, પ્રમેય છે માટે."

**पूर्ववृत्तित्वम्**—कार्यप्रागभावाधिकरणक्षणवृत्तित्वम् । કાર્યના પ્રાગભાવના અધિકરણમાં ક્ષણવાર રહેવાપણું તે. જેમ ઘટ એ કાર્ય છે. તેનો પ્રાગભાવ કપાલોમાં રહેલો છે માટે કપાલોએ પ્રાગભાવનું અધિકરણ છે. એ અધિકરણમાં રહેલા ભાવમાં જે એક ક્ષણ ઘટ કાર્ય રહેલું તે ઘટનું પૂર્વવૃત્તિત્વ કહેવાય.

**पृच्छा**—ज्ञातुमिच्छा । જાણવાની ઇચ્છા.

२. जिज्ञासाविषयकज्ञानानुकूलव्यापारः पृच्छा । જે જાણવાની ઇચ્છા હોય તે વિષયક જ્ઞાનને જ્ઞાનને અનુકૂલ વ્યાપાર તે પૃચ્છા.

**पृथक्त्वम्**—पृथक्व्यवहारविषयवृत्तिगुणत्वव्याप्यजातिमत् पृथक्त्वम् । પૃથક્ વ્યવહારનો વિષયમાં વર્તનારી અને ગુણત્વ જાતિની વ્યાપ્ય એવી જે જાતિ છે, તેને પૃથક્ત્વ કહે છે. ( પૃથક્ત્વ એટલે ભિન્નપણું. )

२. पृथग्व्यवहारासाधारणकारणत्वं पृथक्त्वम् । અમુક વસ્તુ પૃથક્ (ભિન્ન) છે એવા વ્યવહારનું જે અસાધારણ કારણ કે પૃથક્ત્વ.

**पृथक्त्वगुणः**—એક પૃથક્ત્વ, દ્વિપૃથક્ત્વ, ત્રિપૃથક્ત્વ, ઇત્યાદિ ભેદથી પૃથક્ત્વ ગુણ અનેક પ્રકારનો છે. એ ગુણ પૃથ્વી આદિક નવે દ્રવ્યોમાં રહે છે. તેમાં એક પૃથક્ત્વ તો નિત્ય દ્રવ્યોમાં નિત્ય હોય છે અને અનિત્ય દ્રવ્યોમાં અનિત્ય હોય છે; દ્વિપૃથક્ત્વ વગેરે તો સર્વત્ર અનિત્યજ હોય છે.

**पृथिवी**—गन्धसमानाधिकरणद्रव्यत्वसाक्षाद्व्याप्यजातिमत्ती पृथिवी । ગંધગુણનું સમાનાધિકરણ તથા દ્રવ્યત્વ જાતિનું સાક્ષાત વ્યાપ્ય, એવી જે જાતિ છે, તે જાતિવાળું દ્રવ્ય પૃથિવી કહેવાય છે.

२. पृथिवीत्वजातिमती पृथिवी । જે દ્રવ્ય સમવાય સંબંધે કરીને પૃથિવીત્વ જાતિવાળું હોય તે દ્રવ્ય પૃથિવી (પૃથ્વી) કહેવાય છે.

३. गंधसहचरितचतुर्दशगुणवत्त्वं पृथिवीत्वम् । ગંધસહિત ચૌદ ગુણવાળા હોવાપણું તે પૃથ્વીત્વ.

**पृथ्वीगतगुणाः**—પૃથ્વીમાં આ પ્રમાણે ચાદ ગુણો હોય છેઃ-(૧) રૂપ, (૨) રસ, (૩) ગંધ, (૪) સ્પર્શ, (૫) સંખ્યા, (૬) પરિમાણ, (૭) પૃથક્ત્વ, (૮) સંયોગ, (૯) વિભાગ, (૧૦) પરત્વ, (૧૧) અપરત્વ, (૧૨) ગુરુત્વ, (૧૩) દ્રવત્વ, (૧૪) વેગસ્થિતિ સ્થાપક નામે સંસ્કાર.

**पृथ्वीद्रव्यम्**—એના બે પ્રકાર છેઃ (૧) નિત્ય પૃથ્વી, અને (૨) અનિત્ય પૃથ્વી. તેમાં પરમાણુરૂપ પૃથ્વી નિત્ય છે અને દ્વયણુકાદિ કાર્યરૂપ પૃથ્વી અનિત્ય છે. અનિત્ય પૃથ્વી ત્રણ પ્રકારની છેઃ (૧) શરીરરૂપી પૃથ્વી, (૨) ઇંદ્રિયરૂપ પૃથ્વી, અને (૩) વિષયરૂપ પૃથ્વી. તેમાં શરીરરૂપ પૃથ્વી અથવા પાર્થિવ શરીરઃ (૧) યોનિજ શરીર અને (૨) અયોનિજ શરીર, એ બે પ્રકારનું છે. તેમાં શુક્રશોણિતના મેળાપથી બનેલું શરીર યોનિજ શરીર કહેવાય છે. યોનિજ શરીર પણ (૧) જરાયુજ અને (૨) અંડજ, એમ બે પ્રકારનું છે. તેમાં

મનુષ્યાદિ શરીર જરાયુજ કહેવાય છે; અને પક્ષીસર્પાદિકનું શરીર અંડજ કહેવાય છે.

જે શરીર યોનિજ શરીરથી ભિન્ન હોય તે અયોનિજ શરીર કહેવાય છે. તે ત્રણ પ્રકારનું છે: (૧) ઉદ્ભિજ્જ, (૨) સ્વેદજ, અને (૩) અદષ્ટવિશેષજન્ય. વૃક્ષાદિક શરીર ઉદ્ભિજ્જ કહેવાય છે; કૃમિદંશાદિકનાં શરીર સ્વેદજ કહેવાય છે; અને મનુ આદિકનાં શરીર અદષ્ટ વિશેષજન્ય કહેવાય છે.

**પાર્થિવ ઈંદ્રિય**—ગંધ ગુણનું ગ્રાહક ઇંદ્રિય ઘ્રાણ તે પાર્થિવ ઇંદ્રિય છે. માટી, પથરા, વગેરે અનેક પ્રકારના પદાર્થો તે **પાર્થિવ વિષય** છે.

**पैशुन्यम्**—परोक्षे परदूषणवचनम् । કોઇ માણસની ગેરહાજરીમાં તેનાં દૂષણ બોલવાં તે પૈશુન્ય. અથવા—

૨. परस्मै परोक्षे परदोषप्रकाशनम् । બીજાના આગળ કોઇ માણસની ગેરહાજરીમાં તેના દોષને ઉઘાડા કરવા તે પૈશુન્ય.

**पौरुषेयत्वम्**—नूतनानुपूर्वीरचनत्वम् । નવીન આનુપૂર્વી ( ગોઠવણી )ની રચના કરવી તે ( જેમ કંકપુરાણ. )

૨. पूर्वानुपूर्व्यनपेक्षपुंविशेषबुद्धयधीनानुपूर्वीमत्त्वम् । પહેલાંની રચના પદ્ધતિની અપેક્ષા રાખ્યા વગર પુરૂષ વિશેષની બુદ્ધિથી ગોઠવી કાઢેલી જે આનુપૂર્વી, તેપણું. (જેમ કાદંબરી.)

૩. सजातीयोच्चारणानपेक्षोच्चारणविषयत्वम् । સજાતીય ઉચ્ચારણની અપેક્ષા રાખ્યા સિવાય ઉચ્ચારણનો વિષય હોવાપણું. (જેમ ભારતાદિ)

**प्रकरणम्**—एकार्थप्रतिपादकग्रंथांशः । એક અર્થને પ્રતિપાદન કરનારો ગ્રંથનો ભાગ તે પ્રકરણગ્રંથ કહેવાય.

૨. शास्त्रसिद्धान्तप्रतिपादकग्रन्थः । શાસ્ત્રના સિદ્ધાન્તભાગ સિવાયના વિષયને પ્રતિપાદન કરનારો ગ્રંથ.

૩. शास्त्रैकदेशसम्बद्धत्वे सति शास्त्रकार्यान्तरे स्थितं प्रकरणम् । શાસ્ત્રના એક દેશ સાથે સંબંધ રાખનારૂં હોઇને શાસ્ત્રના કોઇ કાર્યમાં જે રહેલું હોય તે પ્રકરણ.

૪. ( મીમાંસક મતે ) उभयाकाङ्क्षा प्रकरणम् । यथा प्रयाजादिषु । વિધિવાક્ય અને અંગવાક્ય, બન્નેની આકાંક્ષાવાળું તે પ્રકરણ, જેમ પ્રયાજ આદિકમાં. અર્થાત્ જેમાં પ્રધાનકર્મની અને અંગકર્મની આકાંક્ષા રહેલી તે પ્રકરણ કહેવાય છે. અથવા—

૫. अङ्गवाक्यसापेक्षं प्रधानवाक्यम् । અંગ પ્રતિપાદક વાક્યની અપેક્ષાવાળું પ્રધાન વાક્ય જેમા કહેલું હોય તે પ્રકરણ કહેવાય.

૬. सङ्गतिपदर्शनप्रयोजिकाङ्क्षा प्रकरणम् । જે આકાંક્ષાને લીધે સંગતિનું ( ગ્રંથમાંના પૂર્વાપર સંબંધનું ) પ્રદર્શન કરવાની જરૂર લાગે છે તે આકાંક્ષા બોધક ગ્રંથ સંદર્ભને પ્રકરણ કહે છે.

**प्रकरणसमोहेत्वाभासः**–( 'सत्प्रतिपक्षः' શબ્દ જુઓ. )

**प्रकारता**—વિષયતા; વિશેષણત્વ નામની એક પ્રકારની વિલક્ષણ વિષયતાને પણ પ્રકારતા કહે છે.

**प्रकाशमानत्वम्**—स्वसत्तायां स्वसत्ताप्रकारकसंशयाद्यगोचरत्वम् । પોતાની સત્તા (અસ્તિત્વ)માં પોતાની સત્તા છે કે નહિ એવા પ્રકારના સંશયાદિનું નહિ જણાવાપણું તે પ્રકાશમાનત્વ.

**प्रकृतिः**—प्राचीनकर्मसंस्काराधीनस्वभावः । પૂર્વનાં કર્મના સંસ્કારને અધીન જે સ્વભાવ તે. અર્થાત્ પૂર્વકર્મના સંસ્કાર પ્રમાણે જે સ્વભાવનું બંધારણ તે પ્રકૃતિ.

૨. तत्त्वान्तरारम्भकत्वं प्रकृतित्वम् । પોતાનાથી ભિન્ન તત્વનું આરંભકપણું તે પ્રકૃતિપણું. અથવા—

૩. तत्त्वान्तरोपादनत्वम्—બીજા તત્વનું જે ઉપાદાનપણું તે પ્રકૃતિત્વ.

૪. अजन्यत्वे सति जनकत्वं मूलप्रकृतित्वमिति साङ्ख्यमते । સાંખ્યમતમાં—જે ઉત્પત્તિરહિત હોઇને બીજા ( તત્ત્વની ) જનક હોય તે મૂલપ્રકૃતિ કહેવાય છે.

५. ( મીમાંસકોને મતે ) प्राथमिकविधिप्रतिपादितसमग्रेतिकर्तव्यताकत्वम् । યાગમાં જે પ્રથમ કરવાનો વિધિ છે, તે વિધિવડે પ્રતિપાદિત સમગ્ર ઇતિકર્ત્તવ્યતાવાળા હોવાપણું તે પ્રકૃતિપણું. ( અર્થાત તે પ્રકૃતિયાગ કહેવાય છે. )

૬. कार्याकारेण विक्रियमाणत्वं प्रकृतित्वम् । કાર્યરૂપે જે વિકાર પામે છે તેને પ્રકૃતિ કહે છે અને એવું વિકારપણું તે પ્રકૃતિત્વ.

૭. सत्त्वरजस्तमोगुणानां साम्यावस्था प्रकृतिः । સત્ત્વ, રજસ્ અને તમસ્, એ ગુણોની સામ્યાવસ્થા તે પ્રકૃતિ (વેદાન્ત).

૮. ( વૈયાકરણોને મતે ) अर्थावबोधहेतुः प्रत्ययविधानावधिभूतः शब्दविशेषः प्रकृतिः । પ્રત્યય લગાડતા પહેલાં શબ્દનું જે રૂપ હોય છે તથા જે અર્થના જ્ઞાનનો હેતુ હોય છે એવા શબ્દ વિશેષ ને પ્રકૃતિ કહે છે.

૯. ( વેદાન્ત ) જગતના મૂળ કારણરૂપ અજ્ઞાન તે પ્રકૃતિ.

**प्रकृतिविकृतिः**—(સાંખ્યમતે) મહત્તત્ત્વ, અહંકાર અને શબ્દાદિ પાંચ તન્માત્રાઓએ સાત પ્રકૃતિવિકૃતિ કહેવાય છે, કેમકે તે અનુક્રમે પોતાની પછીનાનાં કારણ હોવાથી પ્રકૃતિરૂપ છે, અને પોતાની પૂર્વનાનાં કાર્ય હોવાથી વિકૃતિરૂપ છે.

**प्रक्रियाग्रन्थः**—સ્વમતનું સ્થાપન કરનારા ગ્રંથ તે પ્રક્રિયાગ્રંથ કહેવાય છે. જેમ વેદાન્ત મતનું સ્થાપન કરનારા ગ્રંથઃ-પંચદશી, વેદાન્ત સાર, અપરોક્ષાનુભૂતિ, વાક્યવૃત્તિ, વાક્યસુધા, જીવન્મુક્તિ, વિવેકચૂડામણિ, આત્મબોધ, તત્ત્વબોધ, વગેરે પ્રક્રિયા ગ્રંથ કહેવાય છે.

**प्रचयः**—महदवयवानां प्रशिथिलः संयोगः प्रचयः । મહત્ત્વ પરિણામવાળા અવયવોનો જે પરસ્પર શિથિલ સંયોગ છે તેનું નામ પ્રચય. જેમ રૂના બે ગોળાનો સંયોગ એ પ્રચય છે. પ્રચયવાળા બે રૂના ગોળાથી રૂનો એક મોટો ગોળો થાય છે. એવા મોટા ગોળારૂપ પરિણામમાં શિથિલ નામે સંયોગરૂપ પ્રચય એ સમાવાયિ કારણ છે.

**प्रतिकूलत्वम्**—विरुद्धपक्षावलम्बित्वम् । વિરૂદ્ધ પક્ષનું અવલંબન કરવાપણું તે પ્રતિકૂલત્વ.

**प्रतिग्रहः**—अदृष्टार्थत्यक्तद्रव्यस्वीकारः । અદષ્ટ ફળ થવાના હેતુથી કોઇએ આપેલા દ્રવ્યનો સ્વીકાર કરવો તે પ્રતિગ્રહ કહેવાય છે.

**प्रतिज्ञान्तरम्**—परोक्तदोषोद्दिधीर्षया पूर्वानुक्तविशेषणविशिष्टतया प्रतिज्ञातार्थकथनं प्रतिज्ञान्तरम् । પ્રતિવાદીએ કહેલા દોષનો ઉદ્ધાર કરવાની ( કાઢી નાંખવાની ) ઇચ્છા વડે પૂર્વે નહિ કહેલા વિશેષણ વડે વિશિષ્ટ કરીને જે પ્રતિજ્ઞા કરેલા અર્થનું કથન છે, તેનું નામ પ્રતિજ્ઞાન્તર છે. જેમ,–' क्षित्यादिकं गुणजन्यं कार्यत्वात् ' ( પૃથ્વી વગેરે ગુણવડે જન્ય છે, કાર્યરૂપ હોવાથી. ) આ અનુમાન વડે વાદીએ પૃથ્વી આદિકમાં ઈશ્વરના જ્ઞાન ઇચ્છાદિક ગુણો વડે જન્યત્વ સિદ્ધ કર્યું. પ્રતિવાદીએ પૃથ્વી આદિકમાં અદષ્ટરૂપ ગુણજન્યત્વને લેઇને (માનીને) સિદ્ધ સાધન દોષ કથન કર્યો. તે દોષનો ઉદ્ધાર કરવા માટે વાદીએ 'ગુણ'નું સવિષયત્વ વિશેષણ ઉમેર્યું. તેથી, જેમ જ્ઞાનાદિકોમાં સવિષયત્વ હોય છે, તેમ ધર્માધર્મરૂપ અદષ્ટ વિષે સવિષયત્વ હોય છે, તેમ ધર્માધર્મરૂપ અદષ્ટવિષે, અવિષયત્વ હોતું નથી; માટે 'ગુણ' પદનું ' સવિષયત્વ ' વિશેષણ કહેવાથી સિદ્ધસાધન દોષની નિવૃત્તિ થઈ જાય છે. પરંતુ ગુણનું એ સવિષત્વ વિશેષણ પ્રથમ કહ્યું નહોતું, તેથી એ ' પ્રતિજ્ઞાન્તર ' નામે નિગ્રહસ્થાન થયું.

**प्रतिज्ञावाक्यम्**—साध्यविशिष्टपक्षबोधजनकं वचनं प्रतिज्ञावाक्यम् । શ્રોતા પુરૂષને, સાધ્ય વિશિષ્ટ પક્ષના બોધનું જનક જે વચન છે, તે વચન પ્રતિજ્ઞાવાક્ય કહેવાય છે. જેમ–' पर्वतो वह्निमान् ' ( ' પર્વત અગ્નિવાળો છે ' ) આ વચન અગ્નિરૂપ સાધ્યવડે વિશિષ્ટ જે પર્વતરૂપી પક્ષ છે, તે પક્ષના બોધનુંજનક છે, માટે એ વાક્ય પ્રતિજ્ઞાવાક્ય કહેવાય છે.

२. उत्तरकाले स्वकर्त्तव्यत्वेन निर्देशः। હવે પછીના કાળમાં પોતાને જે કર્ત્તવ્ય છે તેનો નિર્દેશ તે પ્રતિજ્ઞા.

३. कर्त्तव्यत्वप्रकारक ज्ञानानुकूलव्यापारः । જે પ્રકારે પોતે કરવા ધારતો હોય તે પ્રકારના જ્ઞાનને અનુકૂલ વ્યાપાર ( મોઢે બોલી બતાવવું, હાથમાં જળ લેવું. ઈત્યાદિ. )

४. पक्षे साध्यनिर्देशः प्रतिज्ञावाक्यम् । અનુમાન પ્રકરણમાં પક્ષમાં સાધ્યનો બોધ કરનારૂં જે વાકય પ્રથમ બોલવામાં આવે છે તે. જેમ–' પર્વત અગ્નિવાળો છે ' એ પ્રતિજ્ઞાવાકય છે.

**प्रतिज्ञाविरोधः**—स्वोक्तसाध्यविरुद्धहेतुकथनं प्रतिज्ञाविरोधः। પોતે કહેલા સાધ્યથી વિરુદ્ધ હેતુનું જે કથન તેનું નામ પ્રતિજ્ઞા વિરોધ નામ નિગ્રહસ્થાન છે. જેમ, द्रव्यं गुणभिन्नं रूपादित पृथक्त्वेन अनुपलभ्यमानत्वात् । ( દ્રવ્ય ગુણથી ભિન્ન છે, રૂપાદિથી ભિન્નપણા વડે પ્રતીત નહિ થતું હોવાથી ) અહીં ગુણ ભિન્નત્વરૂપ સાધ્યથી, ' રૂપાદિથી ભિન્નપણાવડે અપ્રતીતિરૂપ ' હેતુ વિરુદ્ધ છે. અર્થાત્ એ હેતુ ઉક્ત સાધ્યની વ્યાપ્તિવાળો નથી. એવા સાધ્ય વિરુદ્ધ હેતુના કથનને પ્રતિજ્ઞા વિરોધ કહે છે.

**प्रतिज्ञासन्न्यासः**—स्वोक्तेर्थे परेण दूषिते तदपलापः प्रतिज्ञासन्न्यासः। વાદીએ કહેલા અર્થમાં પ્રતિવાદીએ દૂષણ આપ્યાથી વાદી તે અર્થનો અપલાપ કરે ( એટલે પોતે એમ કહ્યું નથી, એમ ફરી બેસસે ) તેનું નામ પ્રતિજ્ઞા સંન્યાસ છે. જેમ, ' शब्दोऽनित्यः एन्द्रियकत्वात् । ' ( શબ્દ અનિત્ય છે, ઇંદ્રિયજન્ય જ્ઞાનનો વિષય હોવાથી ) આવું અનુમાન કરીને વાદીએ શબ્દનું અનિત્યત્વ સિદ્ધ કર્યું; પછી બીજા પ્રતિવાદીએ તે ઐંદ્રિયકત્વરૂપ હેતુનો જાતિરૂપ સામાન્યમાં વ્યભિચાર કથન કર્યો–અર્થાત્ તે જાતિરૂપ સામાન્યમાં અનિત્યત્વરૂપ સાધ્ય ન છતાં પણ ઐંદ્રિયકત્વ રહેલું છે–અને એ રીતે અનુમાનને દૂષિત કર્યું. તે જોઈ પ્રથમવાદી, ' શબ્દ અનિત્ય છે ' એમ કોણે કહ્યું છે ? એમ પોતાના બોલેલાનો અપલાપ કરે તો તે પ્રતિજ્ઞાસંન્યાસ નામે નિગ્રહસ્થાન કહેવાય.

**प्रतिज्ञाहानिः**— प्रतिज्ञातार्थपरित्यागः प्रतिज्ञाहानिः। પૂર્વે પ્રતિજ્ઞા કરેલા અર્થનો જે પરિત્યાગ તે પ્રતિજ્ઞાહાનિ કહેવાય. જેમ ' शब्दोऽ नित्यः प्रत्यक्षगुणत्वात् । ' ( શબ્દ અનિત્ય છે, પ્રત્યક્ષ ગુણત્વ હોવાથી. ) એવા અનુમાન વડે શબ્દમાં અનિત્યત્વ સિદ્ધ કરનારા વાદી પ્રતિ બીજો વાદી 'सोऽयं गकार' ( તે ગકાર. ) છત્યાદિક પ્રત્યભિજ્ઞા બળથી તે શબ્દમાં નિત્યત્વ સિદ્ધ કરે છે, ત્યારે પહેલો વાદી એમ કહે કે ' ભલે, શબ્દ નિત્ય હો. ' એ રીતે શબ્દના નિત્યત્વનો અંગીકાર કરીને શબ્દના અનિત્યત્વની પ્રતિજ્ઞાને ત્યાગ કરી દે છે. એનું નામ પ્રતિજ્ઞાહાનિ નામે નિગ્રહસ્થાન છે. ટુંકામાં–

२ स्वकृतोक्तपरित्यागः प्रतिज्ञाहानिः। પોતે કહેલાનો પોતે પરિત્યાગ કરવો તે પ્રતિજ્ઞાહાનિ.

**प्रतितन्त्रम्**–પોતાના મતથી વિરુદ્ધ શાસ્ત્ર.

**प्रतितन्त्रसिद्धान्तः**— वादिप्रतिवाद्येकतरमात्राभिमतसिद्धान्तः–વાદી અને પ્રતિવાદી એ બેમાંથી માત્ર એક જણે જ માન્ય રાખેલા સિદ્ધાન્ત.

२. समानतन्त्रसिद्धः परतन्त्रासिद्धः । જે સિદ્ધાન્ત પોતાના સમાન શાસ્ત્રોમાં સિદ્ધ હોય અને બીજાં શાસ્ત્રોમાં અસિદ્ધ હોય, તે સિદ્ધાન્ત પ્રતિતંત્ર સિદ્ધાન્ત કહેવાય છે. જેમ મીમાંસકો શબ્દને નિત્ય માને છે, અને નૈયાયિકો અનિત્ય માને છે. અથવા નૈયાયિકોને મતે મન ઇંદ્રિય છે, અને તેના સમાન શાસ્ત્રમાં ( વૈશેષિકમાં ) પણ મન ઇંદ્રિય છે. પણ તેના પ્રતિતંત્રમાં (વેદાન્તમાં) મન ઇંદ્રિય નથી. આ પ્રતિતંત્ર સિદ્ધાન્ત છે.

**प्रतिपादनम्** ।–प्रतिपाद्यं मुखतः प्रतिज्ञाय पश्चात्तत्सिद्धिहेतुप्रदर्शनम् । પ્રતિપાદ્ય વસ્તુની

પ્રથમ મુખથી પ્રતિજ્ઞા કરીને પછી તેને સિદ્ધ કરવાના હેતુઓ બતાવવા તે પ્રતિપાદન.

૨. प्रतिपत्त्यनुकूलः शब्दप्रयोगः । જ્ઞાન થવાને અનુકૂળ એવા શબ્દોમાં કથન કરવું તે.

**प्रतिप्रसवः**—प्रतिषिद्धैकदेशस्य पुनर्विधानम् । એકવાર જે વિષયના એક ભાગનો નિષેધ કર્યો હોય તે ભાગનું ફરીને વિધાન કરવું તે પ્રતિપ્રસવ.

**प्रतिवन्दी**—नोद्यपरिहारसाम्यं प्रतिवन्दी । વાદી અને પ્રતિવાદી બન્નેના પક્ષમાં જે શંકા સમાધાનની તુલ્યતા તે પ્રતિબંદી ( એને કોઈ પ્રતિવંદી પણ કહે છે. )

**प्रतिवन्धः**—कार्यानुकूलकिञ्चिद्धर्मविघटकः । કાર્યને અનુકૂળ એવા કોઇક ધર્મને જે અટકાવતો હોય તે પ્રતિબંધ કહેવાય છે. જેમ, અગ્નિમાં દાહરૂપ કાર્યને અનુકૂળ જે શક્તિરૂપી કોઈક ધર્મ છે, તેને રોકનાર જે મણિમંત્ર ઔષધ વગેરે છે, તેને પ્રતિબંધ કહે છે.

**प्रतिवन्धकत्वम्**— कारणीभूताभावप्रतियोगित्वम् । જે અભાવ જે કાર્યના પ્રતિ કારણ હોય છે, તે અભાવનો પ્રતિયોગી તે કાર્યનો પ્રતિબંધક હોય છે. જેમ, અગ્નિદાહનું કારણ મણિમંત્રાદિકોનો અભાવ છે. માટે તે અભાવના પ્રતિયોગી મણિમંત્રાદિક દાહના પ્રતિબંધક થાય છે.

૨. पुष्कलकारणे सति कार्योत्पादविरोधित्वम् । પૂરતાં કારણ છતાં કાર્યની ઉત્પત્તિમાં જે વિરોધીપણું તે પ્રતિબંધકત્વ.

૩. सामग्रीकालीनकार्यानुत्पादप्रयोजकत्वम् । જે સમયે કાર્યને ઉત્પન્ન કરનાર સામગ્રી હોય તે વખતે કાર્યની અનુત્પત્તિનું જે હેતુપણું તે પ્રતિબંધકત્વ.

**प्रतिविम्बत्वम्**-तदधीने सति तत्सदृशत्वम् । બિમ્બભૂત વસ્તુને અધીન હોઇને તેના ( બિમ્બના ) જેવા હોવાપણું.

૨. उपाध्यन्तर्गतत्वे सति औपाधिकपरिच्छेदशून्यत्वे सति वहिः स्थितस्वरूपकत्वम् । જે ઉપાધિની અંદર રહેલું હોઇને ઉપાધિએ કરેલા પરિચ્છેદથી રહિત હોય, તેમ છતાં ઉપાધિના અવયવોની અંદર ન રહેતાં તેનાથી બહાર રહેલું સ્વરૂપ હોય તે પ્રતિબિમ્બ.

**प्रतियोगः**—विरोधः । विरुद्धसम्बन्धः । વિરોધ, અથવા વિરોધવાળો સંબંધ, તે પ્રતિયોગ.

**प्रतियोगितावच्छेदकः**—येन रूपेण ( धर्मेण ) यस्याभावादौ प्रतियोगिता बोध्यते स धर्मः । જે રૂપે એટલે જે ધર્મે કરીને જેના અભાવ આદિકમાં પ્રતિયોગિતાનો બોધ થાય છે તે ધર્મ. જેમ–ઘટાભાવમાં ઘટના ઘટત્વ રૂપે પ્રતિયોગિતાનો બોધ થાય છે, માટે ત્યાં ‘ ઘટત્વ ’ એ પ્રતિયોગિતાવચ્છેદક કહેવાય છે.

**प्रतियोगी**-यस्याभावः, सम्बन्धः, सादृश्यं वा स प्रतियोगी । જે વસ્તુનો અભાવ, સંબંધ કે સાદૃશ્ય કહ્યું હોય તે વસ્તુ, તે અભાવની, સંબંધની કે સાદૃશ્યની પ્રતિયોગી કહેવાય. જેમ વિઘ્નાભાવનો પ્રતિયોગી વિઘ્ન છે; રાત્રી અને દિવસનો અન્યોન્યાભાવ છે માટે રાત્રીનો પ્રતિયોગી દિવસ અને દિવસનો પ્રતિયોગી રાત્રી છે. એજ રીતે શત્રુ, મિત્ર, રાગદ્વેષ, વગેરેમાં પણ સમજવું. વળી પ્રાગભાવ અને ધ્વંસાભાવમાં પણ જેનો પ્રાગભાવ કે ધ્વંસાભાવ કહ્યો હોય તે, તે અભાવનો પ્રતિયોગી કહેવાય. તેમજ જે વસ્તુનો જે અધિકરણમાં સંબંધ છે, તે સંબંધનો તે વસ્તુ પ્રતિયોગી કહેવાય છે, અને તે અધિકરણ અનુયોગી કહેવાય છે. જેમ, ભૂતળમાં ઘટનો અત્યંતાભાવ વિશેષણતા નામે સ્વરૂપ સંબંધે કરીને રહેલો છે. તે સ્વરૂપ સંબંધનો અત્યંતાભાવ પ્રતિયોગી છે, અને ભૂતળ અનુયોગી છે. અહીં એ સ્વરૂપ સંબંધ અત્યંતાભાવરૂપ પ્રતિયોગી સ્વરૂપ જ છે. વળી મહાકાળમાં ઘટપટાદિ પદાર્થો કાલિક નામે સ્વરૂપસંબંધવડે રહે છે; તે કાલિક સંબંધનાં ઘટપટાદિ પ્રતિયોગી છે, અને મહાકાલ અનુયોગી છે. તેમાં કાલિકસ્વરૂપસંબંધ મહાકાળરૂપ અનુયોગી સ્વરૂપ જ છે. કેમકે એ કાલિકસ્વરૂપ સંબંધને જો ઘટપટાદિ રૂપ પ્રતિયોગી સ્વરૂપ માનીએ તો અનેક ઘટપટાદિકો વિષે સ્વરૂપસંબંધરૂપતા કલ્પવામાં ગૌરવ દોષની પ્રાપ્તિ થાય છે; અને મહાકાલરૂપ

અનુયોગી સ્વરૂપ માનવામાં લાઘવ છે. એજ રીતે બિમ્બ પ્રતિબિમ્બમાં સાદૃશ્ય હોવાથી તે એક બીજાનાં પ્રતિયોગી છે. એજ રીતે વિરોધીપણું, પ્રતિકૂળ સંબંધવાળાપણું, અખંડ એવો ધર્મ વિશેષ, અન્યોન્યાભાવ વિરહાત્મત્વ, ।વત્તિવેદ્યત્વ, અન્વયિત્વ, નિરૂપકત્વ, સ્વાશ્રય-સંયુક્તત્વ (જેમ–દેવદત્ત જીવન કે મરણ એમાંથી એકનો પ્રતિયોગી છે.) એ સર્વ પ્રતિયોગિતા છે.

**प्रतिरोधः**—સત્પ્રતિપક્ષ નામે દોષ. ૨. પ્રતિબંધ; કાર્યવિશેષનો અનુત્પાદ.

**प्रतिवादः**—वादिप्रयुक्तन्यायवाक्यविरुद्ध-न्यायवाक्यप्रयोगः। વાદીએ કહેલા ન્યાયવાક્યની વિરૂદ્ધ ન્યાયવાક્યનો પ્રયોગ તે પ્રતિવાદ, એવો પ્રતિવાદ કરનાર તે પ્રતિવાદી કહેવાય છે

**प्रतिश्रवणम्**—'આ હું આપીશ' એમ આપવાની પ્રતિજ્ઞા કરવી તે.

**प्रतिसङ्ख्यानिरोधः** (બૌદ્ધમતે)—'આ વસ્તુનો હું નાશ કરીશ' એવી જે વસ્તુને પ્રતિકૂલ બુદ્ધિ છે. તેને प्रतिसंख्या કહે છે. એવી પ્રતિસંખ્યા (પ્રતિજ્ઞા) પૂર્વક જે તે વસ્તુનો નાશ તે પ્રતિસંખ્યાનિરોધ કહેવાય છે.

**प्रतिसन्धानम्**—૧. જ્ઞાન; ૨. અન્વેષણ–શોધ; ૩. અનુચિન્તન; ૪. નાશ પામેલા દ્રવ્યને પાછું પ્રાપ્ત કરવાનો વ્યાપાર.

**प्रतीकः**—અવયવ; ૨. પ્રતિરૂપ; ૩ ઉલટું.

૪. आश्रयान्तरप्रत्ययस्याश्रयान्तरे प्रक्षेपः। જે જ્ઞાનનો આશ્રય બીજી વસ્તુ છે, તેનાથી અન્ય વસ્તુમાં તે જ્ઞાનને સ્થાપન કરવું તે.

૫. तद्भिन्नत्वे सति तदर्थबोधकम्। અમુક વસ્તુથી ભિન્ન હોઈને તેના અર્થનું જે બોધક હોય તે. (જેમ વિષ્ણુનું પ્રતીક શાલગ્રામ.)

**प्रतीकोपासनम्**—ब्रह्मप्रतीकानामादित्यादीनां ब्रह्मदृष्ट्युपासनम्। આદિત્ય વગેરે બ્રહ્મનાં પ્રતીકમાં 'એ બ્રહ્મ છે' એવી દૃષ્ટિ કરીને ઉપાસન કરવું તે પ્રતીકોપાસન. પ્રતીકોપાસનાના ચાર પ્રકાર છેઃ (૧) સંપદુપાસના; (૨) આરોપોપાસના; (૩) સંવર્ગોપાસના; અને (૪) અધ્યાસોપાસના.

**प्रत्यक्षम्**—इन्द्रियार्थसन्निकर्षजन्यं ज्ञानं प्रत्यक्षम्। ચક્ષુ આદિક ઇંદ્રિયોનો ઘટાદિક અર્થોની સાથે જે સંયોગાદિરૂપ સંબંધ છે, તેનું નામ ઈંદ્રિયાર્થસન્નિકર્ષ છે. એ ઇંદ્રિય અને અર્થના સન્નિકર્ષ (સંબંધ) વડે જન્ય જે જ્ઞાન છે, તેનું નામ પ્રત્યક્ષ છે. જેમ–ઘટરૂપ અર્થની સાથે ચક્ષુ ઇંદ્રિયનો સંયોગ થયા પછી 'આ ઘટ' એવું જ્ઞાન થાય છે, માટે 'આ ઘટ' એ જ્ઞાન પ્રત્યક્ષ કહેવાય છે.

૨. इन्द्रियसंप्रयोगजज्ञानम्। ઇંદ્રિય સાથે સંબંધ થવાથી જન્ય જે જ્ઞાન તે પ્રત્યક્ષ.

૩. व्याप्त्याद्यजन्यत्वे सति स्वकालावच्छिन्नार्थ-बोधत्वं प्रत्यक्षत्वम्। જે જ્ઞાન વ્યાપ્તિ વગેરેથી ઉપજેલું ન હોઇને તે જ્ઞાનકાળમાં રહેલા અર્થનો જે બોધ કરતું હોય તે પ્રત્યક્ષ.

૪. अनुपलब्ध्यर्थापत्तिशब्दानुमानोपमानजप्र-मिति व्यतिरिक्तत्वे सति प्रमितित्वम्। અનુપલબ્ધિ, અર્થાપત્તિ, શબ્દ, અનુમાન, ઉપમાન, એ પ્રમાણોથી થયેલી પ્રમિતિ (જ્ઞાન–પ્રમાણથી થયેલું જ્ઞાન) થી ભિન્ન એવી પ્રમિતિ તે પ્રત્યક્ષ.

૫. तत्तदिन्द्रियप्रमाणचैतन्यस्य योग्यवर्तमान-विषयचैतन्यावच्छिन्नचैतन्याभिन्नत्वम्। તે તે ઇંદ્રિય રૂપ પ્રમાણ ચૈતન્યનું, યોગ્ય વર્તમાન વિષય ચૈતન્યવડે અવચ્છિન્ન ચૈતન્ય સાથે જે અભિન્નપણું તે પ્રત્યક્ષ. અથવા—

૬. योग्यत्वे सति वर्तमानविषयचैतन्याभिन्न-प्रमाणचैतन्यविषयत्वम्। યોગ્યત્વ હોઇને વર્તમાન એવા વિષય ચૈતન્યથી અભિન્ન એવા પ્રમાણ ચૈતન્યના વિષય હોવાપણું તે પ્રત્યક્ષ. (જ્ઞાનગત પ્રત્યક્ષ અને વિષયગત પ્રત્યક્ષ, એવા બે ભેદ પ્રત્યક્ષના છે.)

**प्रत्यक्षप्रमा**—विषयचैतन्याभिन्नं प्रमाण-चैतन्यम्। વિષય ચૈતન્યથી અભિન્ન જે પ્રમાણ ચૈતન્ય તે પ્રત્યક્ષ પ્રમા. અથવા—

૨. ज्ञानाकरणकं ज्ञानं प्रत्यक्षप्रमा । જેનું કરણ જ્ઞાન નથી એવું જે જ્ઞાન તે પ્રત્યક્ષ જ્ઞાન અથવા પ્રત્યક્ષપ્રમા કહેવાય. જેમ– 'આ ઘટ' ઇત્યાદિક પ્રત્યક્ષ જ્ઞાનમાં ચક્ષુ આદિક ઇંદ્રિયોજ કરણ હોય છે, કોઇ જ્ઞાન કરણ હોતું નથી, માટે પ્રત્યક્ષપ્રમાનું આ લક્ષણ સંભવે છે.

ઇશ્વરનું પ્રત્યક્ષજ્ઞાન નિત્ય કહેવાય છે અને જીવનું પ્રત્યક્ષજ્ઞાન અનિત્ય કહેવાય છે. જીવનું અનિત્ય પ્રત્યક્ષજ્ઞાન પણ (૧) ઘ્રાણજ, (૨) રાસન, (૩) ચાક્ષુષ, (૪) સ્પાર્શન, (૫) શ્રૌત્ર અને (૬) માનસ, એવા ભેદથી છ પ્રકારનું છે. તેમાં ઘ્રાણ ઇંદ્રિયજન્ય પ્રત્યક્ષ-જ્ઞાનને ઘ્રાણજ કહે છે; રસન ઇંદ્રિયજન્ય પ્રત્યક્ષજ્ઞાનને રાસન કહે છે; ચક્ષુ ઇંદ્રિયજન્ય પ્રત્યક્ષજ્ઞાનને ચાક્ષુષ કહે છે; શ્રોત્ર ઇંદ્રિયજન્ય પ્રત્યક્ષને શ્રૌત્ર કે શ્રાવણ કહે છે; અને મન ઇંદ્રિયજન્ય પ્રત્યક્ષને માનસ કહે છે. એ છ પ્રકારના પ્રત્યક્ષના (૧) નિર્વિકલ્પ અને (૨) સવિકલ્પ, એવા બે ભેદ છે, તથા (૧) લૌકિક અને (૨) અલૌકિક, એવા પણ ભેદ છે.

૩. अनधिगताबाधितवर्तमानयोग्यविषय-चैतन्याभिन्नं प्रमाणचैतन्यं प्रत्यक्षप्रमा । પૂર્વે નહિ જાણેલું, સંસારદશામાં અબાધિત, વર્તમાન કાળમાં હોય તથા પ્રત્યક્ષને યોગ્ય એવા વિષયથી અવચ્છિન્ન ચૈતન્ય સાથે અભિન્ન જે પ્રમાણ ચૈતન્ય તે પ્રત્યક્ષપ્રમા.

૪. अबाधितापरोक्षविषयज्ञानम् । અબાધિત એવા અપરોક્ષ વિષયનું જ્ઞાન તે પ્રત્યક્ષપ્રમા.

**प्रत्यक्षप्रमाणम्**—प्रत्यक्षप्रमाकरणं प्रत्यक्ष-प्रमाणम् । પ્રત્યક્ષપ્રમાનું જે કરણ હોય તે પ્રત્યક્ષપ્રમાણ કહેવાય છે.

એ પ્રત્યક્ષપ્રમાણ (૧) બાહ્યપ્રત્યક્ષ-પ્રમાણ અને (૨) આંતરપ્રત્યક્ષપ્રમાણ, એમ બે પ્રકારનું છે. બાહ્ય પ્રત્યક્ષ પ્રમાણ (૧) ઘ્રાણ, (૨) રસન, (૩) ચક્ષુ, (૪) ત્વક્, (૫) શ્રોત્ર, એવા ભેદથી પાંચ પ્રકારનું છે. અને મનરૂપ ઇંદ્રિય આંતરપ્રત્યક્ષપ્રમાણ કહેવાય છે. એ બાહ્ય અને આંતર બન્ને મળીને ઇંદ્રિયપ્રત્યક્ષપ્રમાણ છ પ્રકારનું છે. એ ઇંદ્રિયરૂપ પ્રત્યક્ષ (૧) દ્રવ્યગ્રાહક અને (૨) દ્રવ્યઅગ્રાહક એવા ભેદથી બે પ્રકારનું છે. તેમાં ચક્ષુ, ત્વક્ અને મન, એ ત્રણ ઇંદ્રિય તો દ્રવ્યનાં ગ્રાહક હોય છે; અને ઘ્રાણ, રસન, અને શ્રોત્ર, એ ત્રણ ઇંદ્રિય દ્રવ્યનાં અગ્રાહક હોય છે.

૨. (સાંખ્યમતે) इन्द्रियसञ्चारमार्गेण बाह्यवस्तु-सम्बन्धाच्चित्तस्येन्द्रियसन्निकृष्टार्थविशेषावधारणप्रधा-नावृत्तिः प्रत्यक्षप्रमाणम् । यथा घटोऽयमित्यादि । ઇંદ્રિયોના સંચાર માર્ગે બાહારની વસ્તુનો સંબંધ થવાથી ચિત્તની, જે ઇંદ્રિયની સાથે સંબંધ પામેલા અર્થ વિશેષનો નિશ્ચય કરવામાં પ્રધાનવૃત્તિ તે પ્રત્યક્ષ પ્રમાણ. જેમ, 'આ ઘડો' ઇત્યાદિ. ( સાંખ્યમતે )

**प्रत्यक्षबाधः**—तत्त्वमस्यादिवाक्यार्थात्म-साक्षात्कारेणाज्ञानतत्कार्यनिवृत्तिः । 'तत्त्वमसि ( તે તું છે )' ઇત્યાદિ મહાવાક્યથી ઉપજેલા આત્મસાક્ષાત્કારથી અજ્ઞાન અને તેના કાર્યરૂપ જગતની જે નિવૃત્તિ તે પ્રત્યક્ષબાધ કહેવાય.

**प्रत्यभिज्ञाप्रत्यक्षम्**—अतीतावस्थावच्छिन्न-वस्तुग्रहणम् । ભૂતકાળમાં જાણેલી વસ્તુનું ગ્રહણ (જ્ઞાન થવું). તે, અર્થાત્ એક વાર જાણવામાં આવેલાને ફરીથી ઓળખવું એટલે 'તે એજ છે' એમ જાણવું તે પ્રત્યભિજ્ઞા પ્રત્યક્ષ કહેવાય.

૨. तदिन्तावगाहिज्ञानम् । 'તેપણું' અને 'આપણું' એ બન્નેને વિષય કરનારૂં જ્ઞાન. જેમ–'તે' દેવદત્ત તેજ 'આ' છે. એટલે, પૂર્વે ભિન્ન દેશકાલમાં દીઠેલા દેવદત્તનું જ્યારે ભિન્ન દેશકાળમાં દર્શન થાય છે, ત્યારે 'તેજ આ દેવદત્ત છે' એવું જે જ્ઞાન ઉત્પન્ન થાય છે, તેને પ્રત્યભિજ્ઞાજ્ઞાન કહે છે.

૩. संस्कारसन्निकर्षोभयजन्यं ज्ञानम् । સંસ્કાર અને ઇંદ્રિયસન્નિકર્ષ બન્નેથી થયેલું જ્ઞાન તે પ્રત્યભિજ્ઞા પ્રત્યક્ષ. સ્મૃતિની પેઠે આ જ્ઞાન પણ ભાવનાખ્ય સંસ્કારથી જન્ય છે.

પણ સ્મૃતિજ્ઞાન તો કેવળ ભાવના નામે સંસ્કાર માત્રથી જન્ય છે–ચક્ષુ આદિક ઇંદ્રિયોથી જન્ય નથી–પણ પ્રત્યભિજ્ઞાજ્ઞાન તો સંસ્કારની સાથે ચક્ષુ આદિય ઇંદ્રિયો વડે જન્ય છે, એટલો સ્મૃતિ અને પ્રત્યભિજ્ઞામાં તફાવત છે.

**પ્રત્યયઃ**—प्रकृतिमवधीकृत्य विधीयमानः स्वार्थबोधकः शब्दविशेषः । પ્રકૃતિરૂપ શબ્દ પૂરો થાય ત્યાંથી આરંભીને સ્વાર્થને જણાવનારો જે અમુક શબ્દનું (વૈયાકરણો વડે) વિધાન કરવામાં આવ્યું હોય તે પ્રત્યય. અથવા–

૨. तदर्थान्वितस्वार्थबोधने तदपेक्षत्वे सति तदलविकत्वेन विधीयमानत्वं प्रत्ययत्वम् । કોઇ શબ્દના અર્થ સાથે સંબંધ પામીને જે પોતાનો ખાસ અર્થ જણાવે, પણ તેમ કરવામાં તે મૂળ શબ્દની અપેક્ષા રાખે, અને તે મૂળ શબ્દ પૂરો થયા પછી તેની સાથે જોડાવાનું જેનું વિધાન કરાયું હોય (વૈયાકરણો વડે) તે પ્રત્યય.

**પ્રત્યામ્નાયઃ**—પ્રતિજ્ઞા ફરી કહી બતાવવી તે. ૨. પ્રતિનિધિ તરિકે જે પદાર્થનું વિધાન કર્યું હોય તે પદાર્થ.

**પ્રત્યાસત્તિઃ**—સંબંધ.

**પ્રત્યાહારઃ**—इन्द्रियाणां स्वस्वविषयेभ्यः प्रत्याहरणम् । ઇંદ્રિયોનું પોતપોતાના વિષયોથી નિવારણ.

**પ્રધાનમ્**—(સાંખ્યમતે) सत्वरजस्तमसां साम्यावस्थाप्रधानम् । સત્ત્વાદિ ત્રણ ગુણોની સામ્યાવસ્થાને પ્રધાન કહે છે. એનેજ મૂળ પ્રકૃતિ કહે છે. (પ્રકૃતિ શબ્દ જુઓ.) પ્રધાન એક છે તથા ઉત્પત્તિથી રહિત છે, માટે તે કોઇની વિકૃતિ (કાર્ય) નથી.

**પ્રધાનઃ**—(અંગી શબ્દ જુઓ.)

**પ્રધાનવિચારઃ**—બ્રહ્મવિચાર.

**પ્રધ્વંસાભાવઃ**—उत्पत्तिमानभावः प्रध्वंसाभावः । જે અભાવ ઉત્પત્તિવાળો હોય છે તે અભાવ પ્રધ્વંસાભાવ કહેવાય છે. જેમ ઘટાદિ કાર્યોની ઉત્પત્તિ થયા પછી મુદ્દગર પ્રહારાદિક નિમિત્તકારણ વડે જે ઘટાદિકનો વિનાશ થાય છે તે વિનાશનું નામ પ્રધ્વંસાભાવ છે. એ પ્રધ્વંસાભાવ ઉત્પત્તિવાળો છે તથા અભાવ પણ છે, માટે પ્રધ્વંસાભાવનું આ લક્ષણ ઘટે છે.

૨. उत्पत्तिमाननन्तः प्रध्वंसाभावः । જે અભાવ ઉત્પત્તિવાળો હોય અને નાશરૂપ અંતથી રહિત હોય તે અભાવ પ્રધ્વંસાભાવ કહેવાય છે. પૂર્વે કહ્યા પ્રમાણે મુદ્દગર પ્રહારથી ઉપજે છે માટે પ્રધ્વંસાભાવ ઉત્પત્તિવાળો છે, અને ધ્વંસનો ધ્વંસ થતો નથી માટે તે નાશરૂપ અંતથી રહિત છે, માટે પ્રધ્વંસાભાવનું આ લક્ષણ સંભવે છે.

૩. अविनाशित्वे सति प्रतियोगिसमवायिमात्रवृत्त्यभावः प्रध्वंसाभावः । જે અભાવ અવિનાશી હોય છે તથા પોતાના પ્રતિયોગીના સમવાયી કારણ માત્રમાં રહે છે તે, તે અભાવ પ્રધ્વંસાભાવ કહેવાય છે. જેમ–ઘટનો પ્રધ્વંસાભાવ અવિનાશી છે તથા પોતાના ઘટરૂપ પ્રતિયોગીના સમવાયી કારણરૂપ કપાલ માત્ર વિષેજ રહે છે, અર્થાત્ તે ઘડો ભાગ્યા પછી તે ઘડાના અવયવરૂપ જે કાચલાંમાં રહે છે તે કાચલાંમાં તે ઘટનો પ્રધ્વંસાભાવ વિશેષણાખ્ય સ્વરૂપ સંબંધે કરીને રહે છે એ પ્રમાણે જે જે દ્રવ્ય, ગુણ કે કર્મ વગેરેનો જે જે પ્રધ્વંસાભાવ હોય છે, તે તે પ્રધ્વંસાભાવ તે તે દ્રવ્યગુણકર્મના સમવાયિકારણરૂપ દ્રવ્યમાંજ સ્વરૂપ સંબંધે કરીને રહે છે, માટે પ્રધ્વંસાભાવનું આ ત્રીજું લક્ષણ પણ સંભવે છે.

**પ્રપઞ્ચઃ**—दृश्यत्वं जडत्वं परिच्छिन्नत्वं चिद्भिन्नत्वं च प्रपञ्चसामान्यलक्षणम् । દૃશ્યત્વ, જડત્વ, પરિચ્છિન્નત્વ, અને ચૈતન્યથી ભિન્નપણું, એ પ્રપંચ (જગત) નું સામાન્ય લક્ષણ છે.

**પ્રભેદઃ**—सामान्यधर्मव्याप्यावान्तरधर्मविशिष्टः प्रभेदः । સામાન્ય ધર્મનું વ્યાપ્ય હોઇને અવાન્તર ધર્મવિશિષ્ટ હોવું તે પ્રભેદ. જેમ,

જલ એ દ્રવ્યત્વરૂપ સામાન્ય ધર્મનું વ્યાપ્ય છે, અને અવાન્તર ધર્મ જે જલત્વ, તેથી વિશિષ્ટ છે, માટે જલ એ પ્રભેદ છે.

**પ્રમા:**—(બૌદ્ધમતે) अविसंवाद्यनुभवः । જે અનુભવ વિસંવાદી (વિરોધ) ન હોય તે પ્રમા.

૨. (ભાટ્ટોને મતે) अव्यभिचार्यनुभवः । જે અનુભવ વ્યભિચારી ન હોય તે પ્રમા.

૩. यथार्थानुभवः प्रमा । સંશય, વિપર્યય, અને તર્ક રહિત એવો અનુભવ તે પ્રમા.

૪. प्रमाणजन्यं ज्ञानं प्रमा । પ્રમાણથી ઉત્પન્ન થયેલું જ્ઞાન તે પ્રમા.

૫. संशयविपर्ययविकल्पस्मृतिरूपचित्तवृत्तिभिन्ना या चित्तवृत्तिः सा प्रमा । સંશય, વિપર્યય, વિકલ્પ, અને સ્મૃતિ રૂપ ચિત્તની વૃત્તિથી ભિન્ન જે ચિત્તની વૃત્તિ તે પ્રમા.

૬ अनधिगततत्त्वबोधः पौरुषेयो व्यवहारहेतुः प्रमा । તત્વબોધ વગરના પુરૂષોએ કરવા યોગ્ય વ્યવહારનો હેતુ તે પ્રમા.

૭. बोधेद्धावृत्तिर्वृत्तीद्धबोधो वा प्रमा । ચૈતન્ય વડે પ્રકાશિત અંતઃકરણની વૃત્તિ અથવા વૃત્તિમાં બિમ્બિત ચૈતન્ય તે પ્રમા

૮. स्मृतिभिन्नत्वे, सत्यबाधितार्थगोचरज्ञानं प्रमा । સ્મૃતિથી ભિન્ન હોઈને અબાધિત પદાર્થ વિષયક જ્ઞાન તે પ્રમા.

એ પ્રમા બે પ્રકારની છે [૧] જીવાશ્રયા પ્રમા, અને (૨) ઈશ્વરાશ્રયા પ્રમા.

**પ્રમાણમ્**—प्रमाकरणं प्रमाणम् । યથાર્થ અનુભવરૂપ પ્રમાનું જે કરણ (સાધન) હોય તે પ્રમાણ કહેવાય છે. જેમ—પ્રત્યક્ષ, અનુમિતિ, ઉપમિતિ, અને શાબ્દ, એ ચાર પ્રકારની પ્રમાઓનું અનુક્રમે કરણરૂપ હોવાથી પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, અને શબ્દ, એ ચાર પ્રમાણ કહેવાય છે.

૨. असंदिग्धाविपरीतानधिगतविषयबोधरूपप्रमाकरणम् । સંદેહરહિત, અવિપરીત અને અજ્ઞાત, એવા વિષય સંબંધી બોધરૂપી પ્રમાનું જે કરણ તે પ્રમાણ કહેવાય છે.

૩. दोषासहकृतज्ञानकरणत्वम् । દોષ વિનાનું જે જ્ઞાનનું કરણ તે પ્રમાણ.

૪. अज्ञातार्थज्ञापकत्वं प्रमाणम् । અજ્ઞાત અર્થનું જે જ્ઞાપક (જણાવનારૂં) હોય તે પ્રમાણ.

૫. अगृहीतग्राहिज्ञानकरणत्वं प्रमाणत्वम् । જે જાણ્યું નથી તે જણાવનાર એવું જ્ઞાનનું કરણપણું તે પ્રમાણત્વ.

**પ્રમાણગતવિપરીતભાવના**—श्रुतीनामहेयानुपादेयब्रह्मप्रतिपादकत्वे निष्फलप्रसङ्गाच्छ्रुतयः कर्मपरा एवेति निश्चयात्मिका चित्तवृत्तिः । બ્રહ્મવસ્તુ ત્યાગ કરી શકાય એવી નથી, તેમ ગ્રહણ કરી શકાય એવી પણ નથી, તેથી શ્રુતિ તેનું પ્રતિપાદન કરે તો તે શ્રુતિઓને નિષ્ફળ કહેવાનો પ્રસંગ આવી પડે; માટે શ્રુતિઓ કર્મનુંજ પ્રતિપાદન કરનારી છે, એવી નિશ્ચયરૂપ જે ચિત્તની વૃત્તિ, તે પ્રમાણગત વિપરીતભાવના કહેવાય છે.

**પ્રમાણગતાऽસમ્ભાવના**—ब्रह्मणो घटादिवत्सिद्धत्वेनमानान्तरगम्यत्वाच्छ्रुतिस्तत्प्रतिपादिका कथं भवेत् ? फलाभावान्नभवेदेवेत्याकारिका चित्तवृत्तिः । બ્રહ્મ ઘટાદિની પેઠે સિદ્ધ વસ્તુ છે, તેથી તે કોઇ પણ પ્રમાણથી જાણી શકાય એવું છે, તો શ્રુતિ એનું પ્રતિપાદન શા માટે કરે ? સિદ્ધ વસ્તુનું પ્રતિપાદન કરવામાં કાંઇ ફળ નથી, માટે ન જ કરે, એવા પ્રકારની જે ચિત્તની વૃત્તિ તે પ્રમાણગતા અસંભાવના કહેવાય છે.

**પ્રમાણચૈતન્યમ્**—अन्तःकरणवृत्त्यवच्छिन्नं चैतन्यं प्रमाणचैतन्यम् । અંતઃકરણની વૃત્તિવડે અવચ્છિન્ન જે ચૈતન્ય તે પ્રમાણ ચૈતન્ય કહેવાય.

**પ્રમાણપદાર્થ:**—પ્રમાણના (૧) પ્રત્યક્ષ, (૨) અનુમાન, (૩) ઉપમાન, અને (૪) શાબ્દ, એવા ચાર ભેદ છે.

(૧) પ્રત્યક્ષ પ્રમાણ-(૧) બાહ્યપ્રત્યક્ષ અને (૨) આંતરપ્રત્યક્ષ, એમ બે પ્રકારનું છે. બાહ્ય પ્રત્યક્ષના (૧) ઘ્રાણજ, (૨) રાસન, (૩) ચાક્ષુપ, (૪) ત્વાચ, અને (૫) શ્રાવણ, એવા પાંચ ભેદ છે. મનને આંતર પ્રત્યક્ષ કહે છે.

(२) અનુમાન પ્રમાણ (૧) પૂર્વવત્, (૨) શેષવત્, (૩) સામાન્યતો દષ્ટ, એવા ભેદથી ત્રણ પ્રકારનું છે. વળી એ ત્રણે પ્રકારનાં અનુમાન (૧) સ્વાર્થાનુમાન, તથા (૨) પરાર્થાનુમાન, એવા ભેદથી બે બે પ્રકારનાં છે.

(૩) ઉપમાન પ્રમાણ (૧) સાદશ્ય વિશિષ્ટ પિંડજ્ઞાન, (૨) વૈધર્મ્ય વિશિષ્ટ પિંડજ્ઞાન, અને (૩) અસાધારણ ધર્મ વિશિષ્ટ પિંડજ્ઞાન, એવા ભેદથી ત્રણ પ્રકારનું છે.

(૪) શાબ્દપ્રમાણ (૧) દષ્ટાર્થક, અને અદષ્ટાર્થક, એમ બે પ્રકારનું છે.

**प्रमाणप्रकाराः**—પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, શાબ્દ, અર્થાપત્તિ, અને અનુપલબ્ધિ, એવાં છ પ્રમાણ વેદાન્તીઓ માને છે.

**प्रमाता**—प्रमाश्रयः । પ્રમાજ્ઞાનનો જે આશ્રય તે પ્રમાતા કહેવાય.

૨. प्रमाणैर्योऽर्थं प्रमिणोति सः । પ્રમાણો વડે અર્થને જે સાબીત કરે છે તે પ્રમાતા.

**प्रमातृचैतन्यम्**—अन्तःकरणविशिष्टचैतन्यम् । અંતઃકરણરૂપ વિશેષણવાળું ચૈતન્ય તે પ્રમાતૃચૈતન્ય.

**प्रमात्वम्**—तद्वति तत्प्रकारकत्वम् । જ્ઞાનનિષ્ઠ એવો જે વસ્તુનો ધર્મ, તે ધર્મવાળી વસ્તુમાં તે ધર્મવિષયત્વ (એટલે તે ધર્મવાળા હોવાપણું) તેને પ્રમાત્વ કહે છે. જેમ–'આ ઘડો છે' એમાં ઘટત્વ ધર્મવાળા ઘટમાં તે ઘટત્વ ધર્મવિષયકત્વ છે, એજ પ્રમાત્વ છે.

**प्रमादः**—कर्तव्येऽकर्तव्यधिया ततोनिवृत्तिः । કર્તવ્ય વિષયમાં, તે અકર્તવ્ય છે, એવી બુદ્ધિ વડે તે કર્ત્તવ્યથી નિવૃત્ત થવું તે પ્રમાદ.

૨. अकर्त्तव्ये कर्त्तव्यधिया तत्र प्रवृत्तिः । અકર્ત્તવ્ય વિષયમાં તે કર્તવ્ય છે એવી બુદ્ધિથી તેમાં પ્રવૃત્તિ કરવી તે પ્રમાદ કહેવાય છે.

૩. प्रयत्नेन कर्त्तव्ये कार्ये विस्मृतिः प्रमादः । પ્રયત્ન વડે કર્ત્તવ્ય કાર્યમાં તે કાર્યની વિસ્મૃતિ થવી તે પ્રમાદ કહેવાય.

**प्रमेयगतविपरीतभावना**—'योग्यं योग्येन सम्बध्यते' इति न्यायात्त्रिगुणात्मकप्रपञ्चोपादानं त्रिगुणात्मिका मायैव, न ब्रह्मेति निश्चयात्मिका चित्तवृत्तिः । 'યોગ્ય યોગ્યની જોડે સંબંધ રાખે છે' એવો ન્યાય હોવાથી ત્રણ ગુણવાળા પ્રપંચનું ઉપાદાન ત્રણ ગુણવાળી માયા જ છે, બ્રહ્મ ઉપાદાન નથી, એવી નિશ્ચયાત્મક ચિત્તની વૃત્તિ તે પ્રમેયવિપરીત ભાવના કહેવાય છે.

**प्रमेयगताऽसम्भावना**—ब्रह्मणः सच्चिदानन्दरूपिणोऽनृतजडदुःखात्मकप्रपञ्चविलक्षणत्वेन तत्कारणत्वं कथं भवेदेवेत्याकारिका चित्तवृत्तिः । બ્રહ્મ સતરૂપ, ચિતરૂપ અને આનંદરૂપ છે, માટે તે અસત્, જડ અને દુઃખરૂપ પ્રપંચથી વિલક્ષણ હોવાથી પ્રપંચનું કારણ કેવી રીતે થઇ શકે? નજ થઇ શકે, એવા પ્રકારની ચિત્તવૃત્તિ, તે પ્રમેયગત અસંભાવના કહેવાય છે. એનેજ प्रमेयगतसंशय પણ કહે છે.

**प्रमेयचैतन्यम्–विषयचैतन्यम्**—अज्ञातं घटाद्यवच्छिन्नं चैतन्यम् । ઘટાદિ વડે અવચ્છિન્ન અજ્ઞાત એવું ચૈતન્ય તે પ્રમેયચૈતન્ય અથવા વિષયચૈતન્ય કહેવાય છે.

૨. विषयप्रकाशकं विषयाधिष्ठानभूतं चैतन्यम् । વિષયનું પ્રકાશક અને વિષયનું અધિષ્ઠાનભૂત જે ચૈતન્ય તે પ્રમેય ચૈતન્ય, અથવા વિષય ચૈતન્ય.

**प्रमेयत्वम्**—प्रमाणजन्यज्ञानविषयत्वम् । પ્રમાણથી જન્ય એવા જ્ઞાનનો વિષય હોવાપણું. અથવા, પ્રમાજ્ઞાનની વિષયતાને પ્રમેયત્વ કહે છે.

**प्रमेयपदार्थः**—( ન્યાયમતે ) પ્રમેય પદાર્થ બાર પ્રકારનો છેઃ (૧) આત્મા, (૨) શરીર, (૩) ઇન્દ્રિય, (૪) અર્થ, (૫) બુદ્ધિ, (૬) મન, (૭) પ્રવૃત્તિ, (૮) દોષ, (૯) પ્રેત્યભાવ, (૧૦) ફલ, (૧૧) દુઃખ, અને (૧૨) અપવર્ગ.

(૧) **આત્માપ્રમેય**—જીવાત્મા અને ઇશ્વિરાત્મા એમ બે પ્રકારનો છે. જીવાત્મા નાના ( અનેક ) છે અને ઇશ્વરાત્મા એક છે. બન્ને નિત્ય અને વિભૂ છે.

(૨) **શરીરપ્રમેય**—(૧) જરાયુજ, (૨) અંડજ, (૩) સ્વેદજ, અને (૪) ઉદ્ભિજ્જ, એમ ચાર પ્રકારનો છે.

(૩) **ઇંદ્રિયપ્રમેય**—(૧) ઘ્રાણ, (૨) રસન, (૩) ચક્ષુ, (૪) ત્વક્, (૫) શ્રોત્ર, અને (૬) મન, એમ ૭ પ્રકારનો છે.

(૪) **અર્થપ્રમેય**—રૂપ, રસ, ગંધ, સ્પર્શ, બુદ્ધિ, સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષ અને પ્રયત્ન, એમ અગિયાર પ્રકારનો છે. અથવા—દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ અને સમવાય, એવા ૭ પ્રકારનો છે.

(૫) **બુદ્ધિ પ્રમેય**—નિત્ય બુદ્ધિ અને અનિત્ય બુદ્ધિ, એવા બે પ્રકારનો છે. તેમાં ઈશ્વરાત્માની બુદ્ધિ નિત્ય, એક અને પ્રત્યક્ષ છે; તથા જીવાત્માની બુદ્ધિ અનિત્ય છે.

અનિત્ય બુદ્ધિ (૧) અનુભવ અને સ્મૃતિ, એમ બે પ્રકારની છે. એ બન્ને પ્રકારની બુદ્ધિ વળી (૧) યથાર્થ અને (૨) અયથાર્થ, એવા ભેદથી બે પ્રકારની છે.

યથાર્થ અનુભવ—(૧) પ્રત્યક્ષ, (૨) અનુમિતિ, (૩) ઉપમિતિ અને (૪) શાબ્દ એમ ચાર પ્રકારનો છે.

અયથાર્થ અનુભવ—(૧) સંશય, (૨) વિપર્યય, અને (૩) તર્ક, એમ ત્રણ પ્રકારનો છે.

(૬) **મનપ્રમેય**—નાના, નિત્ય તથા અણુ છે.

(૭) **પ્રવૃત્તિપ્રમેય**—(૧) વાગારંભ, (૨) બુદ્ધયારંભ, અને (૩) શરીરારંભ, એમ ત્રણ પ્રકારનો છે.

(૮) **દોષપ્રમેય**—(૧) રાગ, (૨) દ્વેષ અને (૩) મોહ, એમ ત્રણ પ્રકારનો છે.

રાગદોષ—(૧) કામ, (૨) મત્સર, (૩) સ્પૃહા, (૪) તૃષ્ણા, (૫) લોભ, (૬) માયા, અને (૭) દંભ, એમ સાત પ્રકારનો છે.

દ્વેષદોષ—(૧) ક્રોધ, (૨) ઇર્ષ્યા, (૩) અસૂયા, (૪) દ્રોહ, (૫) અમર્ષ, અને (૬) અભિમાન, એમ ૭ પ્રકારનો છે.

મોહદોષ—(૧) વિપર્યય, (૨) સંશય, (૩) તર્ક, (૪) માન, (૫) પ્રમાદ, (૬) ભય, અને (૭) શોક, એમ સાત પ્રકારનો છે,

(૯) **પ્રેત્યભાવપ્રમેય**—મરણ પછી જન્મ થવો તે પ્રેત્યભાવપ્રમેય

(૧૦) **ફલપ્રમેય**—(૧) મુખ્ય અને (૨) ગૌણ એવા બે પ્રકારનો છે.

(૧૧) **દુઃખપ્રમેય**—'હું દુઃખી છું' એવી પ્રતીતિનો વિષય તે દુઃખપ્રમેય.

(૧૨) **અપવર્ગપ્રમેય**—શરીર વગેરે એકવીશ પ્રકારના દુઃખની નિવૃત્તિ.

**प्रमोदः**—ઇષ્ટ વસ્તુના ભોગથી જન્ય સુખ તે પ્રમોદ.

**प्रयत्नः**—करोमीत्यनुभवविषयवृत्तिगुणत्वव्याप्यजातिमान् प्रयत्नः। હું પ્રયત્નરૂપકૃતિવાળો છું, એ પ્રકારના અનુભવનો જે વિષય છે, તે વિષય વિષે વર્તનારી તથા ગુણત્વ જાતિની વ્યાપ્ય એવી જે (પ્રયત્નત્વ) જાતિ છે, તે જાતિવાળો ગુણ પ્રયત્ન કહેવાય છે. પ્રયત્નનું બીજું નામ કૃતિ છે.

**प्रयत्नगुणः**—કૃતિરૂપ પ્રયત્ન ગુણ બે પ્રકારનો છે. (૧) નિત્ય પ્રયત્ન અને (૨) અનિત્ય પ્રયત્નઃ એ ગુણ કેવળ આત્મામાંજ રહે છે. ઈશ્વરમાં તે પ્રયત્ન નિત્ય અને એક હોય છે; જીવાત્મામાં તે પ્રયત્ન અનિત્ય હોય હોય છે, તથા (૨) પ્રવૃત્તિ, નિવૃત્તિ, તથા (૩) જીવનયોનિ, એમ ત્રણ પ્રકારનો હોય છે.

**प्रयोगः**—शब्दादीनामुच्चारणम्। શબ્દાદિનું ઉચ્ચારણ. ૨. કોઇ પણ ક્રિયાની યોજના.

**प्रयोगविधिः**—(મીમાંસા) अङ्गानां क्रमबोधको विधिः। અંગ રૂપ કર્મનો ક્રમબોધક વિધિ તે પ્રયોગ વિધિ કહેવાય. જેમ "वेदं कृत्वा वेदीं करोति" ઇત્યાદિ.

**प्रयोजकत्वम्**।—साक्षात् परंपरया वा कार्यजनकत्वम्। સાક્ષાત્ અથવા પરંપરા વડે કાર્યનું જનકપણું તે પ્રયોજકત્વ કહેવાય.

૨. अन्यथासिद्धिशून्यत्वे सति कार्याव्यवहित पूर्ववर्तित्वम्। જે કાર્યની સિદ્ધિ અન્યથા-

સિદ્ધ કારણો વડે ન થતી હોય અને એમ હોઇને કાર્યની પૂર્વે અવ્યવહિતપણે (વચમાં બીજું કાંઇ ન હોઇને) હોવાપણું, તે પ્રયોજકત્વ.

३. कार्यादौ भृत्यादीन् प्रयुनक्तीति प्रयोजकत्वम्। સેવકો વગેરેને કામકાજમાં યોજવાપણું તે પ્રયોજકત્વ.

**प्रयोजनम्**–प्रवृत्तिहेत्विच्छाविषयत्वम्। પ્રવૃત્તિની હેતુ જે ઇચ્છા, તે ઇચ્છાનો વિષય તે પ્રયોજન.

२. बुद्धिविषयत्वे सति स्वसम्बन्धितयेच्छाविषयत्वम्। બુદ્ધિનો વિષય હોઇને પોતાના સંબંધીપણા વડે જે ઇચ્છાનો વિષય હોય તે પ્રયોજન કહેવાય.

૩. જરૂરિયાત. જેમ, 'तत्त्वानुसन्धान' નામે ગ્રંથમાં અજ્ઞાનની નિવૃત્તિ દ્વારા પરમાનંદની પ્રાપ્તિ કહી છે, એ ગ્રંથનું 'પ્રયોજન' છે.

૪. જે જેના વિના કદી પણ હોઇ શકે નહિ, તે તેનું પ્રયોજન કહેવાય છે. જેમ–પાક એ અગ્નિ વિના થઇ શકતો નથી, માટે 'પાક' એ અગ્નિનું પ્રયોજન કહેવાય. અથવા જેના હોવાથી જે અવશ્ય થાય છે તે તેનું પ્રયોજન કહેવાય. જેમ–વૃષ્ટિથી તાપ અવશ્ય નાશ પામે છે, માટે 'તાપનો નાશ' એ વૃષ્ટિનું પ્રયોજન છે

**प्रयोजनम्**–( अनुबन्धः )—यमर्थमधिकृत्य पुरुषः प्रवर्तते तत्प्रयोजनम्। (કોઈ પણ શાસ્ત્રીય ગ્રંથના અધિકારી, વિષય, સંબંધ અને પ્રયોજન, એવા ચાર અનુબંધ હોય છે. એ અનુબંધોમાંના 'પ્રયોજન' શબ્દનું અહીં અનુબંધરૂપે લક્ષણ કહ્યું છે.) જે અર્થની પ્રાપ્તિના ઉદ્દેશથી મનુષ્ય તેના સાધનોમાં પ્રવૃત્ત થાય છે, તે અર્થને પ્રયોજન કહે છે જેમ વેદાન્ત ગ્રંથનું પ્રયોજન 'પરમાનંદની પ્રાપ્તિ' વગેરે છે. (મુખ્ય અને ગૌણ ભેદથી પ્રયોજન બે પ્રકારનું છે.)

**प्रयोजनं** ( **गौणम्** )—मुख्यप्रयोजनेच्छाधीनेच्छा विषयः गौणं प्रयोजनम्। મુખ્ય પ્રયોજન વિષયક ઇચ્છાને અધીન ઇચ્છાનો જે વિષય હોય તે ગૌણ પ્રયોજન કહેવાય છે. જેમ મુખ્ય પ્રયોજન જે સુખ તથા દુઃખાભાવ છે, તેનાં સાધનોમાં લોકોની જે ઇચ્છા થાય છે, તે ઇચ્છા સ્વતઃ થતી નથી, પણ સુખ તથા દુઃખાભાવની ઇચ્છાને લીધે જ તે ઇચ્છા થાય છે. માટે તે સાધનોની ઇચ્છાના વિષયને ગૌણ પ્રયોજન કહે છે. ઉદા૦–મોક્ષના સાધન રૂપ તત્ત્વજ્ઞાન એ મોક્ષશાસ્ત્રનું ગૌણ પ્રયોજન છે.

**प्रयोजनं** ( **मुख्यम्** )—इतरेच्छानधीनेच्छाविषयः मुख्यं प्रयोजनम्। ઇતર વસ્તુ વિષયક ઇચ્છાને અધીન નહિ, એવી ઇચ્છાનો જે વિષય હોય, તે મુખ્ય પ્રયોજન કહેવાય છે. જેમ–સુખની તથા દુઃખના અભાવની લોકોને જે ઇચ્છા હોય છે, તે ઇચ્છા બીજી કોઈ વસ્તુની ઇચ્છાને અધીન હોતી નથી; કેમકે તે બન્ને ઇચ્છાઓ વિષે લોકોની ઇચ્છા પોતાની મેળે જ થાય છે, માટે સુખ તથા દુઃખાભાવ એ બન્ને મુખ્ય પ્રયોજન કહેવાય છે. ઉદા૦–મોક્ષ એ તત્ત્વજ્ઞાન વિષયક શાસ્ત્રનું મુખ્ય પ્રયોજન છે.

**प्रयोज्यत्वम्**—साक्षात्परंपरया वा जन्यत्वम्। સાક્ષાત્ કે પરંપરાથી જે જન્ય હોય તે પ્રયોજ્ય કહેવાય.

**प्रलयः**–(માયાવાદીને મતે) त्रैलोक्यनाशः। ત્રણે લોકનો નાશ.

૨. (પૌરાણિક મતે) भूतादिलयाधारकालः ભૂતોના લયનો આધાર કાળ અર્થાત્ જે કાળમાં પંચમહાભૂત વગેરે નાશ પામે છે તે કાળ.

३. सकलभावकार्यविनाशः। તમામ ભાવરૂપ કાર્યનો નાશ તે પ્રલય.

એ પ્રલય પાંચ પ્રકારનો છેઃ (૧) નિત્યપ્રલય, (૨) નૈમિત્તિક પ્રલય, (૩) દૈનિક પ્રલય, (૪) મહાપ્રલય, અને (૫) આત્યંતિક પ્રલય. અથવા બીજી રીતે—(૧) સુષુપ્તિ, (૨) મૂર્છા, (૩) મરણ, (૪) પુનઃશરીરપ્રાપ્તિ, અને (૫) દૈનંદિન પ્રલય, એવા પણ પાંચ પ્રકાર કહે છે.

**प्रलापः**—निष्प्रयोजनानर्थकवाक्यम् । વિના પ્રયોજન અર્થ રહિત વાકય બોલવું તે પ્રલાપ; લવારો.

**प्रवचनम्**—अर्थानुसन्धानपूर्वककथनम् । અર્થના અનુસંધાનપૂર્વક જે કથન તે પ્રવચન.

**प्रवर्तकम्**—( ન્યાયમતે ) इष्टसाधनताविषयकं कृतिसाध्यताज्ञानम् । કોઇ વિષય ઇષ્ટનું સાધન છે અને તે કૃતિથી સાધ્ય છે, એવું જ્ઞાન તે પ્રવર્તક.

૨. अन्याप्रेरितत्वे सति तादृशलिङुच्चारयितृत्व प्रवर्तकम् । બીજા કોઇએ પ્રેરણા કર્યા સિવાય પોતાની મેળે પ્રેરણા કરવા માટે लिङ् પ્રત્યયવાળા શબ્દનો ( વિધ્યર્થવાચક શબ્દનો ) ઉચ્ચાર કરવાપણું તે પ્રવર્તકત્વ.

**प्रवर्तना**—प्रवृत्त्यनुकूलो व्यापारः । પ્રવૃત્તિને અનુકૂળ જે વ્યાપાર તે પ્રવર્તના કહેવાય.

**प्रवृत्तिः**—रागजन्यो गुणः प्रवृत्तिः । ઉત્કટ ઇચ્છારૂપ રાગવડે જન્ય જે ગુણ છે, તે ગુણ પ્રવૃત્તિ કહેવાય છે

૨. रागजन्यो रागविषयकगुणः प्रवृत्तिः । રાગવડે જન્ય તથા રાગવિષયક એવો ગુણ તે પ્રવૃત્તિ.

૩. स्वस्वविषये इन्द्रियादीनां सञ्चारप्रवृत्तिः । પોતપોતાના વિષયમાં ઇંદ્રિયો વગેરેનો સંચાર તે પ્રવૃત્તિ.

૪. शब्दानामर्थबोधनशक्तिः प्रवृत्तिः । શબ્દોની અર્થનો બોધ કરવારૂપ શક્તિ.

**प्रवृत्तिः**—ગૌતમન્યાયશાસ્ત્રોક્ત પ્રવૃત્તિ નામે પ્રમેય ત્રણ પ્રકારનો છે: (૧) વાગારંભ, (૨) શરીરારંભ, અને (૩) બુદ્ધયારંભ. એ ત્રણનાં લક્ષણો:—

**૧. વાગારંભ**—वचनानुकूलो यत्नो वागारम्भः । મનુષ્યનો વચનનું ઉચ્ચારણ કરવામાં અનુકૂળ જે યત્ન છે તે વાગારંભ કહેવાય છે.

**૨. શરીરારંભ**—चेष्टानुकूलो यत्नः शरीरारम्भः । શરીરની ચેષ્ટાને અનુકૂળ જે યત્ન તે શરીરારંભ કહેવાય છે.

**૩. બુદ્ધયારંભ**—एतद्द्वयभिन्नो यत्नो बुद्ध्यारम्भः । ઉપર કહેલા બન્ને પ્રયત્નથી ભિન્ન જે યત્ન તે બુદ્ધયારંભ કહેવાય છે. એ બુદ્ધયારંભ નામે પ્રયત્ન ધ્યાનાદિને અનુકૂળ હોય છે.

**प्रवृत्तिकारणानि**—પ્રવૃત્તિનાં કારણો ચાર છે: (૧) ચિકીર્ષા (પ્રવૃત્તિ કરવાની ઇચ્છા), (૨) કૃતિસાધ્યતા જ્ઞાન, (૩) ઇષ્ટસાધનતા જ્ઞાન, અને (૪) ઉપાદાનનું પ્રત્યક્ષ. પ્રવૃત્તિરૂપ પ્રયત્નનાં એ ચાર કારણો હોય છે.

**प्रवृत्तिनिमित्तम्**—પદની શક્યતાનું અવચ્છેદક તે પ્રવૃત્તિનિમિત્ત કહેવાય છે. જેમ—'ઘટત્વ' એ 'ઘટ' પદની શક્યતાનું અવચ્છેદક હોવાથી પ્રવૃત્તિનિમિત્ત કહેવાય.

**प्रवृत्तिविज्ञानम्**—(યોગાચાર્ય–બૌદ્ધમતે) આ ઘડો છે, આ વસ્ત્ર છે, આ શરીર છે, ઇત્યાદિ વિજ્ઞાનનું નામ પ્રવૃત્તિવિજ્ઞાન છે. એ વિજ્ઞાન ક્ષણિક છે.

**प्रशंसा**—गुणाविष्कारेण स्तुतिः । કોઇના ગુણો પ્રકટ કરીને જે સ્તુતિ કરવી તે પ્રશંસા.

**प्रश्नः**—वाग्व्यवहारविशेषः । એક પ્રકારનો (પૂછવારૂપ) વાણીનો વ્યવહાર.

૨. प्रतिवचनानन्तरसाक्षेपोत्थानम् । બીજાએ ઉત્તર આપ્યા પછી તેમાં કાંઈ ખામી કાઢીને જે આક્ષેપ ઉઠાવવો તે પ્રશ્ન.

૩. अविज्ञातार्थज्ञानार्थमिच्छाप्रयोज्यवाक्यम् । ન જાણેલા અર્થના જ્ઞાન માટે ઇચ્છા થવાથી જે વાકય બોલવામાં આવે તે પ્રશ્ન.

**प्रसक्तिः**—૧ અનુમિતિ. ૨ આપત્તિ. ૩ પ્રસંગ, ૪ વ્યાપ્તિ, ૫ પ્રાપ્તિ.

**प्रसंख्यानम्**—शब्दयुक्तिप्रत्ययानावृत्तिः । શબ્દ, યુક્તિ અને પ્રત્યય (જ્ઞાન) એમનું વારંવાર ચિંતન. ૨ ઊંડા વિચારમાં–ધ્યાનમાં ઉતરી જવું.

**प्रसंगत्वम्**—लक्ष्ये लक्षणसम्बन्धत्वम् । લક્ષ્યમાં લક્ષણનું સંબંધપણું તે પ્રસંગત્વ.

૨. निरूपणयोग्यत्वम् । નિરૂપણ કરવાનું યોગ્યપણું.

૨. स्मृतयोपेक्षानर्हत्वम् । ( ગદાધરને મતે ) જે અર્થ સ્મૃતિનો વિષય થયો હોય છતાં દ્વેષનો વિષય ન થયો હોય, તે પણ તે પ્રસંગત્વ.

**प्रसङ्गसङ्गतिः**—उपोद्घातादिभिन्नस्मरणप्रयोजकसम्बन्धः । ઉપોદ્ઘાતાદિકથી ભિન્ન એવો જે અર્થના સ્મરણનો પ્રયોજક સંબંધ છે, તેનું નામ પ્રસંગસંગતિ. જેમ—યથાર્થ અનુભવરૂપ પ્રમાના પ્રત્યક્ષ, અનુમિતિ, આદિક વિભાગનું નિરૂપણ કર્યા પછી તે પ્રત્યક્ષાદિક પ્રમાનાં પ્રત્યક્ષ, અનુમાન, વગેરે પ્રમાણોના વિભાગનું નિરૂપણ જે સંબંધથી પ્રાપ્ત થાય છે, તે પ્રસંગસંગતિ છે.

૨. स्मृतस्योपेक्षानर्हत्वम् । એક અર્થના નિરૂપણમાં કોઇ હેતુથી સ્મરણમાં આવેલો જે અન્ય અર્થ છે, તે અર્થની ઉપેક્ષા નહિ કરવી, પણ તે અર્થનું પણ ત્યાં નિરૂપણ કરવું તેનું નામ પ્રસંગસંગતિ છે. કેટલાક તેને प्रसंगत्वं પણ કહે છે.

**प्रसङ्गसमः**—અનવસ્થાના આભાસનો પ્રસંગ.

**प्रसज्यप्रतिषेधः**—સંસર્ગાભાવ. ક્રિયાની સાથે કહેલા नञ् ( નકાર ) વડે પ્રતિપાદિત થયેલો થયેલો અત્યંતાભાવ. જેમ—' मद्यं न पिबेत् ' ( મદ્ય ન પીવું. ) એમાં, મનુષ્યોને મદ્યપાન રાગતઃ પ્રાપ્ત છે, એ મદ્યપાનની આસક્તિ કહેવાય; તેનો પ્રતિષેધ पिबेत् ક્રિયાની સાથે નકાર મૂકીને કર્યો છે, માટે એ પ્રસજ્ય પ્રતિષેધ છે. અર્થાત્ જે વસ્તુ વિષે મનુષ્યોની સામાન્યઃ પ્રીતિ અથવા આસક્તિ હોય છે, તેમાંથી મનુષ્યોને અટકાવવા માટે જે નિષેધ વચન કહેવામાં આવ્યું હોય તેને પ્રસજ્યપ્રતિષેધ કહે છે.

**प्रसंजनम्**—આપાદન. જેમ—' જો અહીં ઘડો હોય તો તે પ્રાપ્ત થાય ' એવી રીતે ઘડાની પ્રાપ્તિ કહી છે તે પ્રસંજન છે.

**प्रसारणं** ( कर्म )—तिर्यक् संयोगासमवायि कारणं प्रसारणम् । મૂર્ત દ્રવ્યનો તિર્યક્ દેશ સાથે જે સંયોગ છે તે સંયોગનું અસમવાયિ કારણ રૂપ જે મૂર્ત દ્રવ્યનું કર્મ છે, તે કર્મ પ્રસારણ કહેવાય છે. શરીરનાં સંકુચિત અંગોને પુનઃ પસારવાથી તે હાથ પગ વગેરે અંગોનો વિપ્રકૃષ્ટ ( દૂરના ) દેશ સાથે સંયોગ થાય છે. તે સંયોગનું અસમવાયિ કારણ તે હાથ પગ વગેરે અંગોનું કર્મ છે છે. માટે અંગોનું તે કર્મ પ્રસારણ કહેવાય છે.

**प्रस्तावना**—ग्रन्थावतरणार्थव्याख्यानांशः । ગ્રંથના અવતરણ માટે જે વ્યાખ્યાનરૂપ ગ્રંથનો ભાગ તે પ્રસ્તાવના.

૨. अमुख्यार्थप्रतिपादकत्वे सति मुख्यार्थप्रवर्तिका प्रस्तावना । ગ્રંથના આરંભમાં ગૌણ અર્થોનું પ્રતિપાદન કરનારી હોઇને મુખ્ય અર્થને જે પ્રવૃત્ત કરે તે પ્રસ્તાવના.

**प्राकृतप्रलयः**—कार्यब्रह्मविनाशनिमित्तकः सकलकार्यविनाशः । કાર્યબ્રહ્મ ( બ્રહ્માદિક ) ના નાશના નિમિત્તથી જે સકલ કાર્યનો વિનાશ તે પ્રાકૃતપ્રલય કહેવાય છે. ( બધા પદાર્થો મૂળ પ્રકૃતિમાં લય પામે છે માટે તે પ્રાકૃતપ્રલય કહેવાય છે )

**प्रागभावः**—विनाश्यभावः प्रागभावः । જે અભાવ વિનાશવાળો હોય તે પ્રાગભાવ કહેવાય છે. જેમ—પટાદિક કાર્યોની ઉત્પત્તિ પહેલાં તે પટાદિક કાર્યોના સમવાયિ કારણરૂપ તંતુ આદિકમાં તે પટાદિ કાર્યોનો પ્રાગભાવ રહે છે. પ્રાગભાવ પટાદિ કાર્ય ઉત્પન્ન થાય ત્યારે નાશ થઇ જાય છે, માટે એ પ્રાગભાવ વિનાશી પણ છે, અને અભાવરૂપ પણ છે.

૨. अनादिसान्तः प्रागभावः । જે અભાવ અનાદિ એટલે ઉત્પત્તિથી રહિત હોય છે તથા સાન્ત એટલે નાશરૂપ અંતવાળો હોય છે, તે પ્રાગભાવ કહેવાય છે.

૩. प्रतियोगिजनकाभावः प्रागभावः । જે અભાવ પોતાના પ્રતિયોગીનો જનક હોય તે અભાવ પ્રાગભાવ કહેવાય છે. જેમ—પટની ઉત્પત્તિથી પૂર્વે તે પટનો પોતાના સમવાયિ કારણરૂપ તંતુઓમાં પ્રાગભાવ રહે છે; તે પ્રાગભાવ જ તે પટરૂપ પ્રતિયોગીનું નિમિત્ત

કારણ હોવાથી જનક કહેવાય છે. એ પ્રકારે જે જે કાર્યની ઉત્પત્તિ થાય છે, તે તે કાર્યનો પ્રાગભાવજ તે તે કાર્યનો જનક હોય છે, પ્રાગભાવ વગર કોઇ પણ કાર્યની ઉત્પત્તિ થતી નથી, માટે પ્રાગભાવનું આ ત્રીજું લક્ષણ પણ સંભવે છે.

૪. ध्वंसप्रतियोगित्वे सति अभावत्वम् । ધ્વંસનો પ્રતિયોગી હોઇને જે અભાવ હોય તે. અથવા, જે અભાવ ધ્વંસનો પ્રતિયોગી હોય તે પ્રાગભાવ. જેમ—ઘટ ઉત્પન્ન થયા પહેલાં ઘટનો પ્રાગભાવ કપાલોમાં હતો, પણ ઘટ ઉત્પન્ન થયો એટલે તે અભાવનો (પ્રાગભાવનો) ધ્વંસ (નાશ) થયો. માટે પ્રાગભાવ એ ધ્વંસનો પ્રતિયોગી હોઇને અભાવરૂપ પણ છે.

૬. कार्यसमवायिकालानन्यवृत्तित्वे सति कार्योत्पत्ति पूर्वकालीनाभावत्वम् । કાર્યના સમવાયી કાળથી અન્ય પદાર્થમાં ન રહેનારો હોઇને, કાર્યની ઉત્પત્તિના પૂર્વકાળમાં જે અભાવ હોય, તે પ્રાગભાવ.

૬. ઉત્પત્તિની પહેલાં કાર્યનો પોતાના ઉપાદાન કારણમાં રહેલો કાર્યનો પોતાનો જે અભાવ તે પ્રાગભાવ.

**प्राज्ञः**—सुषुप्तौ विलीनेऽन्तःकरणेऽज्ञानमात्रसाक्षी प्राज्ञः । સુષુપ્તિ અવસ્થામાં અંતઃકરણ લીન થયા છતાં જે માત્ર અજ્ઞાનનો જ સાક્ષી થઇને રહે છે તે પ્રાજ્ઞ.

**प्राणः**—शरीरान्तः सञ्चारी वायुः प्राणः શરીરની અંદર વિચરનારો જે વાયુ તે પ્રાણ કહેવાય છે.

૨. प्राग्गमनवान् नासाग्रवर्ती वायुः નાસાગ્ર તરફ આગળ ચાલવાના સ્વભાવવાળો અને નાસાના અગ્રને વિષે રહેનારો વાયુ તે પ્રાણવાયુ.

૩. मिलितसमस्तापञ्चीकृतपञ्चमहाभूतराजसांशकत्वे सति क्रियाशक्ति प्रधानवायुः । અપંચીકૃત પંચ મહાભૂતો એકત્ર થઇ ને તેના રાજસ અંશમાં ક્રિયાશક્તિ પ્રધાન જે વાયુ ઉપજે છે તે પ્રાણવાયુ.

**प्राणः**—( समष्टिः )—હિરણ્યગર્ભ; સમષ્ટિ સૂક્ષ્મશરીર.

૨. ક્રિયા શક્તિવાળા પ્રાણથી શરીર ઘટિત હોવાથી એટલે પ્રાણ પણ શરીરમાં મુખ્ય ઘટક અવયવ હોવાથી શરીરઉપહિત ચૈતન્યને પણ કેટલાક 'પ્રાણ' કહે છે.

**प्राणमयकोशः**—कर्मेन्द्रियैः सहितः प्राणः વાક્ આદિક પાંચ કર્મેન્દ્રિયો સહિત પાંચ પ્રાણ તે 'પ્રાણમયકોશ' કહેવાય છે.

**प्राणवायुप्रकाराः**—(૧) પ્રાણ, (૨) અપાન, (૩) સમાન, (૪) ઉદાન, અને (૫) વ્યાન, એ પ્રાણવાયુના પાંચ પ્રકાર છે. તે વાયુઓનાં સ્થાન તથા કર્મ નીચે બતાવ્યાં છે.

(૧) **પ્રાણ**—હૃદયમાં રહે છે તથા મુખ નાસિકા દ્વારા શ્વાસોચ્છ્વાસની ક્રિયા કરે છે.

(૨) **અપાન**—ગુદામાં રહે છે તથા મલાદિકની અધોનયન ક્રિયા કરે છે.

(૩) **સમાન**—નાભિમાં રહે છે તથા અન્નપાચનમાં સહાય કરે છે.

(૪) **ઉદાન**—કંઠ દેશમાં રહે છે તથા અન્નાદિકને ઉંચે લઇ જાય છે.

(૫) **વ્યાન**—બધા શરીરમાં વ્યાપીને રહે છે તથા અન્ન રસાદિકને નાડીઓમાં પહોંચાડે છે.

અર્થાત્ એકજ વાયુ હૃદય વગેરે પાંચ સ્થાનમાં રહે છે તેથી તેમની પ્રાણ વગેરે સંજ્ઞાઓ ઠરાવેલી છે.

૨. ક્રિયાના ભેદથી જેમ એકજ વાયુના પ્રાણ વગેરે પાંચ ભેદ થાય છે. તેમજ ક્રિયાના ભેદથી એકજ વાયુના નાગાદિ પાંચ ભેદ થાય છે. જેમઃ—

(૧) **નાગ**—ઓડકારરૂપ ક્રિયા કરનારો વાયુ.

(૨) **કૂર્મ**—આંખમાં નિમેષઉન્મેષની ક્રિયા કરનારો વાયુ.

(૩) **કૃકલ**—છીંક આણનારો વાયુ,

(૪) **દેવદત્ત**—બગાસું આણનારો વાયુ.

(૫) **ધનંજય**—શરીરને ફુલાવનારો વાયુ (મરી ગયા પછી પણ એ વાયુ શરીરમાં રહે છે.)

**प्राणायामः**—प्राणवृत्तिनिरोधः। પ્રાણની ગમનાગમનરૂપ વૃત્તિને અટકાવવી તે પ્રાણાયામ. અથવા—

૨. निश्वासोच्छ्वासयोर्गतिविच्छेदकारकव्यापारो वा। નિઃશ્વાસ અને ઉચ્છ્વાસની ગતિની રોકવાનો જે વ્યાપાર તે પ્રાણાયામ.

૬. रेचकपूरककुम्भकलक्षणप्राणनिग्रहोपायः प्राणायामः। રેચક (શ્વાસને બહાર કાઢવો), પૂરક (બહારના વાયુને શરીરની અંદર ખેંચવો) અને કુંભક (પૂરેલા વાયુને રોકી રાખવો) એ લક્ષણોવાળા પ્રાણને કબજે રાખવાનો ઉપાય તે પ્રાણાયામ.

**प्राणायामप्रकाराः**—પ્રાણાયામના પ્રકાર: પ્રાણાયામના ચાર પ્રકારનો છે: (૧) બાહ્યવૃત્તિ, (૨) આભ્યંતરવૃત્તિ, (૩) સ્તંભવૃત્તિ, અને (૪) તુરીય.

**(૧) બાહ્યવૃત્તિ**—નાસિકા છિદ્ર દ્વારા રેચન કરીને બહાર ગયેલા અંતર વાયુનું બાહ્યદેશમાં ધારણ તે બાહ્યવૃત્તિ. એનેજ 'રેચક' કહે છે.

**(૨) અભ્યંતર વૃત્તિ**—નાસિકા છિદ્ર દ્વારા પૂરક કરીને બહારના વાયુને અંદર ખેંચવો, અને તે અંદર ગયેલા વાયુને અંદર ધારણ કરી રાખવો તે અભ્યંતરવૃત્તિ. એનેજ 'પૂરક' કહે છે.

**(૩) સ્તંભવૃત્તિ**—પૂરક કે રેચનના પ્રયત્ન સિવાય કેવળ વિધારક (અટકાવી રાખવાના) પ્રયત્નથી પ્રાણની ગતિનો જે વિચ્છેદ તે સ્તંભવૃત્તિ. એનેજ 'કુંભક' કહે છે.

**(૪) તુરીય**—રેચકને જવાનો હસ્તપાદાદિ બાહ્ય દેશ છે, તથા પૂરકને જવાનો જે નાભિચક્રાદિ અંતર દેશ છે, તે દેશના નિશ્ચયપૂર્વક ઘણા પ્રયત્ન વડે સાધ્ય એવો જે સ્તંભવૃત્તિ નામે કુંભક છે, તે તુરીય પ્રાણાયામ કહેવાય છે.

**प्रातिपदिकम्**—अर्थवदधातुरप्रत्ययः प्रातिपदिकम्। ધાતુ સિવાયના અર્થવાળા શબ્દનું પ્રત્યય વગરનું જે રૂપ તે પ્રાતિપદિક.

૨. विभक्त्यर्थशून्यत्वे सति व्यक्तिमात्रार्थत्वम्। વિભક્તિના અર્થથી રહિત હોઇને માત્ર અર્થનેજ જે વ્યક્ત કરતો હોય તે શબ્દ પ્રાતિપદિક કહેવાય.

**प्रातिभासिकत्वम्**-ब्रह्मज्ञानेतरबाध्यत्वम्। બ્રહ્મજ્ઞાન સિવાય બીજા સાધનથી જેનો બાધ થઈ શકે તે પ્રતિભાસિક.

૨. आगन्तुक (काचनिद्रादि) दोषसहकृताविद्याकार्यत्वम्। કાચ-મોતિયો, છારી વિગેરે-તથા નિદ્રા વિગેરે દોષોની સહાયથી અવિદ્યાનું જે કાર્યત્વ તે પ્રાતિભાસિકત્વ.

**प्रातिभासिकसत्त्वम्**—प्रतिभासकालाबाध्यत्वम्। પ્રતિભાસ કાળમાં બાધ નહિ થઇ શકવાપણું; પ્રતિભાસ કાળમાં જેનો બાધ થઈ શકે નહિ તે પ્રાતિભાસિકસત્વ કહેવાય.

**प्रातिस्विकम्**—વિશેષ ધર્મ; દરેકનો પોતપોતાનો ધર્મ.

**प्रातीतिक** (अर्थाध्यासः)—आगन्तुकदोषजन्यः। જે પદાર્થ આગંતુક દોષે કરીને જન્ય હોય તે પ્રાતીતિક કહેવાય. (એ એક 'અર્થાધ્યાસ' છે.)

**प्रात्यक्षिकबाधः**—'तत्त्वमसि' એવા ઉપદેશથી 'अहंब्रह्मास्मि' એવો સાક્ષાત્કાર થતાં જે કાર્યપ્રપંચ સહિત અજ્ઞાનથી નિવૃત્તિ (બાધ) થાય છે, તેને પ્રાત્યક્ષિક બાધ કહે છે.

૨. पूर्वरूपरसादि नाशपूर्वकं रूपरसाद्यन्यतरोत्पत्तिः। પૂર્વનાં રૂપરસાદિના નાશપૂર્વક બીજાં રૂપરસાદિની ઉત્પત્તિ તે પ્રાદુર્ભાવ.

**प्रादुर्भावः**—प्रथमप्रकाशः। પહેલીવાર પ્રકાશમાં આવવું તે પ્રાદુર્ભાવ.

**प्रादेशिकगुणत्वम्**—स्वाधिकरणवृत्तिदैशिकाभावप्रतियोगित्वम्। પોતાના અધિકરણમાં રહેલો જે દેશ સંબંધી અભાવ, તે અભાવનો

પ્રતિયોગી જે ગુણ, તે ગુણપણું તે પ્રાદેશિક ગુણત્વ. જેમ-વિભુ પદાર્થોના વિશેષ ગુણોનું પ્રાદેશિક ગુણત્વ છે. સંયોગ અને વિભાગ પણ પ્રાદેશિક ગુણો છે.

**प्राप्यप्रकाशकारीन्द्रियम्**—જે ઇંદ્રિય સંયોગાદિ સંબંધ વડે વિષય દેશમાં પ્રાપ્ત થઇને તે વિષયનો પ્રકાશ કરે છે, તે ઇંદ્રિય પ્રાપ્યપ્રકાશ કરી ઈંદ્રિય કહેવાય છે. જેમ-નેત્ર પોતાનાં કિરણોના સંયોગ સંબંધ વડે પટાદિ વિષય દેશમાં પ્રાપ્ત થઇને પટ વિષયનો પ્રકાશ કરે છે, માટે નેત્ર ઇંદ્રિય પ્રાપ્યપ્રકાશકારી કહેવાય છે.

**प्रामाण्यम्-प्रमात्वम्**—तद्वति तत्प्रकारक ज्ञानत्वम्। પ્રત્યક્ષ, અનુમિતિ, આદિક યથાર્થ અનુભવરૂપ 'પ્રમા' કહેવાય છે. એ પ્રમામાં રહેલું છે, તે ધર્મવાળા પદાર્થમાં તે ધર્મ પ્રકારક જ્ઞાનત્વરૂપ પ્રમાત્વ છે, તેને શાસ્ત્રમાં પ્રામાણ્ય કહે છે.

વેદાન્તીઓ તથા મીમાંસકો એ પ્રમાણ્યમાં સ્વતસ્ત્વ માને છે. એટલે એ પ્રમાણ્યને સ્વતઃ પ્રામાણ્ય માને છે; અને નૈયાયિકો તેમાં પરતસ્ત્વ માને છે, એટલે એ પ્રામાણ્યને પરતઃ પ્રામાણ્ય માને છે.

પ્રામાણ્યમાં સ્વતસ્ત્વ બે પ્રકારનું છેઃ (१) ઉત્પત્તિ સ્વતસ્ત્વ, અને (२) જ્ઞપ્તિ સ્વતસ્ત્વ. (તે તે શબ્દો જોવા.)

**प्रायश्चित्तम्**—पापक्षयमात्रसाधनं कर्म। પાપનો ક્ષય માત્ર કરે એવું કર્મ. જેમ, કૃચ્છ્રચાંદ્રાયણાદિ એ પ્રાયશ્ચિત્ત રૂપ કર્મ છે.

२. प्रायो नाम तपः प्रोक्तं चित्तं निश्चय उच्यते। तपोनिश्चयसंयुक्तं प्रायश्चित्तं तदुच्यते॥१॥ 'પ્રાયશ્ચિત્ત' એ શબ્દમાંના 'પ્રાયઃ' નો અર્થ તપ છે, અને 'ચિત્ત' શબ્દનો અર્થ નિશ્ચય છે; માટે નિશ્ચયયુક્ત જે તપ તે પ્રાયશ્ચિત્ત કહેવાય છે.

**प्रारब्धकर्म**—वर्तमानशरीरारम्भकं कर्म। સંચિત કર્મોમાંથી નીકળીને જે કર્મો આ વર્તમાન શરીરનાં આરંભક થાય છે, તે પ્રારબ્ધ કર્મ કહેવાય છે.

२. प्रारब्धकार्यसुखदुःखादिरूपं युगकल्पादि पर्यन्तमनुभोक्तव्यं येन तत्। સુખદુઃખાદિરૂપ પ્રારબ્ધનું કાર્ય છે; તે જેના વડે યુગ કે કલ્પપર્યંત ભોગવવું પડે છે તે પ્રારબ્ધ કર્મ કહેવાય છે.

પ્રારબ્ધ કર્મ ત્રણ પ્રકારનું છે. ઇચ્છા પ્રારબ્ધ, અનિચ્છા પ્રારબ્ધ અને પરેચ્છા પ્રારબ્ધ.

**प्रारिप्सितम्**—પ્રારંભ કરવાની ઈચ્છાનો વિષય એવું જે કાર્ય તે; અર્થાત્ જેનો પ્રારંભ કરવાની ઈચ્છા છે તે પ્રારિપ્સિત કહેવાય.

**प्रार्थना**—उत्कर्षप्रतिपादनेच्छा। ઉત્કર્ષના પ્રતિપાદનની ઈચ્છા.

**प्रियम्**—ઈષ્ટ વસ્તુના દર્શનથી જન્ય સુખ. २. પોતાને વહાલી હોય તે વસ્તુ.

**प्रीतिः**—दयारसार्दान्तःकरणवृत्तिविशेषः। દયારૂપ રસથી ભીના થયેલા અંતઃકરણની એક પ્રકારની વૃત્તિ.

**प्रेक्षणमैथुनम्**—ભોગબુદ્ધિથી સ્ત્રીઓને જોવી તે.

**प्रेत्यभावः प्रमेयः**—(ગાતમમતે) મરણથી ઉત્તર જે જન્મ તે પ્રેત્યભાવ નામે પ્રમેય કહેવાય છે.

**प्रेयः**—देवगुरुमित्रादिविषयः प्रीतिप्रकर्षः। દેવ, ગુરૂ અને મિત્રાદિ વિષે પ્રીતિની અધિકતા.

**प्रेरकत्वम्**—तदनुकूलप्रयत्नाधारत्वम्। પ્રેરણા કરનારને અનુકૂળ એવા પ્રયત્નનું જે આધારપણું તે.

२. प्रवृत्त्यनुकूलव्यापारसाधकत्वम्। પ્રવૃત્તિને અનુકૂળ એવા વ્યાપારનું જે સાધકપણું તે.

**प्रेरणात्वम्**—स्वाभिलाषितोपायाज्ञानादप्रवृत्तापकृष्टप्रयोज्यस्योपायविषयकप्रवृत्त्यनुकूलोव्यापारः। પોતાથી જે નિકૃષ્ટ હોય તેને તેની અભિલાષા

પ્રાપ્ત કરવાના ઉપાયનું અજ્ઞાન હોય તેથી તે, તે પ્રાપ્ત કરવામાં પ્રવૃત્ત ન થતો હોય, એવા પ્રયોજ્ય મનુષ્યને ઉપાય બતાવવાના સંબંધમાં પ્રવૃત્તિ કરવાને અનુકૂળ જે વ્યાપાર તે પ્રેરણત્વ.

**प्रौढिवाद्**—स्वबुद्ध्युत्कर्षख्यापनम् । પોતાની બુદ્ધિનો ઉત્કર્ષ જણાવવાને જે વાદ તે.

૨. प्रतिवाद्युक्तिस्वीकारत्वे सति स्वमतदोष परिहारत्वं स्वमतोत्कर्षबोधकत्वं वा । પ્રતિવાદીના કથનનો સ્વીકાર કરીને પણ પોતાના મતમાં પ્રતિવાદીએ આપેલા દોષનો પરિહાર કરવો તે; અથવા પોતાના મતનો ઉત્કર્ષ જણાવવો તે પ્રૌઢિવાદ.

**प्रौढोक्तिः**—उत्कर्षस्याहेतावुत्कर्षहेतुत्वकल्पनम् । જે ઉત્કર્ષનો હેતુ ન હોય તેમાં ઉત્કર્ષના હેતુની કલ્પના કરવી તે.

## फ

**फलम्**—प्रकरणप्रतिपाद्यस्य श्रूयमाणं तज्ज्ञानात्तत्प्राप्तिप्रयोजनं फलम् । પ્રકરણમાં પ્રતિપાદન કરેલી વસ્તુના જ્ઞાનથી શ્રુતિએ કથન કરેલું જે તેની પ્રાપ્તિરૂપ પ્રયોજન તે ફળ કહેવાય છે.

૨. ( બ્રહ્મજ્ઞાનનાં ) સાધનો વડે પ્રાપ્ત થવા યોગ્ય જે અર્થ તે ફલ. ( શારીરક મીમાંસાના ચોથા અધ્યાયમાં તેનું કથન કરેલું છે. )

૩. ससाधनसुखदुःखोपभोगः फलम् । સાધન સહિત સુખદુઃખનો ઉપભોગ તે ફળ.

૪. स्वकर्तव्यताप्रयोजकेच्छाविषयत्वम् । પોતાની કર્તવ્યતાની હેતુભૂત ઇચ્છાનો જે વિષય હોય તે ફલ કહેવાય છે.

**फलचैतन्यम्**—ज्ञातं घटाद्यवच्छिन्नचैतन्यम् । જ્ઞાત એવું જે ઘટાદિથી અવચ્છિન્ન ચૈતન્ય તે ફલચૈતન્ય.

૨. अन्तःकरणवृत्त्यभिव्यक्तं चैतन्यम् । અંતઃકરણની વૃત્તિ વડે અભિવ્યક્ત ચૈતન્ય. એટલે ઘટાદિ વિષય ચૈતન્યથી અભિન્ન એવું અંતઃકરણની વૃત્તિમાં પ્રતિબિંબિત ચૈતન્ય તે ફલચૈતન્ય.

૩. विषयावच्छिन्नचैतन्यमभिव्यक्तम् । વિષયવડે અવચ્છિન્ન ચૈતન્ય અભિવ્યક્ત થયું હોય તે ફલચૈતન્ય.

**फलप्रमेयः**—(ગૌતમમતે) ફલપ્રમેયના બે ભેદ છેઃ (૧) મુખ્ય અને (૨) ગૌણ. તેમાં સુખના કે દુઃખના સાક્ષાત્કારને મુખ્ય ફળ કહે છે; અને અન્ય વસ્તુમાત્રનું નામ ગૌણફળ છે.

**फलव्याप्तिः**—स्वाकारवृत्तिप्रतिबिम्बितचैतन्यविषयत्वम् । વિષયાકાર વૃત્તિમાં પ્રતિબિંબિત ચૈતન્યનો વિષય હોવાપણું ને ફલવ્યાપ્તિ કહેવાય.

**फलव्याप्यत्वम्**—वृत्तिप्रतिबिम्बितचिदभिव्यक्तचैतन्याश्रयत्वं फलव्याप्यत्वम् । વૃત્તિમાં પ્રતિબિંબિત ચૈતન્યવડે અભિવ્યક્ત ચૈતન્યનો આશ્રય હોવાપણું તે ફલવ્યાપ્યત્વ કહેવાય.

**फलाभिसन्धिकृतप्रारब्धम्**—કર્મ કરવાથી અમને સ્વર્ગની પ્રાપ્તિ થશે, એવી રીતે જે ફળની ઇચ્છા તે ફલાભિસંધિ મનમાં રાખીને જે કર્મ કરવામાં આવે તે ફલાભિસંધિકૃત કર્મ કહેવાય. એ કર્મથી ઉત્પન્ન થયેલું પ્રારબ્ધ તે ફલાભિસંધિકૃત પ્રારબ્ધ.

**फलेच्छा**—સુખ તથા દુઃખાભાવ ( દુઃખનો અભાવ ) એ બન્નેનું નામ 'ફળ' છે. તે ફળને વિષય કરનારી જે ઇચ્છા—અર્થાત્ મને સુખ થાઓ, એવી સુખરૂપ ફળવિષયક ઇચ્છા તથા દુઃખાભાવ મને હો, એ પ્રકારની દુઃખાભાવરૂપ ફળવિષયક ઇચ્છા એ બન્નેનું નામ ફલેચ્છા છે.

**फलोपकारकाङ्गत्वम्**—स्वव्यापारातिरिक्तान्यव्यवधानराहित्येनप्रधानोपकारकत्वम् । પોતાના વ્યાપારથી ભિન્ન વ્યવધાન વિના પ્રધાનકર્મને જે ઉપકારકપણું તે. અર્થાત્ ફક્ત પોતાના વ્યાપારથીજ પ્રધાનકર્મને ઉપકારક થાય—બીજા કોઇના વ્યાપારની અપેક્ષા રાખે નહિ—તે ફલોપકારકાંગ કહેવાય. જેમ—'પ્રયાજ' નામે અંગયાગ છે, તે અદષ્ટરૂપ પોતાના

વ્યાપાર માત્રથી દર્શપૂર્ણમાસાદિ પ્રધાનયાગને ઉપકારક થાય છે, માટે પ્રયાજ એ ફલોપકારકાંગ કહેવાય છે. એનેજ મીમાંસકો 'आरादुपकारी' કહે છે.

**फलोपधायकत्वम्**—कार्याव्यवहितपूर्ववृत्तित्वसम्बन्धेन फलविशिष्टत्वम् । કાર્યરૂપ ફળ સાથે અવ્યવહિત પૂર્વવૃત્તિત્વરૂપ સંબંધે કરીને જે ફળથી વિશિષ્ટપણું તેનું નામ ફલોપધાયકત્વ કારણતા; જેમ, ઘડો ઉત્પન્ન થતી વખતે કુંભારના હાથમાં જે દંડ હોય છે, તે દંડમાં, અવ્યવહિત પૂર્વવૃત્તિત્વરૂપ સંબંધવાળા ઘટરૂપ ફળવડે વિશિષ્ટતા છે, એનું નામ દંડમાં ફલોપધાયકત્વરૂપ કારણતા છે. અર્થાત્ ઘટરૂપ ફળનું કારણ છે; એવી રીતે જો દાંડો ઘટરૂપ ફળનું કારણ થતો હોય અને તે, ઘડો બનતી વખતે નિમિત્ત કારણરૂપે પણ હાજર હોય (અવ્યવહિત પૂર્વવૃત્તિ હોય) તો તે દાંડો ઘડાનું ફલોપધાયકત્વ કારણ કહેવાય.

## व

**बन्धः**—सत्यत्वेत ज्ञायमानो दृश्यसम्बन्धः । દૃશ્યસંબંધ સત્યરૂપે જણાતો હોય તે બંધ.

૨. आत्मनोऽज्ञानतत्कार्यसम्बन्धो वा । અજ્ઞાન અને તેના કાર્યરૂપ જગતની સાથે આત્માનો સંબંધ તે બંધ.

૩. अणिमाद्यष्टैश्वर्याशासिद्धसंकल्पः । અણિમાદિ આઠ પ્રકારનાં ઐશ્વર્યની આશાવડે સિદ્ધ એવો સંકલ્પ તે બંધ.

૪. यमाद्यष्टाङ्गयोगसङ्कल्पो बन्धः । યમનિયમાદિ અષ્ટાંગયોગનો સંકલ્પ તે બંધ.

૫. वर्णाश्रमधर्मकर्मसंकल्पो बन्धः । વર્ણાશ્રમનાં ધર્મકર્મ કરવાનો સંકલ્પ તે બંધ.

૬. यागव्रततपोदानविधिविधानज्ञानसम्भवो बन्धः । યાગ, વ્રત, તપ, દાનવિધિના વિધિના વિધાનનું જ્ઞાન, એ સર્વનો સંભવ તે બંધ.

૭. केवलमोक्षापेक्षया संकल्पो बन्धः । કેવળ મોક્ષની અપેક્ષાથી સંકલ્પ કરવો તે બંધ.

૮. देवमनुष्याद्युपासनाकामसङ्कल्पो बन्धः । દેવ અથવા મનુષ્યાદિની ઉપાસનારૂપ કામ સંકલ્પ તે બંધ.

૯. संकल्पमात्रसम्भवो बन्धः । સંકલ્પ માત્રની ઉત્પત્તિ તે બંધ.

**बन्धपदार्थ** (જૈન મતે)—કર્મને બંધ કહે છે. અર્થાત્ ચાર પ્રકારનાં ઘાતિકર્મ અને ચાર પ્રકારનાં અઘાતિ કર્મ, એમ આઠ પ્રકારનાં કર્મ જન્મનાં હેતુ હોવાથી તે બંધ કહેવાય છે.

**बलवान्** (रूपस्पर्शः)—જે રૂપ કે સ્પર્શનું પ્રત્યક્ષ જ્ઞાન થાય તે બળવાન્ રૂપ કે બળવાન્ સ્પર્શ કહેવાય છે.

**बहिरङ्गसाधनम्**—સ્વર્ગાદિ ફળની ઇચ્છાથી રહિત થઇને જે યજ્ઞાદિક કરવામાં આવે છે, તે યજ્ઞાદિક કર્મ આત્મજ્ઞાનનાં બહિરંગ સાધન કહેવાય છે.

**बहिर्मुखत्वम्**—બહારના વિષયો તરફ મનનું વલણ હોવાપણું.

**बहूदकत्वम्**—(સંન્યાસીનો એક પ્રકાર) જેને શૌચના અંગરૂપે ઘણું પાણી જોઇએ તે બહૂદક કહેવાય. બહૂદકમાં રહેલો જાતિરૂપ ધર્મ તે બહૂદકત્વ.

**बाधः**—पूर्वप्रत्ययस्य व्यधिकरणप्रकारकत्वनिश्चयः । પ્રથમ થયેલા જ્ઞાનનું જે અધિકરણ હોય તેનાથી ભિન્ન અધિકરણવાળું તે જ્ઞાન છે, એવો નિશ્ચય.

૨. अपरोक्षमिथ्यात्वनिश्चयो बाधः । અમુક વસ્તુ મિથ્યા છે એવો સાક્ષાત્ જે નિશ્ચય તે બાધ.

૩. सविलासाविद्यानिवृत्तिः । કાર્યસહિત અવિદ્યાની નિવૃત્તિ તે બાધ.

૪. प्रतीतार्थं परित्यज्यान्यार्थकल्पनं बाधः । જે પદાર્થ જણાતો હોય તેને છોડીને તે સ્થળે બીજા પદાર્થની કલ્પના તે બાધ.

૫. અધિષ્ઠાનના વાસ્તવ સ્વરૂપના સાક્ષાત્કારથી કાર્યનો પોતાના ઉપાદાન કારણરૂપ

અજ્ઞાન સહિત જે નાશ છે, તેનું નામ બાધ છે. જેમ–છીપરૂપ અધિષ્ઠાનનો સાક્ષાત્કાર થવાથી રૂપારૂપી કાર્યનો પોતાના ઉપાદાન અજ્ઞાનસહિત જે નાશ થાય છે–અર્થાત્ 'આ રૂપું છે' એ બુદ્ધિનો નાશ થાય છે–તે બાધ છે.

૬. વિષયના અભાવની પ્રમા તે બાધ. ( अपवाद શબ્દ જુઓ. ) બાધના ત્રણ પ્રકાર છે: (૧) શાસ્ત્રીય બાધ; (૨) યાક્તિક બાધ; (૩) પ્રાત્યયિક બાધ.

**बाधसमानाधिकरण्यम्**–अन्यतरस्यबाधेन सामानाधिकरण्यम् । સામાનાધિકરણ્યવાળાં બે વિરુદ્ધાર્થક પદોમાંથી એકના વાચ્યાર્થનો બાધ કરીને બીજા અવિરોધી અર્થનું ગ્રહણ કરવું તે. જેમ 'જે ચોર દેખાતો હતો તે તો ઝાડનું ઠુંઠું છે.' એમાં ચોર અને ઠુંઠું એ વિરુદ્ધાર્થક સમાનાધિકરણ પદો છે; તેમાંથી ચોરનો બાધ કરીને ઠુંઠું ગ્રહણ કરવું, તે બાધસમાનાધિકરણ્ય છે.

**वाधा**—प्राणवियोगफलकव्यापारः । જેથી પ્રાણના વિયોગરૂપ ફળ ઉપજે એવો વ્યાપાર.

**वाधितः**—બાધનો જે વિષય તે બાધિત કહેવાય.

**वाधितः**—(हेत्वाभास) यस्य हेतोः साध्याभावः प्रमाणेन निश्चितः स वाधितः । જે હેતુના સાધ્યનો અભાવ બીજા કોઈ પ્રત્યક્ષાદિક પ્રમાણવડે નિશ્ચિત હોય છે તે હેતુ બાધિત નામે હેત્વાભાસ કહેવાય છે. જેમ–' वह्निरनुष्णः द्रव्यत्वात् जलवत् । ' ( અગ્નિ ઉષ્ણતા વિનાનો છે, દ્રવ્યરૂપ હોવાથી, જળની પેઠે ) આ અનુમાનમાં દ્રવ્યત્વરૂપ હેતુનું અનુષ્ણત્વ સાધ્ય છે; તે અનુષ્ણત્વ સાધ્યનો અભાવ ઉષ્ણત્વ છે. તે ઉષ્ણત્વ અગ્નિરૂપ પક્ષ વિષે સર્વ પ્રાણીઓને ત્વક્ ઇંદ્રિયરૂપ પ્રત્યક્ષ પ્રમાણવડે નિશ્ચિત છે, માટે એ દ્રવ્યત્વ હેતુ બાધિત છે. આ બાધિત હેતુનું જ્ઞાન સાક્ષાત્ અનુમિતિનુંજ પ્રતિબંધક હોય છે.

**वालः**—शास्त्रार्थज्ञानाविवेकशून्यः । શાસ્ત્રના અર્થજ્ઞાનના વિવેકથી રહિત તે બાલ કહેવાય છે.

૨. अधीतव्याकरणकाव्यकोशोऽनधीत वेदान्तो वालः । જે વ્યાકરણ, કાવ્ય અને કોશ ભણ્યો હોય, અને વેદાન્ત ન ભણ્યો હોય તે બાલ.

**वाह्यदृश्यानुविद्धसमाधिः**—બહારનાં દશ્યોથી મિશ્ર એટલે બહારના જે સૂર્યાદિ પદાર્થો, તેનો હું દ્રષ્ટા છું તે સૂર્યાદિકમાં હું અનુસ્યૂત છું, એવો સવિકલ્પ સમાધિ તે બાહ્યદશ્યાનુવિદ્ધ સમાધિ જાણવો. બાહ્યદશ્યાનુવિદ્ધ અને અંતર દશ્યાનુવિદ્ધ સમાધિનો સવિકલ્પ સમાધિમાં અંતર્ભાવ થાય છે.

**वाह्यनिरुपाधिकभ्रमः**—છીપમાં આ રૂપું છે અને દોરડીમાં આ સાપ છે, એવું જે ભ્રમજ્ઞાન થાય છે, તે બાહ્યનિરુપાધિક ભ્રમ કહેવાય છે.

**वाह्यनिर्विकल्पसमाधिः**—બહારનાં દશ્યો વિષે કલ્પના રહિત સમાધિ તે બાહ્યનિર્વિકલ્પક સમાધિ. ( સૂર્યાદિ બહારના પદાર્થોને બહારના દશ્યો જાણવાં ).

**वाह्यप्रत्यक्षप्रमा**—स्मृतिभिन्नत्वे सति अबाधितवाह्यार्थगोचरज्ञानम् । સ્મૃતિજ્ઞાનથી ભિન્ન હોઇને અબાધિત એવા બહારના પદાર્થોને વિષય કરનારૂં જે જ્ઞાન તે બાહ્ય પ્રત્યક્ષ પ્રમા કહેવાય.

**वाह्यप्रत्यक्षप्रमाणम्**—પાંચ જ્ઞાનેંદ્રિયોને બહારનું પ્રત્યક્ષ પ્રમાણ કહે છે.

**वाह्यभोग्यसंघातः**—કઠિન સ્વભાવવાળા પાર્થિવ પરમાણુ, સ્નિગ્ધ સ્વભાવવાળા જલીય પરમાણુ, ઉષ્ણ સ્વભાવવાળા તૈજસ્ પરમાણુ, તથા ચલન સ્વભાવવાળા વાયવીય પરમાણુ, એ ચારે પ્રકારના પરમાણુઓનો જે ભૂત ભૌતિક સંઘાત છે, તે સંઘાત બાહ્ય ભોગ્ય સંઘાત કહેવાય છે.

**बाह्यशब्दानुविद्धसमाधिः**—બહારના સૂર્યાદિકથી હું અસંગ છું, એવા શબ્દોસહિત જે સમાધિ તે બાહ્યશબ્દાનુવિદ્ધસમાધિ.

**बाह्यशौचम्**—જલમૃત્તિકાદિ વડે શરીરને શુદ્ધ કરવું તે.

**बाह्यसोपाधिकभ्रमः**—રક્ત ગુણથી રહિત એવા સ્ફટિકમાં રાતા રંગના ફૂલની સમીપતાને લીધે 'સ્ફટિક રાતો છે' એવો જે ભ્રમ ઉપજે છે, તે બાહ્યસોપાધિક ભ્રમ કહેવાય છે.

**बाह्यासनम्**—દર્ભ, મૃગચર્મ, વગેરે બેસવાનાં આસન.

**बिम्बत्वम्**—उपाध्यन्तर्गतत्वे सति उपाध्यन्तर्गतरूपाभिन्नबहिः स्थितत्वम्। જે ઉપાધિની અંદર રહેલું છતાં ઉપાધિની અંદરના રૂપથી જેનું રૂપ જૂદું ન હોય એવું, અને ઉપાધિથી જે બહાર રહેલું હોય તે બિમ્બ. જેમ, જળ રૂપ ઉપાધિમાં રહેલું ચંદ્રનું પ્રતિબિંબ છે, અને આકાશમાંનો ચંદ્ર એ ઉપાધિથી બહાર છે. એ ઉપાધિથી બહારનો ચંદ્ર ઉપાધિની અંદરના ચંદ્રથી જૂદો નથી. માટે ઉપાધિથી બહારનો ચંદ્ર તે બિંબ કહેવાય છે.

**बुद्धता**—एकरसज्ञानरूपता। જ્ઞાનઘનતા; કેવળ જ્ઞાનથીજ પરિપૂર્ણતા.

**बुद्धिः**-जानामित्यनुव्यवसायविषयवृत्तिगुणत्वव्याप्यजातिमती बुद्धिः। હું જાણું છું એ પ્રકારના અનુવ્યવસાય જ્ઞાનના વિષયમાં વર્તનારી તથા ગુણત્વ જાતિની વ્યાપ્ય એવી જે બુદ્ધિત્વ જાતિવાળો ગુણ તે બુદ્ધિ.

૨. जानामीत्यनुव्यवसायविषयगुणो बुद्धिः। હું જાણું છું એવા અનુવ્યવસાય જ્ઞાનનો જે વિષય હોય તથા જે ગુણ પણ હોય તે બુદ્ધિ.

૩. निश्चयात्मिकान्तःकरणवृत्तिर्बुद्धिः। અંતઃકરણની જે નિશ્ચયરૂપ વૃત્તિ તે બુદ્ધિ.

**बुद्धिगुणः**—જ્ઞાનરૂપ બુદ્ધિ ગુણ તો એક આત્મામાંજ રહે છે. એ બુદ્ધિ નિત્ય અને અનિત્ય એવા બે પ્રકારની છે. તેમાં ઈશ્વરાત્માની બુદ્ધિ નિત્ય, પ્રત્યક્ષ અને એક હોય છે; તથા જીવાત્માની બુદ્ધિ અનિત્ય, પ્રત્યક્ષ અને પરોક્ષ, તથા નાના હોય છે.

અનિત્ય બુદ્ધિ (૧) અનુભૂતિ, અને (૨) સ્મૃતિ, એમ બે પ્રકારની હોય છે. એ બન્ને પ્રકારની બુદ્ધિ (અનુભૂતિ અને સ્મૃતિ) (૧) યથાર્થ અને (૨) અયથાર્થ, એવા બે પ્રકારની હોય છે.

યથાર્થ અનુભવ ચાર પ્રકારનો હોય છે. (૧) પ્રત્યક્ષ, (૨) અનુમિતિ, (૩) ઉપમિતિ, અને (૪) શાબ્દ.

પ્રત્યક્ષ યથાર્થ અનુભવ ૭ પ્રકારનો હોય છેઃ (૧) ઘ્રાણજ, (૨) રાસન, (૩) ચાક્ષુષ, (૪) સ્પાર્શન, (૫) શ્રાવણ, અને (૬) માનસ.

એ છએ પ્રકારનું પ્રત્યક્ષ (૧) સવિકલ્પક અને (૨) નિર્વિકલ્પક એવા બે પ્રકારનું હોય છે. વળી તે (૧) લૌકિક પ્રત્યક્ષ અને (૨) અલૌકિક પ્રત્યક્ષ એવા બે પ્રકારનું પણ હોય છે.

અલૌકિક પ્રત્યક્ષ ત્રણ પ્રકારનું હોય છેઃ (૧) સામાન્યલક્ષણસન્નિકર્ષજન્ય, (૨) જ્ઞાનલક્ષણસન્નિકર્ષજન્ય, અને (૩) યોગજધર્મલક્ષણસન્નિકર્ષજન્ય.

અયથાર્થ અનુભવ ત્રણ પ્રકારનો હોય છેઃ (૧) સંશય, (૨) વિપર્યય અને (૩) તર્ક.

**बुद्धिबोध्यम्** (બૌદ્ધમતે) ચૈત્તિક; આલયવિજ્ઞાનથી ભિન્ન સર્વ જગત્ તે બુદ્ધિબોધ્ય.

**बुद्धिमन्दता**—શ્રવણ કરેલા અર્થને ગ્રહણ કરવામાં એટલે સ્મરણમાં રાખી રહેવામાં બુદ્ધિની જે અકુશળતા તેનું નામ બુદ્ધિની મંદતા.

**बृंहणत्वम्**—शरीरवृद्ध्यादिहेतुत्वम्। શરીરની પુષ્ટિ વગેરેનું હેતુપણું.

**बोधः**—चैतनम्। ચૈતન્ય.

**बोधपूर्णता**—અજ્ઞાની મનુષ્યોને જેમ દેહ વિષે આત્માપણાની દઢ બુદ્ધિ હોય છે, તેમ પરમાત્મામાં જે આત્માપણાની દઢ બુદ્ધિ હોવી તે બોધની પૂર્ણતાનો અવધિ છે.

**बोधफलम्**—અહંકારાદિકની સાથે આત્માની તાદાત્મ્ય અધ્યાસરૂપ ગ્રંથિનો જે ફરીને ઉદય ન થવો તે બોધનું ફળ છે.

**बोधसाधनम्**—શ્રવણ, મનન અને નિદિધ્યાસન, એ ત્રણ બોધનાં ( જ્ઞાનનાં ) સાધન છે.

**बोधस्वरूपम्**—મિથ્યા એવા દેહાદિક પદાર્થોથી પ્રત્યક્ આત્માનું જે વિવેચન (જૂદો કરીને જાણવાપણું) તે બોધનું (જ્ઞાનનું) સ્વરૂપ (લક્ષણ) છે.

**ब्रह्म**—निखिलनामरूपात्मकप्रपञ्चाकारेण परिणममानमायाधिष्ठानम् । નામરૂપાત્મક સઘળા સઘળા જગતને આકારે પરિણામ પામતી માયાનું અધિષ્ઠાન તે બ્રહ્મ.

**ब्रह्मचर्यम्**:—उपस्थसंयमः ઉપસ્થ ઇંદ્રિયનો નિગ્રહ કરવો તે.

૨. अष्टाङ्गमैथुनवर्जनम् । આઠ પ્રકારના મૈથુનનો ત્યાગ, એ આઠ પ્રકાર આ પ્રમાણે છેઃ—" दर्शनं स्पर्शनं केलिः कीर्तनं गुह्यभाषणम् । संकल्पोऽध्यवसायश्चक्रियानिर्वृत्तिरेव च । एतन्मैथुनमष्टाङ्गं ( रागपूर्वमनुष्ठितम् ) ॥१॥ " સ્ત્રીનું દર્શન, સ્પર્શન, કેલિ, કીર્તન, ગુહ્ય ભાષણ, સંકલ્પ, નિશ્ચય, અને ક્રિયા નિર્વૃત્તિ, એ સઘળું રાગ પૂર્વક કરવામાં આવે તો તે અષ્ટાંગ મૈથુન કહેવાય છે. ( દર્શનાદિ આઠ પ્રકારનાં લક્ષણ તે તે શબ્દોમાં જોવાં. )

**ब्रह्मणस्तटस्थलक्षणम्**:—जगदुत्पत्तिस्थितिलयकारणत्वम् । જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું કારણપણું, એ બ્રહ્મનું તટસ્થ લક્ષણ છે.

૨ जगज्जन्माद्यभिन्ननिमित्तोपादानकारणत्वम् । જગતની ઉત્પત્તિ વગેરેનું જે નિમિત્ત કારણ હોય, તેમજ ઉપાદાન કારણ હોય, એવી રીતે જે અભિન્ન નિમિત્તોપાદાન કારણપણું તે બ્રહ્મનું તટસ્થ લક્ષણ ઉદા૦—જેમ કરોળિયો પોતાના શરીરમાંથી તાંતણા કાઢીને તે વડે જાળની રચના કરે છે માટે તે કરોળિયો જાળનું ઉપાદાન કારણ છે તેમ નિમિત્ત કારણ પણ છે. તેની પેઠે બ્રહ્મની સત્તા વિના જગતની સત્તા હોઇ શકે નહિ, તથા એવી જગતની સત્તા હોવામાં બ્રહ્મ સિવાય બીજું કોઇ સ્વતંત્ર કારણ જોવામાં આવતું નથી માટે બ્રહ્મ પણ જગતનું અભિન્ન નિમિત્તોપાદાન કારણ છે.

૩. भूतोपादानकारणत्वे सति कर्तृत्वम् । આકાશાદિ ભૂતોનું ઉપાદાનત્વ હોઇને જે કર્તાપણું તે બ્રહ્મનું તટસ્થત્વ.

૪. સમગ્ર જગતનું ઉપાદાનપણું એ પણ બ્રહ્મનું તટસ્થ લક્ષણ છે.

**ब्रह्मनिष्ठः**—કરામલકવત્ સંશય તથા વિપરીત ભાવનાથી રહિત જે અખંડ એકરસ આનંદ બ્રહ્મના સાક્ષાત્કારવાળો હોય તે.

**ब्रह्मवित्**—હું બ્રહ્મ છું, એવો સાક્ષાત્કાર જેને થયો હોય તે. ( જ્ઞાનની ' સત્ત્વાપત્તિ ' ભૂમિકાવાળાને એ શબ્દ લાગુ પડે છે. )

**ब्रह्मविद्वरायान्**:—બ્રહ્મ અને આત્માના એકત્વમાં સમાધિવાળો હોય તે. આ પુરૂષ પોતાની મેળે સમાધિમાંથી જાગી શકતો નથી. ( જ્ઞાનની ' પદાર્થાભાવની ' ભૂમિકાવાળો. )

**ब्रह्मविद्वरिष्ठः**—બ્રહ્માત્મૈકયરૂપ સમાધિમાંથી જે પોતાની મેળે કે બીજાથી જાગી શકે છે તે. ( તુર્યાવાળો. )

**ब्रह्मसंस्थः**–લૌકિક વૈદિક સર્વ વ્યાપારોથી રહિત થઇને કેવળ બ્રહ્મ ચિંતન પરાયણ જે પુરૂષ હોય તેને બ્રહ્મસંસ્થ કહે છે.

**ब्रह्माण्डः**—स्वावरणभूतलोकालोकपर्वततद्बाह्यपृथिवीतद्बाह्यसमुद्रैः सहितम् । પોતાના આવરણભૂત લોકાલોક પર્વત, તેની બહારની

કાંચન ભૂમિ, તેની બહારનો ઘનોદ સમુદ્ર, એ સહિત, તે બ્રહ્માંડ.

**ब्रह्मानन्दः**—द्वैतभानाभावविशिष्टनिद्राभावकालीनब्रह्माभिमुखवृत्त्यभिव्यङ्ग्यानन्दः । જે આનંદમાં દ્વૈત પદાર્થનું ભાન હોતું નથી, તથા જે કાળમાં નિદ્રા પણ હોતી નથી, એવી બ્રહ્મના તરફ અભિમુખ થયેલી વૃત્તિ વડે વ્યક્ત થતો જે આનંદ તે બ્રહ્માનંદ.

**ब्राह्मणत्वम्**—ब्राह्मणेतरावृत्तित्वे सति सकलब्राह्मणव्यक्तिवृत्तित्वम्—જે જાતિ બ્રાહ્મણથી ઇતરમાં ન હોઇને સઘળી બ્રાહ્મણ વ્યક્તિઓમાં રહેતી હોય તે જાતિને બ્રાહ્મણત્વ કહે છે.

૨. तपः श्रुतं च योनिश्च ह्येतद्ब्राह्मणकारणम् । तपः श्रुताभ्यां यो हीनो जातिब्राह्मण एव सः ॥१॥ તપ, વેદાધ્યયન અને બ્રાહ્મણની યોનિથી જન્મ, એ ત્રણ વાનાં બ્રાહ્મણત્વનાં હેતુ છે; તેમાં જે તપ અને વેદાધ્યયનથી રહિત હોય તેને તો તો ફકત જાતિબ્રાહ્મણ જાણવો.

**ब्राह्मणभागः**—कर्मविधायकं वाक्यम् । કર્મનું વિધાન કરનારૂં (વેદનું) વાકય તે બ્રાહ્મણભાગ, અથવા.

૨. मन्त्रतात्पर्यार्थप्रकाशकोवेदभागो वा । મંત્રના તાત્પર્યાર્થને પ્રકાશ કરનારો વેદનો જે ભાગ તે બ્રાહ્મણ કહેવાય છે.

૩. वेदत्वे सति मन्त्रभिन्नत्वम् । મંત્ર ભાગથી ભિન્ન એવો જે વેદનો ભાગ તે બ્રાહ્મણ.

એ બ્રાહ્મણ ભાગ ત્રણ પ્રકારનો છે, (૧) વિધિરૂપ; (૨) અર્થવાદરૂપ; અને (૩) તે બન્નેથી વિલક્ષણ.

**ब्राह्मणस्य विद्वत्सन्यासः**—अपरोक्षात्मविद्विहितत्वे सति ससाधनवैधाखिलं कर्मत्यागपूर्वकसलिङ्गकत्वम् । અપરોક્ષ આત્મજ્ઞાનીને જે સંન્યાસ લેવાનો વિધિથી પ્રાપ્ત હોઇને, સાધન સહિત સકલ કર્મના ત્યાગપૂર્વક સંન્યાસીએ ધારણ કરવાનાં દંડ, કમંડલુ, કાષાય વસ્ત્રાદિ ધારણ કરવાપણું જેમાં હોય, તે બ્રાહ્મણને યોગ્ય વિદ્વત્સંન્યાસ કહેવાય.

## भ

**भक्तिः**—आराध्यत्वेन ज्ञानम् । અમુક દેવાદિક આરાધ્ય છે એવું જ્ઞાન તે ભક્તિ.

૨. आराध्यविषयरागत्वं भक्तित्वम् । આરાધ્ય દેવાદિ વિષયક જે રાગ તે ભક્તિ.

**भयम्**—विषयविशेपदर्शनश्रवणनिवन्धनश्चेतसोऽनवस्थानम् । અમુક વિષયના દર્શન કે શ્રવણ વડે ચિત્તની જે અસ્થિરતા તે ભય.

**भविष्यत्त्वम्**—वर्तमानप्रागभावप्रतियोगित्वं भविष्यत्त्वम् । જે જે ક્રિયા તથા જે જે જન્ય પદાર્થ આ વર્તમાન કાળથી હવે પછી ઉત્પન્ન થનારાં છે, તે તે ક્રિયા અને તે તે જન્ય પદાર્થનો આ વર્તમાન કાળમાં પ્રાગભાવ રહેલો છે. પ્રાગભાવનું પ્રતિયોગીપણું તે તે ક્રિયા અને તે તે જન્ય પદાર્થમાં છે. એજ તે ક્રિયાઓમાં તથા તે જન્ય પદાર્થોમાં ભવિષ્યત્પણું છે.

**भाक्तः**—લાક્ષણિક (એટલે લક્ષણા વડે સમજાય એવું) ગૌણ; ઔપચારિક.

**भागत्यागलक्षणा**—शक्यैकदेशपरित्यागेनैकदेशे वृत्तिः । શકયના એક દેશનો પરિત્યાગ કરીને એક દેશમાં વર્તવું તે ભાગ ત્યાગ લક્ષણા. જેમ 'तत्त्वमसि (તે તું છે)' ઇત્યાદિ વાકયમાં સર્વજ્ઞત્વ, અલ્પજ્ઞત્વાદિ વિરુદ્ધ અંશનો પરિત્યાગ કરીને ચેતન માત્રનો અભેદ તે ભાગત્યાગલક્ષણા.

૨. शक्यतावच्छेदकपरित्यागेन व्यक्तिमात्रबोधप्रयोजिका लक्षणा भागत्यागलक्षणा । શકયતાના અવચ્છેદકનો પરિત્યાગ કરીને વ્યક્તિ માત્રમાં બોધની પ્રયોજિકા લક્ષણા તે ભાગત્યાગલક્ષણા.

**भागासिद्धिः**—पक्षतावच्छेदकसामानाधिकरण्येन हेत्वभावः । પક્ષમાં રહેલી પક્ષતારૂપ અવચ્છેદક વડે સાધ્યના હેતુનો જે અભાવ તે ભાગાસિદ્ધ હેતુ કહેવાય. જેમ, पृथ्वी गन्धवती, घटत्वात् પૃથ્વી ગંધ ગુણવાળી છે, ઘટત્વરૂપ હેતુથી.' એ અનુમાનમાં પૃથ્વીપક્ષ છે. એ

પક્ષતામાં રહેલી પક્ષતાનું અવચ્છેદક પૃથ્વીત્વ છે. એ પૃથ્વીત્વનું સામાન્યાધિકરણ્ય ઘટ, પટ, વગેરેમાં છે. માટે જો ઘટત્વ એ સામાનાધિકરણ્યના બળથી ગંધવત્ત્વનો હેતુ થાય તો તે ઘટત્વ એજ પૃથીત્વરૂપ સામાનાધિકરણ્યના બળથી પટનો પણ હેતુ થવો જોઇએ; પણ ઘટત્વ એ પટનો હેતુ છે, એમ તો કોઇ કહે જ નહિ. માટે સામાનાધિકરણ્યના બળથી એક ભાગમાં કદાચ હેતુ જેવું જણાતું હોય તથાપિ બીજી જગોએ તે હેતુનો અભાવ સ્પષ્ટ હોવાથી એને ભાગાસિદ્ધિ (હેત્વાભાસ) કહે છે. (વિશેષ ખુલાસા માટે स्वरुपासिद्ध શબ્દ જુઓ.)

**भारतवर्षम्**—उत्तरेण समुद्रस्य हिमाद्रेश्चैव दक्षिणे। वर्षं तद्भारतं नाम भारती यत्र सन्ततिः ॥१॥ સમુદ્રથી ઉત્તરમાં અને હિમાલયથી દક્ષિણમાં જે દેશ છે, તે ભારતવર્ષ કહેવાય છે, જ્યાં ભરતરાજાની પ્રજા વસે છે.

**भावः**—क्रियानिर्वर्त्योऽर्थः, क्रियैव वा, क्रियायाः फलं वा। ક્રિયાવડે સિદ્ધ થાય એવો અર્થ તે ભાવ, અથવા ક્રિયા પણ ભાવ; અથવા ક્રિયાનું ફળ તે ભાવ.

**भावकार्यम्**—અનિત્ય દ્રવ્ય, અનિત્યગુણ, અને અનિત્ય કર્મ, એ ત્રણેને ભાવકાર્ય કહે છે.

**भावत्वम्**—समवायैकार्थसमवायान्यतरसम्बन्धेन सत्तावत्त्वं भावत्वम्। સમવાય સંબંધે કરીને અથવા એકાર્થ સમવાય સંબંધે કરીને જે સત્તા જાતિમત્ત્વ છે, તેનું નામ ભાવત્વ જેમ, દ્રવ્ય, ગુણ, કર્મ, એ ત્રણમાં તો સત્તા જાતિ સમવાય સંબંધે કરીને રહે છે, અને સામાન્ય, વિશેષ સમવાય, એ ત્રણ પદાર્થોમાં તો સત્તા જાતિ એકાર્થ સમવાય સંબંધે કરીને રહે છે. એટલે દ્રવ્ય, ગુણ, કર્મરૂપ એક અર્થમાં સત્તા જાતિ સમવાય સંબંધે કરીને રહે છે, તે દ્રવ્યાદિ રૂપ એક અર્થમાં તે સામાન્યાદિક ત્રણે પદાર્થ પણ સમવાય સંબંધે વડે રહે છે. એનું નામ એકાર્થ સમવાય સંબંધ છે. જો કે સમવાય દ્રવ્ય ગુણાદિકમાં સમવાય સંબંધે કરીને રહેતો નથી, પણ સ્વરૂપ સંબંધે કરીને રહે છે, તથાપિ સમવાયનો સ્વરૂપ સંબંધ સમવાય રૂપ જ છે. આવી રીતે એકાર્થ સમવાય સંબંધે કરીને સત્તા જાતિ સામાન્યાદિક ત્રણે પદાર્થમાં રહે છે, માટે એ ભાવત્વનું લક્ષણ ઘટે છે.

૨. विधिमुखप्रतीतित्वं भावत्वम्। વિધિમુખ (અભાવરૂપ નહિ એવી—જે 'છે' એવી) પ્રતીતિ થવાપણું તે ભાવત્વ કહેવાય.

**भावविकारः**—पूर्वावस्था परित्यागे सत्यवस्थान्तरापत्तिः। પૂર્વાવસ્થાનો પરિત્યાગ થયા પછી જે બીજી અવસ્થા પ્રાપ્ત થવી તે ભાવવિકાર. જેમ—जायते (ઉત્પન્ન થાય છે). अस्ति (અસ્તિત્વમાં હોય છે), वर्द्धते (વૃદ્ધિ પામે છે), विपरिणमते (પરિણામ પામે છે—પરિપક્વ થાય છે), अपक्षीयते (ક્ષીણ થવા માંડે છે), અને विनश्यति (નાશ પામે છે) એવા ૭ ભાવવિકાર નિરુક્તમાં યાસ્કે કહ્યા છે.

**भावाद्वैतम्**—વેદાન્તમાં અજ્ઞાનને ભાવ રૂપ પદાર્થ માન્યો છે. એ ભાવરૂપ અજ્ઞાનની નિવૃત્તિ એ અભાવરૂપ છે, માટે, અજ્ઞાનનો અભાવ બ્રહ્મમાં હોવાથી બ્રહ્મમાં દ્વૈત થતું નથી—બ્રહ્મનું અદ્વૈત જતું રહેતું નથી. એવી રીતના બ્રહ્મના અદ્વૈતને ભાવાદ્વૈત કહે છે.

**भाषणम्**—यत्किं च ज्ञानानुकूलशब्दप्रयोगः। કોઇપણ (વિવક્ષિત) જ્ઞાન થવાને અનુકૂળ જે શબ્દપ્રયોગ તે ભાષણ.

**भाषा**—प्रतिज्ञासूचकवाक्यम्। પ્રતિજ્ઞાનું સૂચક વાક્ય તે ભાષા.

૨. ભાષણ; અથવા જેનાવડે ભાષણ થઇ શકે છે તે ભાષા.

૩. तत्तद्देशस्थजनवर्तननिर्वाहकं वाक्यम्। તે તે દેશમાં રહેનારા લોકોના પોતાના વ્યવહારનો નિર્વાહ કરનારૂં વાક્ય તે ભાષા,

**भाष्यम्**—सूत्रार्थो वर्ण्यते यत्र वाक्यैः सूत्रानुसारिभिः। स्वपदानि च वर्ण्यन्ते भाष्यं

भाष्यविदो विदुः॥१॥ જેમાં સૂત્રને અનુસરતાં વાક્યો વડે સૂત્રનો અર્થ વર્ણવ્યો હોય તથા ભાષ્યકારનાં પોતાના પદોનું પણ વર્ણન કર્યું હોય તેને ભાષ્યને જાણનારા વિદ્વાનો ભાષ્ય કહે છે.

**भास्वरशुक्लम्**—ધોળું અને ચળકતું.

**भिक्षा**—ग्रासमात्रमन्नम्। એક ગ્રાસ જેટલું અન્ન તે ભિક્ષા.

૨. ग्रासमात्रं भवेद्भिक्षा पुष्कलं तु चतुर्गुणम्। पुष्कलानि च चत्वारि हन्तकारो विधीयते ॥१॥ એક ગ્રાસ જેટલું અન્ન તે ભિક્ષા; ચાર ગ્રાસ એટલે એક પુષ્કલ; અને ચાર પુષ્કલ અથવા સોળ ગ્રાસ એટલે હંતકાર કહેવાય.

**भिक्षुः**—भिक्षोपजीवी। ભિક્ષાવડે નિર્વાહ કરનાર તે ભિક્ષુ.

૨. भिक्षाकारकः। અથવા ભિક્ષા કરનારો પણ ભિક્ષુ કહેવાય.

૩. चतुर्थाश्रमी भिक्षुः। સંન્યાસી પણ ભિક્ષુ કહેવાય. અથવા—

૪. यतिश्च ब्रह्मचारी च विद्यार्थी गुरुपोषकः। अध्वगः क्षीणवृत्तिश्च षडेते भिक्षवः स्मृताः। સંન્યાસી, બ્રહ્મચારી, વિદ્યાર્થી, ગુરુનું પોષણ કરનાર, પ્રવાસી અને જેને નિર્વાહનાં સાધન ન હોય એવો એ છ ભિક્ષુઓ કહેવાય છે.

**भिक्षुषट्कम्**—अजिह्वः पण्डकः पङ्गुरन्धो बधिर एव च। मुग्धश्चैते सुविज्ञेयाः षड् भूमौ भिक्षुपुङ्गवाः॥१॥ અજિહ્વ, પંઢ, પંગુ, અંધ, બધિર અને મુગ્ધ, એ છ પ્રકારના પૃથ્વી ઉપર ભિક્ષુઓ જાણવા. શાસ્ત્રકારોએ તેમનાં લક્ષણો આ પ્રમાણે કહ્યાં છેઃ—

(૧) अजिह्वभिक्षुः—જે ખાતી વખતે આ સારૂં સારૂં છે કે માઠું છે એમ કહેતો નથી; તેમ જે હિત, મિત, અને સત્યજ બોલે છે, તેને અજિહ્વ ( જીભ વગરનો ) ભિક્ષુ (સંન્યાસી) જાણવો.

(૨) पङ्गुभिक्षुः—ભિક્ષાને માટે કે મળમૂત્ર ત્યાગને માટે જે એક યોજનથી વધારે આગળ જતો નથી તેને પંગુ (પાંગળો) ભિક્ષુ જાણવો.

(૩) पण्डभिक्षुः—જે ભિક્ષુ આજ જન્મેલી અથવા સોળ વર્ષની અથવા સો વર્ષની સ્ત્રીને જોઇને નિર્વિકાર રહે છે તેને પંઢ ભિક્ષુ જાણવો.

(૪) अन्धभिक्षुः—જે ભિક્ષુ ઉભો હોય કે ચાલતો હોય તથાપિ ચારે પાસ જેની આંખ બે બે હાથ કરતાં વધારે ન જતી હોય તેને અંધભિક્ષુ જાણવો.

(૫) बधिरभिक्षुः—હિતાહિત અથવા મનને આનંદ કે ખેદ આપે એવું વચન કાને પડયા છતાં જે સાંભળતો નથી તેને બેહેરો ભિક્ષુ જાણવો.

(૬) मुग्धभिक्षुः—વિષયો સમીપ છતાં અને ઇંદ્રિયો સારી છતાં જે ઊંઘેલાની પેઠે તેના તરફ લક્ષ આપતો નથી, તેને મુગ્ધભિક્ષુ જાણવો.

**भिन्नत्वम्**—भेदानुयोगित्वम्। ભેદનું જે અનુયોગીપણું એટલે જે પદાર્થમાં ભેદ રહેલો રહેલો હોય તે પદાર્થમાં રહેલો ધર્મ.

૨. भेदाधिकरणत्वम्। ભેદનું અધિકરણપણું.

**भूतत्वम्**—बहिरिन्द्रियग्राह्यविशेषगुणवत्त्वं भूतत्वम्। બાહ્ય ઇંદ્રિયજન્ય જ્ઞાનના વિષયભૂત જે વિશેષ ગુણ છે તે વિશેષ ગુણવત્વનું નામ ભૂતત્વ છે. જેમ–ગંધ, રસ, રૂપ, સ્પર્શ, શબ્દ, આ પાંચ વિશેષ ગુણ ક્રમે કરીને ઘ્રાણ, રસન, ચક્ષુ, ત્વક્. અને શ્રોત્ર, એ પાંચ બાહ્ય ઇંદ્રિયજન્ય જ્ઞાનના વિષય છે. તે ગંધાદિ પાંચ વિશેષ ગુણ યથાક્રમે પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ, એ પાંચ દ્રવ્યોમાં સમવાય સંબંધે કરીને રહેલા છે. માટે પૃથ્વી આદિક પાંચેકમાં રહેલો ધર્મ તે ભૂતત્વ છે.

**भूतप्रतिबन्धः**—पूर्वानुभूतविषयस्यावशेन पुनः पुनः स्मरणम्। પૂર્વે અનુભવેલા વિષયનું

અવશપણે ફરીફરીને સ્મરણ થયા કરે તે ભૂતપ્રતિબંધ કહેવાય.

**भूतार्थवादः**—तत्काले तद्गुणज्ञापकः शब्दो भूतार्थवादः। તે ગુણના વિદ્યમાન કાળમાં તે ગુણનું બોધક જે વાક્ય છે, તે ભૂતાર્થવાદ કહેવાય છે. જેમ,—"जरायामप्यं शूरः—આ પુરૂષ વૃદ્ધાવસ્થામાં પણ શૂરો છે." આ વાક્ય જરાવસ્થા વિષે વિદ્યમાન શૂરતાનું કથન કરે છે, માટે એ વાક્ય ભૂતાર્થવાદ કહેવાય છે.

૨. प्रमाणान्तरविरोधतत्प्राप्तिरहितार्थबोधकोऽर्थवादः। બીજા કોઈ પ્રમાણ સાથે વિરોધ રહિત, તથા બીજા કોઈ પ્રમાણની પ્રાપ્તિથી રહિત જે અર્થવાદ તે ભૂતાર્થવાદ. જેમ,—"इन्द्रो वृत्राय वज्रमुदयच्छत्—ઇંદ્રે વૃત્રાસુરની સામે વજ્ર ઉગામ્યું." એ વાક્યની પ્રમાણતા માટે ફક્ત શબ્દપ્રમાણ સિવાય બીજું કોઈ વાક્ય નથી, તેમ એ વાક્યાર્થને સિદ્ધ કરવાને બીજું કોઈ પ્રમાણ નથી, એમ હોઇને એ અર્થવાદ વાક્ય છે, માટે એ ભૂતાર્થવાદ છે.

**भूमिका**—अन्यरूपेऽन्यप्रवेशः। (નાટકમાં) અન્યનું રૂપ ધારણ કરીને અન્યનો પ્રવેશ તે ભૂમિકા. જેમ,—"હરિશ્ચંદ્રની ભૂમિકા ધારણ કરીને નટ પ્રવેશ કરે છે."

૨. हर्म्यादेरुत्तरोत्तरभूमिवत् चित्तज्ञानान्यतस्यावस्थाविशेषः। જેમ હવેલીમાં પહેલો મજલો, બીજો મજલો એમ ઉત્તરોઉત્તર ઉપર ઉપર ચઢતા માળ હોય છે, તેમ ચિત્ત કે જ્ઞાનની ચઢતી પાયરીઓને ભૂમિકા કહે છે.

૬. प्रयोजनसम्पादिका युक्तिः। પ્રયોજનને પ્રાપ્ત કરી આપનારી યોજના તે ભૂમિકા.

**भूरादिलोकः**—प्राणिनां कर्मज्ञानफलभोगस्थानविशेषः। પ્રાણીઓને પોતાનાં કર્મ કે જ્ઞાનના ફળના ભોગ માટે અમુક સ્થાન રૂપ જે ભૂમિ આદિક લોક છે તે.

**भेदः**—पृथक्करणम्। જૂદું કરવું કે કહી બતાવવું તે ભેદ.

૨. अन्योऽन्याभावो भेदः। અન્યોન્યાભાવ નામના અભાવને ભેદ કહે છે.

**भेदाभावः**-(भेदाधिकारे) मानाभावादयुक्तेश्च न भिदेश्वरजीवयोः। जीवानामचितां चैव नात्मनो न परस्परम् ॥१॥ 'ભેદધિઃકાર' નામે ગ્રંથમાં કહે છે કે-જીવ અને ઈશ્વરનો, જીવ અને જડનો, જીવોનો કે જડોનો પરસ્પર ભેદ નથી; કેમકે તેવો ભેદ હોવાનું પ્રમાણ નથી તેમ યુક્તિ પણ નથી. માટે એ ભેદાભાવ છે.

**भोक्ता**—સુખાકાર અંતઃકરણની વૃત્તિવડે વિશિષ્ટ આત્મા.

૨. આનંદમય કોશની ઉપાધિવાળો આત્મા તે ભોક્તા કહેવાય છે.

૬. सुखदुःखाकारवृत्युपहितं चैतन्यम्। અંતઃકરણની સુખાકાર કે દુઃખાકાર વૃત્તિની ઉપાધિવાળું ચૈતન્ય તે ભોક્તા.

**भोगः**—सुखदुःखान्तरसाक्षात्कारो भोगः। હું સુખી છું, હું દુઃખી, એ પ્રમાણે જે સુખદુઃખનો સાક્ષાત્કાર છે, તેનું નામ ભોગ.

**भोग्यम्**—सुखदुःखान्यतरसाक्षात्कारि ज्ञानविषयः। સુખ કે દુઃખ એમાંથી ગમે તે એકનો સાક્ષાત્કાર કરનારના જ્ઞાનનો જે વિષય તે ભોગ્ય કહેવાય.

**भौमं तेजः**—पार्थिवमात्रेन्धनं तेजो भौमं तेजः। કાષ્ઠાદિક પાર્થિવ પદાર્થ જેનું ઈંધન છે એવું તેજ તે ભૌમ તેજ કહેવાય છે. પ્રસિદ્ધ અગ્નિ અને આગિયા જીવડા વગેરેમાં રહેલું તેજ તે એવું તેજ છે.

**भ्रमः**—अतस्मिंस्तद्ग्रहो भ्रमः। જ્યાં અમુક પદાર્થ નથી. ત્યાં તે પદાર્થ છે એવી માન્યતા તે ભ્રમ.

૨. दोषजन्यज्ञानं भ्रमः। નેત્રાદિના દોષથી ઉત્પન્ન થયેલું જ્ઞાન તે ભ્રમ.

૩. निष्फलप्रवृत्तिजनको बोधो भ्रमः। નિષ્ફળ પ્રવૃત્તિનું જનક એવું જે જ્ઞાન, તે ભ્રમ.

४. तदभाववति तत्प्रकारकं ज्ञानम्। જ્યાં જે વસ્તુનો અભાવ હોય ત્યાં તે વસ્તુનું જ્ઞાન તે ભ્રમ જેમ, મૃગજળમાં જળનું જ્ઞાન તે ભ્રમ.

એ ભ્રમ બે પ્રકારનો છે: (૧) સોપાધિક ભ્રમ, અને (૨) નિરૂપાધિક ભ્રમ, (લક્ષણો તે તે શબ્દોમાં જોવાં.)

**भ्रान्तिः**—જે પ્રતીતિના ઉત્તર કાળમાં વિરોધી પ્રતીતિ થાય છે તે પ્રતીતિને ભ્રાન્તિ કહે છે. જેમ, છીપમાં રૂપાની પ્રતીતિ થયા પછી 'આ રૂપું નથી' એવી વિરોધી પ્રતીતિ થાય છે. છીપમાં રૂપાની પ્રતીતિ એ ભ્રાન્તિ છે.

२. अतात्त्विकान्यथाभावेन वस्त्वगाहनम्। વસ્તુના ખરાપણા વિષે નિશ્ચય કર્યા પહેલાં, તે વસ્તુ હોય તેથી ભિન્નપણે તેને જાણવી તે ભ્રાન્તિ.

**भ्रान्तिजतादात्म्यम्**—અહંકારનું સાક્ષી સાથે તાદાત્મ્ય તે ભ્રાંતિજતાદાત્મ્ય કહેવાય છે.

## म

**मङ्गलम्**—अभीष्टार्थ सिद्धिर्मङ्गलम्। ઇચ્છેલા અર્થની સિદ્ધિ તે મંગલ. અથવા

२. अभिप्रेतार्थ सिद्धिः ધારેલા અર્થની સિદ્ધિ તે મંગલ.

२. समाप्तिप्रतिबन्धकीभूतदुरितविशेषविघातकत्वम्। કોઈ અર્થની સમાપ્તિ થવામાં પ્રતિબંધક રૂપ થનારાં અમુક પાપોનો નાશ કરવાપણું તે મંગલત્વ.

४. विघ्नभिन्नत्वे सति विघ्नध्वंसप्रतिबन्धकाभाव भिन्नत्वे सति प्रारिप्सितविघ्नध्वंसासाधारणकारणत्वं मङ्गलत्वम्। વિઘ્નથી અને વિઘ્નનો નાશ કરનારને અટકાવનાર જે પ્રતિબંધક, તેના અભાવથી પણ ભિન્ન હોઈને આરંભ કરવા ઇચ્છેલા કાર્યના વિઘ્નના નાશનું જે અસાધારણ કારણપણું તે મંગલત્વ.

મંગલ ત્રણ પ્રકારનું છે: (૧) આશીર્વાદાત્મક મંગલ; (૨) નમસ્કારાત્મક મંગલ; અને (૩) વસ્તુ નિર્દેશાત્મક મંગલ. (લક્ષણો તે તે શબ્દોમાં જોવાં.)

**मतम्**—सम्मतम्। જેમાં સંમતિ હોય તે.

२. अभिप्रेतज्ञानम्। જે અર્થ ધારેલો હોય તેનું નામ.

**मतानुज्ञा**—स्वपक्षे दोषमनुद्धृत्य परपक्षे दोषाभिधानं मतानुज्ञा। પોતાના પક્ષમાં પ્રાપ્ત થયેલા દોષનો ઉદ્ધાર ન કરતાં જે પરપક્ષ વિષે દોષનું કથન, તેનું નામ મતાનુજ્ઞા.

**मत्सरः**—स्वमानसम्पत्तिदर्शनासहनम्। પોતાનું માન અને સંપત્તિ જોઈને જે સહન ન થવાપણું-જીરવી ન શકાવાપણું તે મત્સર.

२. परोत्कर्षासहनपूर्वकस्वोत्कर्षवाञ्छा। બીજાનો ઉત્કર્ષ સહન ન થવો અને તે સાથે પોતાના ઉત્કર્ષની ઇચ્છા તે મત્સર.

**मदः**—मत्सदृशः को वेति चित्तवृत्तिः। મારા જેવો બીજો કોણ છે એવી ચિત્તની વૃત્તિ કે હર્ષની વૃત્તિ તે મદ.

२. विद्यादिनिमित्ता स्वस्मिन्नाधिक्यबुद्धिः। વિદ્યા, ધન, કુળ, વગેરે નિમિત્તથી પોતે બીજા કરતાં શ્રેષ્ઠ છે એવી બુદ્ધિ તે મદ.

**मध्यमा वाणी**—हृच्चक्रस्थवाय्वभिव्यंग्यस्ततोपि स्थूलात्माशब्दः। જે શબ્દ હૃદયચક્રમાં રહેલા વાયુવડે અભિવ્યક્ત થતો હોય, અને મુખોચ્ચારિત શબ્દ તેના કરતાં પણ સ્થૂલ હોય, તે મધ્યમાવાણી.

**मध्यस्थः**—विवदमानयोः सदसद्वाक्य विचारकः। બે જણ વિવાદ કરતા હોય તેમના ખરાખોટા વાક્યનો વિચાર કરનાર તે મધ્યસ્થ.

२. અથવા બે વિવાદીઓમાંથી જે બન્નેનો પક્ષપાતી કે હિતૈષી હોય, તે મધ્યસ્થ.

**मनः**—संयोगेनात्मग्राहकेन्द्रियं मनः। જે દ્રવ્ય સંયોગ સંબંધે કરીને આત્માનું ગ્રાહક હોઇને ઇંદ્રિય પણ હોય તે મન.

૨. मनस्त्वजातिमन्मनः । જે દ્રવ્ય સમવાય સંબંધે કરીને મનસ્ત્વ જાતિવાળું હોય છે તે દ્રવ્ય મન કહેવાય છે.

૩. संकल्पविकल्पात्मवृत्तिमदन्तःकरणम् । સંકલ્પવિકલ્પાત્મક વૃત્તિવાળું અંતઃકરણ તે મન.

૪. अपञ्चीकृतभूतकार्यत्वे सति ज्ञानकर्मोभय करणत्वं मनस्त्वम् । અપંચીકૃત ભૂતોનું કાર્ય હોઇને જ્ઞાન તથા કર્મ બન્નેનું જે કરણ (સાધન) હોય તે મન.

૫. सुखदुःखादिसाक्षात्कारणत्वे सतीन्द्रियम् । સુખદુઃખાદિના સાક્ષાત્કારનું કારણ જે ઇંદ્રિય તે મન.

૬. स्पर्शरहितत्वे सति क्रियावत्त्वं मनः । સ્પર્શથી રહિત હોઇને જે ક્રિયાવાળું હોય તે મન.

૭. द्रव्यसमवायिकारणत्वरहिताणुसमवेत द्रव्यत्वापरजातिर्मनः । દ્રવ્ય જેનું સમવાયિ કારણ નથી, પણ અણુમાં સમવેત જે દ્રવ્યત્વ નામની અપર જાતિ તે મન.

૮. લાખ તથા સોનાની પેઠે સાવયવ તથા કામાદિવૃત્તિ રૂપે પરિણામવાળું જે અંતઃકરણ, તે મનનરૂપ હોવાથી મન કહેવાય છે.

**मननम्**—साधकबाधकप्रमाणोपन्यासरूपयुक्तिभिस्तदर्थानुचिन्तनं मननम् । શ્રવણ કરેલા અર્થનાં જે પ્રમાણો સાધક એટલે સિદ્ધ કરનારાં છે, તથા તે અર્થથી વિપરીત અર્થનાં જે પ્રમાણો બાધક છે, તે પ્રમાણોની સ્ફૂર્તિરૂપ યુક્તિઓવડે શ્રવણ કરેલા અર્થનું પુનઃ પુનઃ ચિંતન, તેનું નામ મનન.

૨. द्वितियाध्यायोक्तार्थासत्त्वशङ्कानिवर्तकयुक्त्यनुसन्धानं मननं । બ્રહ્મસૂત્રના બીજા અધ્યાયમાં જે અર્થ કહ્યો છે, તેના અસત્પણાની શંકાની નિવર્તક યુક્તિઓનું ચિંતન કરવું તે મનન.

૩. शब्दावधारितेर्थे मानान्तरविरोधशङ्कायां तन्निराकरणानुकूलतर्कात्मज्ञानजनको मानसो व्यापारः । શબ્દ પ્રમાણથી નિશ્ચિત કરેલા અર્થમાં કોઇ બીજા પ્રમાણથી વિરોધની શંકા થાય ત્યારે તે દૂર કરવાને અનુકૂળ તર્કવડે આત્મજ્ઞાનને ઉત્પન્ન કરનાર જે મનનો વ્યાપાર તે મનન કહેવાય છે.

૪. साधकबाधकप्रमाणोपन्यासरूपयुक्तिभिः श्रुत्यर्थानुचिन्तनं मननम् । સાધક અને બાધક પ્રમાણો રજુ કરવારૂપ યુક્તિઓ વડે શ્રુતિના અર્થનું અનુચિંતન તે મનન.

૫. અનુમાનાદિક યુક્તિઓથી આત્માનો વિચાર તે મનન. અથવા

૬. श्रुतस्यार्थस्योपपत्तिभिश्चिन्तनं । શ્રવણ કરેલા અર્થનું શ્રુતિઅનુકૂળ યુક્તિઓ વડે ચિંતન તે મનન કહેવાય છે.

**मनोगतगुणाः**—મન નામે દ્રવ્યમાં (૧) સંખ્યા, (૨) પરિમાણ, (૩) પૃથક્ત્વ, (૪) સંયોગ, (૫) વિભાગ; (૬) પરત્વ, (૭) અપરત્વ, અને (૮) વેગ, એ આઠ ગુણો રહેલા છે.

**मननगुणाः**—રાજસ તામસ વૃત્તિઓનો નિરોધ કરીને મનની સૂક્ષ્મતા સંપાદન કરવી તે મનનનો ગુણ છે.

૨. वृत्तिरूपपरिणामत्यागेन निरोधाकारपरिणामः । મનની વૃત્તિરૂપ પરિણામનો ત્યાગ કરીને તેનો નિરોધરૂપ પરિણામ પ્રાપ્ત કરવો તે–મનને વિચાર કરતાં અટકાવવું તે–મનનનો ગુણ છે.

**मनोमयः**—मनोऽतिरिक्तोपाधिशून्यः । મનથી ભિન્ન બીજી કોઇ ઉપાધિથી રહિત તે મનોમય.

**मनोमयकोशः**—कर्मेन्द्रियैः सहितं मनः । પાંચ કર્મેન્દ્રિયો સહિત મન તે મનોમય કોશ કહેવાય છે.

**मनोव्यसनम्**—चौर्यादीच्छाहेतुभूतं व्यसनम् । ચોરી કરવી, વગેરે કર્મો કરવાની ઇચ્છાનું હેતુભૂત જે વ્યસન તે મનોવ્યસન.

નાશ થાય છે; માટે તો એને કોઈ 'બ્રહ્મ-પ્રલય' પણ કહે છે. આ પ્રલયમાં ફક્ત અજ્ઞાનજ બાકી રહે છે.

**મહામોહઃ— રાગઃ**-साधनरहितस्यापि सर्वसुखसजातीयं मे भूयादिति विपर्ययविशेषः। સાધન રહિત છતાં પણ મને સર્વ સુખનું સજાતીય જે કાંઈ હોય તે પ્રાપ્ત થાઓ, એવા પ્રકારનો એક વિપર્યય તે મહામોહ. એને કોઈ 'રાગ' પણ કહે છે.

**મહાવાક્યમ્**-तत्त्वंपदार्थैक्यबोधकवाक्यम्। તત્ અને ત્વં પદાર્થોની એકતાનું બોધક વાક્ય.

૨. परस्परसम्बद्धार्थकं वाक्यं महावाक्यम्। જે પરસ્પર સંબંધવાળા અર્થવાળું હોય તે વાક્ય મહાવાક્ય કહેવાય.

૩. (મીમાંસકોને મતે) वाक्यसमुदायरूपत्वे सति एकवाक्यम्। ઘણાં વાકયોના સમુદાયરૂપ હોઇને જે એક વાકય હોય તે મહાવાકય.

**મહાવિદ્યાનુમાનત્વમ્**—(ન્યાયમતે) पक्षे प्रकारान्तरेण साध्योपसंहारशालित्वे सति दृष्टान्ते प्रकारान्तरेण साध्योपसंहारशालित्वम्। પક્ષમાં સાધ્યનો ઉપસંહાર એક રીતે કર્યો હોય અને દૃષ્ટાન્તમાં બીજી રીતે સાધ્યનો ઉપસંહાર કર્યો હોય એવું અનુમાનપણું તે મહાવિદ્યાનુમાનત્વ કહેવાય.

**માત્રા**-ह्रस्ववर्णोच्चारणकालः। હ્રસ્વ અક્ષરને બોલતાં જેટલો કાળ લાગે તેને (એક) માત્રા કહે છે.

૨. ॐकारोच्चारणकालः। ૐકારનો ઉચ્ચાર કરતાં જેટલો કાળ લાગે તેટલા કાળને માત્રા કહે છે.

૩. स्वजानुमण्डलं पाणिना त्रिः परामृश्य च्छोटिकावच्छिन्नकालोमात्रा। પોતાના ઘુંટણને ત્રણવાર અડકીને ચપટી બજાવતાં જેટલો કાળ લાગે તે કાળ તે માત્રા, (યોગશાસ્ત્ર).

**માધ્યમિકઃ**—બુદ્ધનો પ્રથમ શિષ્ય માધ્યમિક કહેવાય છે. તે શૂન્યવાદી હતો. શૂન્યવાદ એ બાદ્ધોનો મુખ્ય મત છે. સુષુપ્તિમાંથી જાગેલા માણસને 'સુષુપ્તિમાં હું નહોતો' એવો અનુભવ થાય છે માટે આત્માનું ખરૂં સ્વરૂપ શૂન્ય છે, એવો તેમનો મત છે.

**માનઃ**—सर्वत्राप्रणतिभावः। સર્વત્ર નહિ નમવાપણું તે માન.

૨. पुरुषान्तरेण सम्पादितः सत्कारः। બીજા પુરૂષે સત્કાર કર્યો હોય તે માન.

૩. अविवेकिनाभ्युत्थानाभिवादनपूर्वकत्वे सति किंमपि पूजात्वं मानत्वम्। અવિવેકી (એટલે સંસારી) મનુષ્યે ઉભા થઇ સામા આવી નમસ્કારી શરીરનો એક જાતનો સત્કાર કરવાપણું તે માનત્વ.

**માનસજપઃ**—जिह्वोष्टादिव्यापारहितं शब्दार्थयोश्चिन्तनम्। જીભ અને ઓઠ હલાવ્યા સિવાય શબ્દ અને અર્થનું ચિંતન કરવું તે.

**માનિત્વમ્**—विद्यमानैरविद्यमानैर्वा गुणैरात्मश्लाघित्वम्। જે ગુણ પોતાનામાં હોય કે ન હોય, પણ તેવા ગુણો વડે જે પોતાનાં વખાણ કરવાપણું તે માનિત્વ.

**માનોરથિકસુખમ્**—વિષયોના ધ્યાન વડે જન્ય સુખ તે.

**માયા**—हृदयेऽन्यथा कृत्वा बहिरन्यथा व्यवहरणम्। હૃદયમાં જૂદા પ્રકારનો ભાવ રાખીને બહારથી જૂદે પ્રકારે વ્યવહાર કરવો તે માયા (કપટ).

૨. रजस्तमोऽनाभिभूतशुद्धसत्त्वप्रधाना माया। રજોગુણ અને તમોગુણથી નહિ દબાયલી શુદ્ધ સત્ત્વગુણ પ્રધાન (પ્રકૃતિ) તે માયા.

૩. विपरीतप्रवृत्तिहेतुत्वे सति विषयोपादानत्वे सति विक्षेपशक्तिप्रधानत्वं मायात्वम्। જે વિપરીત પ્રવૃત્તિની હેતુ હોય તથા વિષયોનું ઉપાદાન કારણ તથા તે સાથે વિક્ષેપ શક્તિ પ્રધાન (એટલે વિક્ષેપ કરવારૂપ જેની મુખ્ય શક્તિ) હોય તે માયા. એ માયામાં રહેલું જાતિસામાન્ય તે માયાત્વ.

૪. निरूपयितुमशक्यत्वे सति विस्पष्टं भासमानत्वम्। જેનું નિરૂપણ કરવું અશક્ય છતાં જે સ્પષ્ટપણે ભાસમાન હોય તે માયા.

૫. स्वाश्रयाव्यामोहकरी माया। પોતાના આશ્રયરૂપ બ્રહ્મને જે મોહની પ્રાપ્તિ નથી કરી શકતી તે માયા.

૬. પોતાના આશ્રયરૂપ બ્રહ્મને જે ઢાંકે છે–કારણ કરે છે તે માયા. (ઘરની ચાર ભીંતોની વચ્ચે રહેલો અંધકાર જેમ પોતાને આશ્રય આપનાર ઘરને ઢાંકે છે, તેમ પોતાને આશ્રય આપનાર બ્રહ્મને જે આવરણ કરે છે એટલે જણાવા દેતી નથી પણ તેને ઠામે જે પોતાનેજ બતાવે છે તે માયા–સંક્ષેપ શારીરક).

૭. ઈશ્વરની ઉપાધિરૂપ શુદ્ધ સત્ત્વપ્રધાન સમષ્ટિ અજ્ઞાનને માયા કહે છે.

૮. જગતનું સમષ્ટિ કારણ શરીર તે માયા.

૯. વિક્ષેપ શક્તિપ્રધાન અજ્ઞાન તે માયા.

૧૦. ત્રિગુણવાળી પ્રકૃતિ, અવ્યાકૃત, એ પણ માયાનાં નામ છે.

**मिथ्याज्ञानम्**—अतस्मिंस्तद्बुद्धिः। તે અર્થથી રહિત વસ્તુમાં તે અર્થની બુદ્ધિ તે મિથ્યાજ્ઞાન (મિથ્યા એવું અજ્ઞાન) જેમ રૂપાથી રહિત છીંપમાં 'આ રૂપું છે' એવી બુદ્ધિ તે મિથ્યાજ્ઞાન છે.

૨. જે ધર્મથી રહિત કોઈ પદાર્થ છે. તેને તે ધર્મવાળો માનવારૂપ બુદ્ધિનો જે વિપર્યય (ઉલટી સમજ) તેને મિથ્યાજ્ઞાન કહે છે. એનુંજ નામ 'અધ્યાસ' નૈયાયિકો એને 'અયથાર્થજ્ઞાન' કહે છે.

**मिथ्यात्मा**—અન્નમય વગેરે પાંચ કોશને મિથ્યાત્મા કહે છે.

**मिथ्यात्त्वम्**—ज्ञानबाध्यत्वम्। જ્ઞાનથી બાધયોગ્ય થવાપણું.

૨. ब्रह्मभिन्नत्वं मिथ्यात्वम्। બ્રહ્મથી ભિન્નપણું તે મિથ્યાત્વ.

૩. प्रतिपन्नोपाधौ त्रैकालिकात्यन्ताभावप्रतियोगित्वम्। પ્રાપ્ત થયેલી ઉપાધિને વિષે ત્રણે કાળમાં અત્યંતાભાવનું જે પ્રતિયોગિત્વ (એટલે જેનો ત્રણે કાળમાં અત્યંતાભાવ હોય તે) મિથ્યાત્વ.

૪. ज्ञानातिरिक्तानिवर्त्यत्वे सति ज्ञाननिवर्त्यत्वम्। જ્ઞાનથી ભિન્ન પદાર્થ વડે જેનો નાશ ન થઈ શકે એવું હોઈને જ્ઞાનથી જેની નિવૃત્તિ થાય તે મિથ્યા.

૫. सद्विलक्षणत्वे सत्यपरोक्षप्रतीतिविषयत्वम्। સતથી વિલક્ષણ હોઇને અપરોક્ષ પ્રતીતિનો જે વિષય હોય તે મિથ્યા. મિથ્યાનો ધર્મ તે મિથ્યાત્વ.

૬. असत्त्वाविशेषेऽपि कदाचित्प्रतीयमानत्वम्। જેમાં અને અસત્ત્વમાં કાંઈ તફાવત ન છતાં કોઈક વખત જેનું જણાવાપણું હોય તે મિથ્યાત્વ.

૭. (બૌદ્ધમતે) निःस्वरूपत्वं मिथ्यात्वम्। જેનું કાંઈ રૂપ (લક્ષણ) ન હોય તે. જેમ વંધ્યાપુત્ર.

૮. कालासम्बन्धित्वं मिथ्यात्वम्। (નૈયાયિકોને મતે) જે પદાર્થ કોઇ કાળમાં હોતો નથી તે મિથ્યા.

**मिश्रकर्म**—પુણ્યકર્મ અને પાપકર્મ મિશ્ર હોય ત્યારે કહેવાય છે.

**मिश्रकर्मत्रयम्**—ઉત્કૃષ્ટ, મધ્યમ અને સામાન્ય એવા ભેદથી મિશ્રકર્મ ત્રણ પ્રકારનું છે. તેમાં નિષ્કામ કર્માદિ કરવા યોગ્ય શરીર આપનારૂં કર્મ તે ઉત્કૃષ્ઠ મિશ્ર; પોતાના આશ્રમને ઉચિત કામ્યકર્માદિ કરવા યોગ્ય શરીર આપનારૂં કર્મ તે મધ્યમ મિશ્ર; અને ચાંડાલ કે વ્યાધાદિ અધમ શરીર આપનારૂં કર્મ તે સામાન્ય મિશ્રકર્મ જાણવું.

**मीमांसा**—विचारपूर्वकतत्त्वनिर्णयः। વિચારપૂર્વક તત્ત્વનો નિર્ણય તે મીમાંસા.

૨. वेदार्थकर्मनिर्णायिको ग्रन्थः। વેદમાં કહેલા અર્થ અને કર્મનો નિર્ણય કરનારો ગ્રંથ તે (પૂર્વ) મીમાંસા.

૩. वेदान्तवाक्यविचारः। વેદાન્ત વાક્યોનો વિચાર તે (ઉત્તર) મીમાંસા.

४. कर्मब्रह्मविषयसंशयनिवारको ग्रन्थः । કર્મવિષયક અને બ્રહ્મવિષયક સંશયોનું નિવારણ કરનારા ગ્રંથને મીમાંસા કહે છે.

मुक्तत्वम्—पुनः संसाराभाववत्त्वम् । ફરીને સંસારની પ્રાપ્ત નહિ થવાપણું.

૨. अविद्याकामकर्मपारतन्त्र्यरहितत्त्वम् । અવિદ્યા, કામ અને કર્મની પરતંત્રતામાંથી રહિત થવાપણું.

૩. आत्महानिरित्येके । કેટલાક આત્માના નાશને મુક્તિ કહે છે.

૪. चित्तानुत्पादनमित्यपरे । ચિત્તની ઉત્પત્તિ ન થવી તે મુક્તિ, એમ બીજા કેટલાક કહે છે.

मुक्तिः—स्वसमानाधिकरणदुःखप्रागभावासमानकालीनदुःखध्वंसो मुक्तिः । ( નૈયાયિકો મતે ) સ્વ એટલે દુઃખધ્વંસ, તે દુઃખધ્વંસનું અધિકરણ શરીર છે. એ અધિકરણમાં રહેનારો દુઃખધ્વંસનો પ્રાગભાવ ( અર્થાત્ દુઃખ ) છે. તે પ્રાગભાવ જે સમયે હોય છે તે મુક્તિ રૂપી ( આંત્યંતિક ) દુઃખધ્વંસ હોતો નથી. માટે ( આત્યંતિક ) દુઃખધ્વંસ એ દુઃખના પ્રાગભાવનો અસમાનકાલીન ( સમાનકાળમાં નહિ રહેનારો ) છે. એ દુઃખધ્વંસને મુક્તિ કહે છે. તાત્પર્ય કે જ્યાં સુધી શરીર હોય ત્યાં સુધી થયેલાં દુઃખનો જો કે ધ્વંસ થાય છે તથાપિ ભાવિ દુઃખોનો પ્રાગભાવ શરીરમાં હોય છે; માટે એવો દુઃખધ્વંસ દુઃખ પ્રાગભાવનો સમાનકાલીન હોવાથી તે મુક્તિ નથી; પણ જે વખતે શરીરમાં કોઇ દુઃખનો પ્રાગભાવ ન રહે, તે વખતે થનારો દુઃખધ્વંસ એજ મુક્તિ છે. એવો દુઃખધ્વંસ શરીર નિવૃત્ત થયા પછીજ હોઇ શકે, માટે એ મુક્તિ તે પરામુક્તિ છે. વેદાન્તીઓ અને 'વિદેહમુક્તિ' કહે છે.

૨. ( નવીન નૈયાયિકોને મતે ) પાપરૂપ દુરિતનો ધ્વંસ તે મુક્તિ. એટલે–स्वसमानाधिकरणदुरितप्रागभावासमानकालीनदुरितध्वंसो मुक्तिः । દુરિતધ્વંસનું અધિકરણ શરીર છે, અને દુરિતધ્વંસના પ્રાગભાવનું અધિકરણ પણ શરીર છે. એવી રીતે પોતાના સમાન અધિકરણવાળા શરીરમાં દુરિત પ્રાગભાવનો અસમાનકાલીન જે દુરિતધ્વંસ તે મુક્તિ. જૂના નૈયાયિકો જે સ્થળે 'દુઃખધ્વંસ' શબ્દ વાપરે છે તે સ્થળે 'દુરિતધ્વંસ' શબ્દ વાપરીને આ લક્ષણ નવીન નૈયાયિકોએ ઠરાવ્યું છે, કેમકે આત્મા વિભુ દ્રવ્ય છે, અને વિભુ દ્રવ્યમાં પ્રત્યક્ષ યોગ્ય જે તેનો વિશેષ ગુણ હોય તે તેની પછીના પ્રત્યક્ષ યોગ્ય ગુણની ઉત્પત્તિ થતાં નાશ પામે છે, એવો નિયમ છે. માટે આત્મા દ્રવ્યમાં પ્રત્યક્ષ યોગ્ય ( માનસ પ્રત્યક્ષ યોગ્ય ) જે દુઃખ ગુણ છે, તે પોતાની પછી આવનારા ઇચ્છાદિક વિશેષ ગુણોથી નાશ પામી જાય છે. અર્થાત્ દુઃખધ્વંસને માટે તત્ત્વજ્ઞાનની જરૂર નથી, માટે દુઃખધ્વંસ મુક્તિ નથી. અને 'દુરિતધ્વંસ' એ આત્માનો વિશેષ ગુણ છતાં પ્રત્યક્ષ યોગ્ય નથી, માટે તેનો નાશ તેની પછીના ગુણો કરી શકશે નહિ, પણ તત્ત્વજ્ઞાનજ કરી શકશે, માટે 'દુરિતધ્વંસ' ને મુક્તિ કહેવી યોગ્ય છે.

૩. ( મીમાંસકોને મતે ) स्वर्गादिर्मुक्तिः । અગ્નિ હોત્રાદિક કર્મો કરવા વડે જે સ્વર્ગ સુખ મળે છે તે મુક્તિ. કેમકે સ્વર્ગાદિ સુખમાં દુઃખની છાંટ નથી અને તે નાશ પામતું નથી.

૪. ( મીમાંસક ભટ્ટ પાદને મતે ) नित्यसुखसाक्षात्कारो मुक्तिः । નિત્ય સુખની અભિવ્યક્તિ તે મોક્ષ, એમને મતે ( આત્મા જડ બોધસ્વરૂપ હોવાથી ) આત્મા જો કે સુખરૂપ તથા જ્ઞાનરૂપ છે તથાપિ સંસાર દશામાં એ નિત્ય સુખરૂપતા અને જ્ઞાનરૂપતા પ્રાદુર્ભૂત થતી નથી. પણ જ્યારે મનુષ્ય આત્મજ્ઞાન તથા કર્મ બન્ને સાથે પ્રાપ્ત કરે છે, ત્યારે તે પ્રાદુર્ભૂત થાય છે.

૫. ( ભટ્ટપાદાનુયાયીને મતે ) માનસ જ્ઞાન વડે જે નિત્ય સુખની અભિવ્યક્તિ છે, તેજ મુક્તિ છે. ભટ્ટપાદનો બીજો એક

અનુયાયી કહે છે કે, દુઃખનો અભાવ એજ મુક્તિ છે.

૬ (પ્રભાકરને મતે) આત્મજ્ઞાનપૂર્વક વૈદિક કર્મોના અનુષ્ઠાનથી મૂળ સહિત ધર્મ અધર્મનો ક્ષય થાય છે, અને તેથી દેહ તથા ઇંદ્રિયો ફરીને પ્રાપ્ત ન થાય એવી રીતે નાશ પામે છે, એનું નામ મુક્તિ.

૭. (મુરારિમિશ્રને મતે) દુઃખનો અત્યંતાભાવ તે મુક્તિ.

૮. (સાંખ્યમતે) સત્વ, રજસ્ અને તમસ આ ત્રણ ગુણરૂપ, નિત્ય, એક, પરિણામી, એવી પ્રધાન નામની જડ પ્રકૃતિ છે; તથા કાર્યકારણભાવથી રહિત, નિત્ય, કૂટસ્થ, અકર્તા, એવો ચેતન પુરૂષ છે. એ પ્રકૃતિ અને પુરૂષના વિવેકથી મનુષ્યનો અનાદિ અવિવેક નિવૃત્ત થઇ જાય છે. એમ થાય છે એટલે પછી પ્રકૃતિ પુરૂષના ભોગ માટે પ્રવૃત્ત થતી નથી. ત્યારપછી ત્રિવિધ દુઃખના અત્યંત નિરોધપૂર્વક પુરૂષ પોતાના અકર્તા, ઉદાસીન, કૂટસ્થ રૂપે રહે છે તે મુક્તિ કહેવાય છે.

૯. (યોગને મતે)–અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશ, એ પાંચ ક્લેશ, તથા જાતિ, આયુષ્ય અને ભોગ, એ વગેરે જેટલા પરતંત્રતા રૂપ બંધ છે, તે બંધની અષ્ટાંગ યોગ વડે નિવૃત્તિ થયાથી સ્વતંત્રતાની જે પ્રાપ્તિ તે મુક્તિ જાણવી.

૧૦. (પાશુપત મતે) પાશુપત શાસ્ત્રમાં કથન કરેલાં જે પશુપતિનાં પૂજન અર્ચન આદિક છે, તે પૂજનાદિક ધર્મોના અનુષ્ઠાનથી જીવરૂપ પશુના બંધનરૂપ પાશની નિવૃત્તિ થયે પુનરાવૃત્તિ રહિત પશુપતિની સમીપ જે ગમન તે મુક્તિ જાણવી.

૧૧. (વૈષ્ણવ મતે) વિષ્ણુના પ્રતિપાદક નારદ પંચરાત્ર વગેરે શાસ્ત્રોમાં કથન કરેલા જે વિષ્ણુ ભક્તોના ધર્મ છે, તે ધર્મોના અનુષ્ઠાનથી ઉત્પન્ન થયેલો જે વિષ્ણુનો પ્રસાદ છે, તે પ્રસાદથી જીવનું પુનરાવૃત્તિથી રહિત વિષ્ણુ લોકમાં ગમન તે મુક્તિ.

૧૨. (હિરણ્યગર્ભને મતે) પંચાગ્નિ વિદ્યાદિક ઉપાસના વડે અર્ચિરાદિ માર્ગદ્વારા પુનરાવૃત્તિ રહિત જે બ્રહ્મ લોકની પ્રાપ્તિ તે મુક્તિ.

૧૩. (એક દંડી વેદાન્તીને મતે)–'હું બ્રહ્મ છું' એવી રીતે જીવ બ્રહ્મના અભેદના સાક્ષાત્કારથી અનાદિ અવિદ્યાનો નાશ થયે સર્વ ઉપાધિથી રહિત કેવળ શુદ્ધ આત્માની સ્વપ્રકાશ જ્ઞાનસુખરૂપથી જે સ્થિતિ છે, તેજ જીવાત્માની મુક્તિ.

૧૪. (ત્રિદંડી વેદાન્તીને મતે) आनन्दमयपरमात्मनि जीवात्मलयः। વેદમાં ભેદ અને અભેદનાં બોધક વચનો છે, એ બન્ને પ્રકારનાં વાક્યોની પ્રમાણતા માટે જીવ બ્રહ્મનો ભેદ અભેદ બન્ને માનવા જોઇએ. હવે અધિકારી પુરૂષ જ્યારે આત્મજ્ઞાન અને કર્મ બન્નેનું અનુષ્ઠાન કરે છે, ત્યારે તે જ્ઞાન કર્મના સમુચ્ચયના અભ્યાસથી કારણ રૂપ બ્રહ્મમાં કાર્ય રૂપ જીવનો કર્મવાસના સહિતભેદઅંશની નિવૃત્તિ રૂપ જે લય થાય છે, તેને મુક્તિ કહે છે.

૧૫. (સમુચ્ચયવાદી) શ્રુતિઓમાં બ્રહ્મને નિર્વિકાર અને સવિકાર બન્ને પ્રકારે કહ્યું છે. એ બન્ને શ્રુતિઓની પ્રમાણતા માટે, જેમ સમુદ્રની સતરંગ અને નિસ્તરંગ એવી બે અવસ્થા હોય છે તેમ બ્રહ્મની પણ સવિકાર નિર્વિકાર અવસ્થા માનવી જોઇએ. માટે જ્ઞાન અને કર્મના સમુચ્ચયના અભ્યાસથી સવિકાર અવસ્થાનો પરિત્યાગ કરીને જીવાત્માને જે નિર્વિકાર અવસ્થાની પ્રાપ્તિ છે, તેજ જીવાત્માની મુક્તિ છે.

૧૬. (રામાનુજમતે) सर्वकर्तृत्वमेकं विहाय वासुदेवस्य सर्वज्ञत्वादीनां कल्याणगुणानामाविर्भावे सति भगवद्याथात्म्यानुभवः। ભગવાન વાસુદેવમાં સર્વ જગત્કર્તૃત્વ ધર્મ

રહ્યો છે. તે સિવાયના બીજા સર્વજ્ઞત્વાદિક જે ભગવાનના કલ્યાણકારક ગુણો છે, તે ગુણોની પ્રાપ્તિપૂર્વક જે ભગવાનના યથાર્થ સ્વરૂપનો અનુભવ તેજ જીવની મુક્તિ જાણવી.

૧૭. ( મધ્વમતે )-जगत्कर्तृत्वलक्ष्मीपतित्व-श्रीवत्सवर्जश्रीभगवज्ज्ञानायत्तनिर्दुःखपूर्णसुखं मुक्तिः। જગત્ કર્તૃત્વ, લક્ષ્મીપતિત્વ, અને શ્રીવત્સ-લાંછનત્વ, આ ત્રણ સિવાય બીજા જે ભગવાનના નિરતિશયાનંદાદિ ધર્મ છે, તે ધર્મો જેવા ધર્મોની જીવને પ્રાપ્તિ થાય તેનું નામ મુક્તિ.

૧૮. ( વલ્લભમતે ) द्विभुजकृष्णेन सह स्वांशभूतानां जीवानां गोलोके लीलानुभवः। ગોલોકમાં બે હાથવાળા શ્રીકૃષ્ણ ભગવાનની સાથે તેના અંશરૂપ જીવોની જે રાસલીલાનો અનુભવ તેનું નામ મુક્તિ.

૧૯. ( શાબ્દિકોને મતે )—परापश्यन्ती मध्यमावैखरीति वाणीचतुष्टये प्रथमायाः पराख्याया ब्रह्मरूपाया वाण्यादर्शनमुक्तिः। પરા, પશ્યંતી, મધ્યમા અને વૈખરી, એ ચાર પ્રકારની વાણીમાંથી પરાવાણી બ્રહ્મરૂપ છે. એ પરા વાણીનું દર્શન તે મુક્તિ.

૨૦. (રસેશ્વરવાદી) पारदरसपानेन देहस्थैर्ये मुक्तिः। પારદરસનું પાન કરવાથી જરા મરણ રહિત આ દેહની સ્થિરતા થવાથી જે જીવન્મુક્તિ થાય છે તેજ મુક્તિ.

૨૧. ( શૂન્યવાદી માધ્યમિક ) આ સર્વ જગત શૂન્યજ છે; ભ્રાંતિવડે સતરૂપ પ્રતીત થાય છે; વાસ્તવથી કોઇ વસ્તુ સત્ નથી. આવા પ્રકારની શૂન્ય ભાવનાના પરિપાક પર્યંત જે શૂન્ય આત્માનું તત્ત્વજ્ઞાન છે, તે તત્ત્વજ્ઞાન વડે જે શૂન્ય ભાવની પ્રાપ્તિ, તેને મુક્તિ કહે છે.

૨૨. ( ચાર્વાકને મતે ) स्वातन्त्र्यं मृत्युर्वा मुक्तिः। વિધિનિષેધથી રહિત જે સ્વતંત્રતા તે મુક્તિ, અથવા મૃત્યુ એજ મુક્તિ.

૨૩. ( વિજ્ઞાનવાદી બૌદ્ધોને મતે )-સંસાર કાળમાં વર્તમાન એવા પ્રવૃત્તિ વિજ્ઞાનનો ઉચ્છેદ થયા પછી કેવળ જે આલાય વિજ્ઞાનની ધારા રહે છે, તેજ મુક્તિ.

૨૪. ( જૈનોને મતે )—જેમ પાંજરામાં પૂરેલો પોપટ પાંજરૂં નાશ પામ્યા પછી સ્વતંત્ર થઈને આકાશમાં ગમન કરે છે, તેમ જૈન શાસ્ત્રોક્ત તપ કરીને તથા આત્મૈકાકાર સમાધિ કરીને અષ્ટવિધ બંધનનો નાશ થયા પછી કેવળ સુખરૂપ તથા નિરાવરણ જ્ઞાનરૂપ આત્માનું સ્વતંત્રપણે જે નિરંતર ઊર્ધ્વગમન છે, અથવા અલૌકિક આકાશમાં ગમન છે, તેનું નામ આત્માની મુક્તિ.

૨૫ ( ભાસ્કરીય મતે ) लिङ्गशरीरापगमो मुक्तिः। લિંગ શરીરનો નાશ તે મુક્તિ.

૨૬. ( માહેશ્વર મતે )—पारमैश्वर्यप्राप्तिर्मुक्तिः। પરમેશ્વરના જેવા ઐશ્વર્યની પ્રાપ્તિ તે મુક્તિ.

૨૭. (કાપાલિક મતે)—चंद्रचूडवपुषः सतः पार्वत्यालिङ्गनम्। મહાદેવના શરીરરૂપ થઇને પાર્વતીનું આલિંગન તે મુક્તિ.

૨૮. ( અભિનવ ગુપ્તાચાર્યને મતે ) पूर्णात्मतालाभो मुक्तिः। પૂર્ણાત્માની પ્રાપ્તિ તે મુક્તિ.

**मुक्तेः प्रकाराः**—સાલોક્ય, સામીપ્ય, સારૂપ્ય, અને સાયુજ્ય, એવા મુક્તિના ચાર પ્રકાર છેઃ—

(૧) **સાલોક્ય મુક્તિ**—જે વૈકુંઠલોકમાં ભગવાન રહે છે તે લોકની પ્રાપ્તિ તે સાલોક્ય મુક્તિ.

(૨) **સામીપ્ય મુક્તિ**—વૈકુંઠ લોકમાં પણ વિષ્ણુ ભગવાનની સમીપતાની પ્રાપ્તિ તે સામીપ્ય મુક્તિ.

(૩) **સારૂપ્ય મુક્તિ**—સમીપતા પ્રાપ્ત થયા પછી પણ વિષ્ણુ ભગવાનના જેવા રૂપની પ્રાપ્તિ તે સારૂપ્ય મુક્તિ.

(४) **સાયુજ્યમુક્તિ**—વિષ્ણુ ભગવાનના સ્વરૂપમાં જીવાત્માનો લય તે સાયુજ્ય મુક્તિ.

**मुख्य प्रयोजनत्वम्**—अन्येच्छाऽनधीनेच्छाविषयत्वम्। બીજાની ઇચ્છાને આધીન ન હોય એવી ઇચ્છાનો વિષય હોવાપણું.

**मुख्यसामानाधिकरण्यम्**—अज्ञानोपहितस्य जीवस्याबाधेन ब्रह्मणासामानाधिकरण्यम्। અજ્ઞાનની ઉપાધિવાળા જીવનો બાધ ન કરવા વડે બ્રહ્મની સાથે જે તેનું સમાનાધિકરણ્ય તે મુખ્યસામાનાધિકરણ્ય કહેવાય છે.

**मुख्यात्मा**—પંચકોશના અધિષ્ઠાન રૂપ જે સત્, ચિત્, આનંદ એક સાક્ષી આત્મા તે મુખ્યાત્મા કહેવાય છે.

**मुख्याधिकारी**—જે પુરૂષ સગુણ બ્રહ્મના સાક્ષાત્કાર પર્યંત ઉપાસના કરીને પરમેશ્વરની કૃપાથી વિષયોમાં દોષદૃષ્ટિ કરીને વિવેકાદિ સાધન સંપન્ન થઇને શ્રવણાદિકમાં પ્રવૃત્ત થયો હોય મુખ્યાધિકારી.

**मुख्यावृत्तिः**—શક્તિવૃત્તિ; શબ્દનો શક્યાર્થ-વાચ્યાર્થ-જણાવનારી વૃત્તિ.

**मुदिता**—પુણ્યવાન મનુષ્યોને દેખીને જે પ્રસન્નતા, તે મુદિતા.

૨. पुण्येष्वभ्युत्थानासनादिभिः सत्कारो मुदिता। પુણ્યવાન પુરૂષોને જોઇને ઉભા થઇને તેમની સામે જવું, તેમને આસન આપવું, ઇત્યાદિ ઉપચારોથી તેમનો સત્કાર કરવો તે મુદિતા.

**मुनित्वम्**—मननशीलत्वं मुनित्वम्। (વેદાન્તાદિ શાસ્ત્રોનું) ચિંતન કરવાનો અભ્યાસ હોવાપણું તે મુનિત્વ. અથવા—

૨. वेदार्थमननशीलत्वम्। વેદોના અર્થનું મનન કરવાનો અભ્યાસ હોવાપણું તે મુનિત્વ.

૩. निरन्तराद्वितियमननशीलत्वम्। નિરંતર, અદ્વિતીય બ્રહ્મનું ચિંતન કરવાનો અભ્યાસ હોવાપણું તે મુનિત્વ.

૪ दुःखपङ्कमग्नजगदुद्दिधीर्षुत्वम्। દુઃખરૂપી કાદવમાં કળેલા જગતનો ઉદ્ધાર કરવાની ઇચ્છાવાળા હોવાપણું તે મુનિત્વ.

**मुमुक्षा**—સંસાર બંધનથી છૂટવાની ઇચ્છા.

**मुमुक्षुः**—स्वात्मानं द्वैतबन्धान्मोक्तुमिच्छुः। પોતાના જીવને દ્વૈતરૂપી બંધનમાંથી છોડાવવાની ઇચ્છાવાળો તે મુમુક્ષુ.

૨. मोक्षेच्छावत्त्वं मुमुक्षुत्वम्। મોક્ષની ઇચ્છાવાળા હોવાપણું તે મુમુક્ષુત્વ.

**मूढः**—कर्तृत्वाद्यहङ्कारभावारूढः। હું કર્તા છું, ભોક્તા છું, વગેરે કર્તાપણાના અહંકાર ભાવમાં આરૂઢ થયેલો તે મૂઢ.

૨. શાન્ત, ઘોર, અને મૂઢ, એ ત્રણમાંથી છેલ્લી અવસ્થાવાળો-તમો ગુણમય અવસ્થાવાળો તે મૂઢ.

**मूढावस्था**—निद्रातन्द्रादिग्रस्तावस्था-નિદ્રા, તંદ્રા, વગેરેથી વ્યાપ્ત એવી અવસ્થા.

**मूर्खत्वम्**—हिताहितज्ञानशून्यत्वम्। હિત કે અહિતના જ્ઞાનથી રહિતપણું.

૨. लोकवेदविरुद्धपक्षावलम्बित्वम्। લોક અને વેદથી વિરૂદ્ધ પક્ષનું અવલંબન કરવાપણું. અથવા—

૩. लोकवेदविरुद्धाचरणावलम्बित्वम्। લોક અને વેદથી વિરૂદ્ધ આચરણને પકડી રહેવાપણું.

**मूर्छावस्था**—વાગવા વગેરે કારણોથી માણસનાં સર્વ વિશેષજ્ઞાન ઉપરામ પામે તે અવસ્થાને મૂર્છા કહે છે.

**मूर्तत्वम्**—क्रियाश्रयत्वं मूर्तत्वम्। કર્મરૂપ ક્રિયા સમવાય સંબંધે કરીને પૃથ્વી આદિક પાંચ દ્રવ્યોમાં રહે છે, એટલે પૃથ્વી, જળ, તેજ, વાયુ અને મન, એ પાંચમો રહે છે; આકાશ, કાળ, દિશા અને આત્મા, એ ચાર વિભુ દ્રવ્યોમાં સમવાય સંબંધથી રહેતી નથી. માટે સમવાય સંબંધે કરીને ક્રિયાવાળા હોવાપણું તે પૃથ્વી આદિકમાં મૂર્તત્વ કહેવાય છે.

૨. परिच्छिन्नपरिमाणत्त्वं मूर्तत्वम्। પરમ મહત્ત્વ પરિમાણવાળા જે આકાશ, કાળ, દિશા અને આત્મા, એ ચાર વિભુ દ્રવ્યો છે, તે ચાર વિભુ દ્રવ્યોમાં નહિ રહેનારૂં જે પરિ-

માણ તે પરિચ્છિન્ન પરિમાણ કહેવાય છે. એવું પરિછિન્ન પરિણામ પૃથ્વી વગેરે પાંચ દ્રવ્યોમાં રહે છે માટે પરિચ્છિન્ન પરિમાણવત્ત્વ એ મૂર્તત્વ કહેવાય છે. અર્થાત્ આકાશાદિક વિભુ દ્રવ્યોમાં રહેનારૂં પરમ મહત્ત્વ અને પરમ દીર્ઘત્વ પરિમાણ સિવાય બીજાં બધાં પરિમાણો પરિચ્છિન્ન હોવાથી પૃથ્વી, જળ, તેજ, વાયુ અને મન એ પાંચે પણ પરિચ્છિન્ન છે, અને તેથી તેમનામાં મૂર્તત્વ રહેલું છે.

**मृत्युः**—विजातियात्मनः संयोगनाशो मृत्युः । વિજાતીય એવા આત્મા અને મનના સંયોગનો નાશ તે મૃત્યુ.

**मेधा**—अनेकश्रुतग्रन्थार्थधारणशक्तिः । શ્રવણ કરેલા અનેક ગ્રંથોના અર્થોને ધારણ કરવાની (સ્મરણમાં રાખવાની) શક્તિ.

**मेधावी**—गुरूपदिष्टपदार्थग्रहणधारणपटुः । ગુરૂએ ઉપદેશેલા પદાર્થને સમજવામાં તથા તેને સ્મરણમાં રાખવામાં જે કુશળ હોય તે મેધાવી.

**मैत्री**—परानुद्वेगजानकावृत्तिः । બીજાને ઉદ્વેગ ન ઉપજે એવી વૃત્તિ તે મૈત્રી.

૨. सुखीष्वात्मीयत्वभावनम् । સુખી પ્રાણીઓમાં 'આ સર્વ અમારાં છે અથવા મારા રૂપ છે' એવી ભાવના તે મૈત્રી.

**मोक्षः**—અજ્ઞાનની નિવૃત્તિ પૂર્વક બ્રહ્મભાવની પ્રાપ્તિ તે મોક્ષ (મુક્તિ શબ્દ જુઓ) મુક્તિના ચાર પ્રકારના વળી બે ભેદ છે:—મંદ મોક્ષ અને ઉત્કૃષ્ટ મોક્ષ.

**मोक्षपदार्थः**—(જૈન મતે) જે આત્માના સમસ્ત કલેશ તથા તેની વાસનાઓ નિવૃત્ત થઇ છે, તથા આવરણ રહિત એવું જેનું જ્ઞાન છે, એવા સુખરૂપ આત્માનું અલોકાકાશમાં સૌથી ઉપર જે અવસ્થાન તે મોક્ષ. અથવા—

૨. ધર્માધર્મના બળથી સંસાર સમુદ્રમાં નિમગ્ન જીવોના ધર્માધર્મનો તત્વજ્ઞાનથી નાશ થાય, ત્યારે જલતુંબિકાન્યાયે જે અલોકાકાશમાં ઊર્ધ્વ ગમન નિરંતર થાય છે તે મોક્ષ.

**मोचनम्**—बहिः क्षरणावच्छिन्न व्यापारः । બહારની પાસે ઝરવું (ટપકવું—ખરવું—નીકળવું), એ ક્રિયા વડે અવચ્છિન્ન જે વ્યાપાર તે મોચન.

**मोदः**—ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિથી જન્ય જે સુખ તે મોદ.

**मोहः**—हितेष्वहितबुद्धिः अहितेषु हितबुद्धिः હિતમાં અહિત બુદ્ધિ અને અહિતમાં હિત બુદ્ધિ તે મોહ.

**मोहनीयकर्म** (જૈન મતે)—નાના શાસ્ત્રકારોએ બતાવેલા જે મોક્ષના માર્ગ છે, તે સઘળા માર્ગોમાં કયો માર્ગ વિશેષ છે, એવા અનિશ્ચયના હેતુ ભૂત જે કર્મ તે મોહનીય કર્મ કહેવાય છે.

**मौनम्**—वाङ्व्यापाराराहित्यम् । વાણીના વ્યાપારથી રહિતપણું બોલવું તે.

૨. वाक् संयमो मौनम् ।—વાણીને કબજે રાખવી તે મૌન.

૩. वाक्संयमहेतुर्मनःसंयमा मौनम् । વાણીનાં સંયમનો હેતુ જે મનનો સંયમ તે મૌન.

એ મૌન બે પ્રકારનું છે:—(૧) આકાર મૌન; અને (૨) કાષ્ઠમૌન.

**म्लेच्छः**—गोमांसखादको यस्तु विरुद्धं बहु भाषते । सर्वाचारविहीनश्च म्लेच्छ इत्याभिधीयते ॥१॥ જે ગોમાંસ ખાતો હોય, ઘણું (શાસ્ત્ર) વિરુદ્ધ બોલતો હોય, અને સઘળા આચાર (શાસ્ત્રોક્ત આચાર) થી રહિત હોય તેને મ્લેચ્છ કહે છે.

## य

**यजातिः**—એ નામનો એક યાગ છે.

**यजुः**—अनियताक्षरपादावसानम् । (વેદના જે મંત્રોમાં) અનિયમિત અક્ષરોવાળું પાદ હોય તે યજુર્મંત્ર.

૨. वृत्तगीतिवर्जितत्वे सति प्रश्लिष्टपाठ्यमन्त्रः । વૃત્ત કે ગીતિ રહિત છતાં ગાન જેવા સારા સંબંધથી ભણાતો મંત્ર, તેનું નામ યજુર્મંત્ર.

**यजुर्वेदः**—यजुर्बहुलो वेदः। જેમાં યજુષ્ મંત્ર ઘણા હોય એવો વેદ તે યજુર્વેદ. અથવા જેમાં યજુષ્રૂપ અવયવ હોય; અથવા જેમાં યજુષ્નો વિનિયોગ હોય, અથવા જેમાં યજુષ્ દ્રવ્ય હોય તે યજુર્વેદ. (ન્યાયસુધા.)

**यज्ञः**—देवतोद्देशेन हविस्त्यागः। દેવતાને ઉદ્દેશીને જેમાં હૂત દ્રવ્યને અર્પણ કરવાનું હોય તે યજ્ઞ.

૨. यूपसम्बन्धरहितत्वे सति शास्त्रविहितकर्मविशेषः। યૂપના સંબંધથી રહિત હોઇને (એટલે યૂપ નામે પશુ બાંધવાનો યજ્ઞસ્તંભ જેમાં ન હોય એમ છતાં) શાસ્ત્રમાં વિધાન કરેલું એક પ્રકારનું કર્મ તે યજ્ઞ. એ બે પ્રકારનો છેઃ-(૧) શ્રૌત અને (૨) સ્માર્ત. અગ્નિહોત્રાદિક તે શ્રૌતયજ્ઞ છે અને પંચયજ્ઞાદિ તે સ્માર્તયજ્ઞ છે.

**यतमानवैराग्यम्**—अस्मिन् संसारे इदं सारमिदमसारमिति सारासारविवेको यतमानवैराग्यम्। આ સંસારમાં આ વસ્તુ સાર છે અને આ વસ્તુ અસાર છે, એવો સારાસાર વિવેક તે યતમાન્ વૈરાગ્ય કહેવાય છે.

**यतिचान्द्रायणम्**—एकमासं प्रत्यहं मध्याह्नकालेऽष्टाष्टपिण्डाशनम्। એક માસ સુધી દરરોજ મધ્યાહ્ન સમયે આઠ આઠ ગ્રાસ ખાવા તે યતિચાંદ્રાયણ કહેવાય.

**यथार्थज्ञानम्**—अदुष्टसामग्रीजन्यं ज्ञानम्। દોષરહિત સામગ્રીથી ઉપજેલું જ્ઞાન તે યથાર્થજ્ઞાન.

**यथार्थनिश्चयः**—अविसंवादिज्ञानम्। ફળને વિષે પર્યવસાનવાળું જે (અવિરોધિ) જ્ઞાન તે યથાર્થનિશ્ચય કહેવાય છે.

**यथार्थस्मृतिः**—'तत्त्वमसि' આદિક મહાવાક્યથી જન્ય જે 'अहंब्रह्मास्मि' એવા અનુભવથી જન્ય સંસ્કારથી ઉત્પન્ન થયેલી જે પ્રત્યક્ અભિન્ન બ્રહ્મની સ્મૃતિ તે યથાર્થ આત્મસ્મૃતિ કહેવાય.

**यथार्थानात्मस्मृतिः**—"વ્યાવહારિક પ્રપંચ મિથ્યા છે, દશ્ય છે માટે, છીપમાં રૂપાના દેખાવની પેઠે." આ અનુમાનથી ઉપજેલો જે પ્રપંચના મિથ્યાપણાની સ્મૃતિ સ્મૃતિ તે યથાર્થ અનાત્મસ્મૃતિ કહેવાય છે.

**यथार्थानुभवः**—तद्वति तत्प्रकारकानुभवो यथार्थानुभवः। તે ધર્મવાળા પદાર્થ વિષે તે ધર્મનો વિષય કરનારો જે અનુભવ, તેને યથાર્થાનુભવ કહે છે. અર્થાત્ તે ધર્મવાળો પદાર્થ છે વિશેષ્ય જેમાં તથા તેજ ધર્મ છે પ્રકાર (વિષય) જેમાં, એવો જે અનુભવ, તે અનુભવ યથાર્થાનુભવ કહેવાય કહેવાય છે. જેમ-'આ ઘટ' ઇત્યાદિ અનુભવ છે. તેમાં-'આ ઘટ' એવા અનુભવમાં-ઘટત્વ ધર્મવાળો ઘટ વિશેષ્ય છે, અને તે ઘટત્વ ધર્મ પ્રકાર છે, માટે ઘટત્વ ધર્મવાળા ઘટમાં તે ઘટત્વ ધર્મ, 'પ્રકારક' હોવાથી 'આ ઘટ' એવો અનુભવ તે યથાર્થાનુભવ કહેવાય છે. તેમજ રજતમાં (એટલે રૂપામાં) 'આ રજત છે' એવો અનુભવ પણ રજત્વ ધર્મવાળા રજત વિષે તે રજતત્વ ધર્મ, 'પ્રકારક' હોવાથી તે યથાર્થાનુભવ કહેવાય છે. એ યથાર્થાનુભવને શાસ્ત્રમાં 'પ્રમા' એવા નામથી પણ કહેવામાં આવે છે.

૨. फलवत्प्रवृत्तिजननयोग्यम्। જે સફળ પ્રવૃત્તિ ઉત્પન્ન કરવા યોગ્ય હોય તે યથાર્થાનુભવ.

**यथार्थानुभवप्रकाराः**—યથાર્થ અનુભવ (૧) પ્રત્યક્ષ, (૨) અનુમિતિ, (૩) ઉપમિતિ, અને (૪) શાબ્દ, એવા ભેદથી ચાર પ્રકારનો છે. એ ચાર પ્રકારનો અનુભવ પ્રમાણવડે જન્ય હોય છે.

**यथार्थानुभूतिः**—અબાધિત અર્થને વિષય કરનારી (એટલે અબાધિત અર્થ વિષે) જે પ્રમા, તે યથાર્થ અનુભૂતિ.

**यथेष्टाचरणम्**—शास्त्रमर्यादोल्लङ्घकत्वे सति स्वेच्छया निषिद्धविषयभोक्तृत्वम्। શાસ્ત્ર મર્યા-

જ્ઞાનું ઉલ્લંઘન કરીને પોતાની ઇચ્છાથી નિષિદ્ધ વિષયોમાં જે પ્રવૃત્તિ તેનું નામ યથેષ્ટાચરણ.

**યમઃ**—अहिंसाद्यन्यतमत्वम्। (૧) અહિંસા, (૨) સત્ય, (૩) અસ્તેય (ચોરી ન કરવી તે) (૪) બ્રહ્મચર્ય અને (૫) અપરિગ્રહ, એ પાંચ વ્રતને અથવા તેમાંના ગમે તે એકને યમ કહે છે. (પતંજલિઃ)

૨. अहिंसादिपरिग्रहः। અહિંસા આદિકનું વ્રત ધારણ કરવું તે.

૩. मनोमात्रसाध्यत्वे सति निवृत्तिलक्षणयोगाङ्गविशेषः। જે માત્ર મનથીજ સિદ્ધ થઇ શકે એવું હોઇને એક પ્રકારનું નિવૃત્તિ લક્ષણ યોગનું અંગ તે યમ. (હિંસા, અસત્ય, ચોરી, ઇત્યાદિથી નિવૃત્ત થવું એજ જેનું લક્ષણ હોય તે નિવૃત્તિલક્ષણ જાણવું.)

**યાગઃ**—मंत्रकरणकः। જે મંત્રોરૂપ કરણ (સાધન) વાળો હોય તે યાગ.

૨. वह्न्याद्यधिकरणं यागः। જેનું અધિકરણ અગ્નિઆદિક હોય તે યાગ.

૩. सयूपत्वे सति अन्त्याहुतित्वं यागः। જેમાં યૂપ (યજ્ઞસ્તંભ) હોય અને અંત્યઆહુતિપણું હોય તે યાગ.

**યાચનમ્**- स्वीकारानुकूलो व्यापारः। કોઈ જે આપે તે માન્ય રાખવારૂપ સ્વીકારને અનુકૂળ વ્યાપાર (અર્થાત્ લેવાના હેતુથી કાંઈ માગવું) તે યાચન કહેવાય છે.

**યાવત્ત્વમ્**—अपेक्षाबुद्धिविशेषविषयत्वम्। 'આટલું અથવા અહીં સુધી' ઇત્યાદિ વિશેષવાળી જે અપેક્ષાબુદ્ધિ, એ અપેક્ષા બુદ્ધિનો જે વિષય હોય તે યાવત્ત્વ કહેવાય. ૨. વ્યાપકત્વને પણ યાવત્ત્વ કહે છે.

**યાવદ્દ્રવ્યભાવિત્વમ્**—स्वाश्रयनाशजन्यनाशप्रतियोगित्वम्। પોતાના આશ્રયના નાશથી ઉત્પન્ન થયેલા નાશનું જે પ્રતિયોગિપણું તે યાવદ્દ્રવ્યભાવિત્વ કહેવાય. અર્થાત્ આશ્રયનો નાશ થયે પોતાનો પણ નાશ થવાપ'. જે ઘટાદિમાં રહેલાં રૂપાદિ તે જ્યાંલગી રૂપાદિનો આશ્રય ઘટ રહે ત્યાં લગી રહે છે; ઘટાદિનો નાશ થવાથી રૂપાદિનો પણ નાશ થાય છે. એ નાશરૂપ અભાવનું પ્રતિયોગી 'યાવદ્દ્રવ્યભાવિત્વ' છે.

**યુક્તયોગી**—सर्वदा समाधिमान् योगी। જે યોગી પુરૂષ અભ્યાસની પક્વતાવડે સર્વકાળ સમાધિમાં સ્થિત હોય છે, તે યોગી યુક્તયોગી કહેવાય છે.

૨. सर्वदा पदार्थज्ञानवान् योगी। સર્વકાળ પદાર્થના જ્ઞાનવાળો યોગી તે યુક્તયોગી.

**યુક્તિઃ**—अर्थावधारणम्। અર્થનો નિશ્ચય કરાવવો તે યુક્તિ.

૨. स्वपक्षसाधकविपक्षबाधकप्रमाणोपन्यासः। પોતાના પક્ષનાં સાધક અને વિરૂદ્ધ પક્ષનાં બાધક એવાં પ્રમાણો કહી બતાવવાં તે યુક્તિ.

**યુગપત્સૃષ્ટિઃ**—દષ્ટિસૃષ્ટિવાદીઓને મતે એકદમ સૃષ્ટિની ઉત્પત્તિ કહેવામાં આવે છે. જેમ સ્વપ્નમાં દેખાતા પિતા પુત્રાદિક વહેલા મોડા ઉત્પન્ન થયેલા હોય એમ સ્વપ્નમાં લાગે છે, છતાં તે બધાની ઉત્પતિ સ્વપ્નમાં એક સાથેજ થાય છે-એટલે જે વખતે જે વસ્તુ જોવામાં આવે તે વખતેજ તેની ઉત્પત્તિ થાય છે-તેમ આકાશ વગેરેની ઉત્પત્તિ વેદમાં અનુક્રમે કહેલી છતાં, અવિદ્યા દોષથી તે એકદમ ઉપજે છે એ વાતજ ખરી છે એમ માનનારા દષ્ટિસૃષ્ટિવાદી એને 'યુગપત્સૃષ્ટિ' કહે છે.

**યુઞ્જાનયોગી**-कादाचित्कसमाधिमान् योगी। જે યોગી અભ્યાસની ન્યૂનતાવડે કદાચિત્ સમાધિમાં સ્થિત હોય છે, તથા કદાચિત્ સમાધિમાંથી વ્યુત્થાન પામે છે તે યોગી.

૨. चिन्तासहकारेण सकलज्ञानवान् योगी। ચિંતન કરવાની સાથેજ જેને સઘળું જ્ઞાન થાય છે તે યુંજાનયોગી કહેવાય છે.

**યુતસિદ્ધિઃ**—બે અથવા બેમાંથી એકનું ભિન્ન ગતિમાનપણું તે યુતસિદ્ધિ-જેમ,-બે ઘેટા લડતાં લડતાં છૂટા પડીને ભિન્નભિન્ન

દિશામાં ચાલ્યા જાય છે, એ તેમના ભિન્ન ભિન્ન ગતિમાનપણાને યુતસિદ્ધિ કહે છે. અથવા પૃથ્વી ઉપરથી ઘડો ઉપાડી લેવાથી એમાંથી એકનું ભિન્ન ગતિમાનપણું તે યુતસિદ્ધિ.

૨. પરસ્પર સંબંધ વિનાના પદાર્થોની પણ 'યુતસિદ્ધિ' છે એમ કહેવાય છે.

૩. જૂદા જૂદા આશ્રયમાં આશ્રિતપણું તે પણ યુતસિદ્ધિ છે.

**योगक्षेमः**—અપ્રાપ્ત અર્થની પ્રાપ્તિનું નામ યોગ છે, અને પ્રાપ્ત અર્થનું જે રક્ષણ કરવું તે ક્ષેમ કહેવાય છે. અર્થાત્ ન મળેલી વસ્તુ મેળવવી તથા તેનું રક્ષણ કરવું તે યોગક્ષેમ કહેવાય.

**योगजधर्मलक्षणसन्निकर्षः**-योगाभ्यासजनितो धर्मविशेषः। યોગાભ્યાસવડે જન્ય જે ધર્મવિશેષ છે તે ધર્મને યોગજ ધર્મલક્ષણ સન્નિકર્ષ કહે છે. યોગી પુરૂષોને પૂર્વે નષ્ટ થયેલા તથા હવે પછી થનારા તથા હમણાં વર્તમાન, એવા સર્વ પદાર્થોનું, તથા અતિ દૂર દેશવૃત્તિ પદાર્થોનું, તથા પરમાણુ, આકાશાદિક અતીંદ્રિય પદાર્થોનું, પ્રત્યક્ષ જ્ઞાન થાય છે. એ વાત શ્રુતિ, સ્મૃતિ અને પુરાણાદિકોમાં પ્રસિદ્ધ છે.

**योगत्वम्**—अलब्धलाभत्वम्। નહિ પ્રાપ્ત થયેલી વસ્તુનું પ્રાપ્ત થવાપણું.

૨. कामादिरूपचित्तवृत्तिनिरोधत्वम्। કામાદિરૂપ ચિત્તની વૃત્તિઓને રોકવાપણું તે યોગ.

૩. स्वरूपावस्थितिहेतुर्योगः। પોતાના આત્મસ્વરૂપમાં સ્થિતિ કરવાનો હેતુ તે યોગ.

૪. दैवासुरवृत्तीनां निरोधत्वम्। દૈવીવૃત્તિઓ અને આસુરી વૃત્તિને રોકવાપણું તે યોગ.

૫. क्लेशकर्मादिपरिपन्थित्वे सति चित्तवृत्तिनिरोधत्वम्। ક્લેશ, કર્મ, વગેરે વિરોધી છતાં પણ પ્રમાણ, વિપર્યય, વિકલ્પ, નિદ્રા, સ્મૃતિ વગેરે ચિત્તની વૃત્તિઓને રોકવાપણું તે યોગ.

**योगरूढत्वम्**-शास्त्रकल्पितावयवानुसन्धानपूर्वकसमुदायशक्त्यर्थबोधकपदत्वम्। શાસ્ત્રે કલ્પેલા અવયવોના અનુસંધાનપૂર્વક સમુદાય શક્તિથી થતા અર્થનો બોધ કરનાર પદપણું. અર્થાત્ શબ્દના બે અવયવોના અર્થને એકત્ર કરી ઉપજાવેલો નવીન શબ્દાર્થ. જેમ,-સરોજ=સરઃ+જ=સરોવરમાં ઉપજેલું કમળ. (નીચેનો શબ્દ જુઓ.)

**योगरूढिशक्तिः**—योगार्थवृत्तिरूढः। યોગ શક્તિના અર્થમાં વર્તનારી જે રૂઢિશક્તિ છે. તેનું નામ યોગરૂઢિ છે. જેમ, 'पंकज' પદમાં યોગરૂઢિ શક્તિ છે. पंक (કાદવ) થી જેની ઉત્પત્તિ થાય છે તે 'પંકજ' કહેવાય છે. અને પંકથી કમળની ઉત્પત્તિ થાય છે માટે કમળ પણ પંકજ કહેવાય છે. એ રીતે 'પંકજ' પદના પ્રકૃતિ પ્રત્યયરૂપ અવયવોમાં પંકથી ઉત્પત્તિના કર્તારૂપે કમળનો બોધ કરવાની યોગશક્તિ રહી છે; અને કમળની પેઠે પોયણાં વગેરેની પણ પંકથી ઉત્પત્તિ થાય છે, માટે પંકજ શબ્દવડે પોયણાં વગેરેનો પણ બોધ થવો જોઇએ, પણ તે થતો નથી. માટે 'પંકજ' પદના અવયવ સમુદાય વિષે કમલત્વ રૂપવડે કમળનો બોધ કરવાની રૂઢિશક્તિ પણ રહે છે. આ રીતે તે યોગાર્થ (કમળ) માં વર્તનારી રૂઢિશક્તિ તે યોગરૂઢિશક્તિ કહેવાય છે. અને એ યોગરૂઢિ શક્તિવડે અર્થનું પ્રતિપાદક જે પદ છે તે યોગરૂઢ પદ કહેવાય છે.

**योगाचार्य**—બૌદ્ધનો બીજો શિષ્ય. એ ક્ષણિક વિજ્ઞાનવાદી છે. તેમનો મત એવો છે કે, વિજ્ઞાન એ આત્મા છે. તે વિજ્ઞાન સ્વતઃ પ્રકાશરૂપ હોવાથી ચેતન છે તથા તે ભાવરૂપ હોવાથી ક્ષણિક છે. ('જે જે ભાવરૂપ હોય તે તે ક્ષણિક હોય; વીજળીની પેઠે' એવું તેમનું મત છે.)

**योगावृत्तिः-योगशक्तिः**—अवयवशक्तिर्योगः। પદના ઘટક જે પ્રકૃતિ પ્રત્યયરૂપ

અવયવ છે, તે પ્રત્યેક અવયવ વિષે રહેલી જે શક્તિ છે, તે શક્તિ યોગશક્તિ કહેવાય છે. જેમ, पच् આ ધાતુરૂપ પ્રકૃતિની પછી अक પ્રત્યય આવીને पाचक શબ્દ સિદ્ધ થયો છે. તે पाचक પદના पच् અવયવની પાકરૂપ અર્થમાં શક્તિ છે; અને अक અવયવની કર્તા વિષે શક્તિ છે. એ અવયવશક્તિ યોગ-શક્તિ કહેવાય છે. એવી યોગશક્તિ વડે અર્થનું પ્રતિપાદક જે પદ છે, તે પદ યૌગિક પદ કહેવાય છે. એ યોગાશક્તિનું બીજું નામ યોગાવૃત્તિ છે.

**योग्यता**—एकपदार्थे परपदार्थसम्बन्धो योग्यता। એક પદાર્થમાં બીજા પદાર્થનો જે સંબંધ, તેનું નામ યોગ્યતા. જેમ 'घटमानय त्वम्' ( તું ઘડો લાવ ) એ વાકયમાં घट પદના અર્થનો अम् પદની કર્મતારૂપ અર્થમાં 'આધેયતા' રૂપ સંબંધ છે; અને કર્મતા-રૂપ અર્થનો आ ઉપસર્ગસહિત नी ધાતુના આણવારૂપ અર્થ વિષે 'નિરૂપકતા' રૂપ સંબંધ છે. અને તે આણવારૂપ અર્થનો આખ્યાત પ્રત્યયના કૃતિરૂપ અર્થ વિષે 'અનુકૂળતા રૂપ' સંબંધ છે. અને તે કૃતિ-રૂપ અર્થનો त्वं પદાર્થ પુરૂષ વિષે 'આશ્રય-તારૂપ' સંબંધ છે. આ સંબંધનું નામ યોગ્યતા છે. ( એ યોગ્યતાના જ્ઞાનવાળા પુરૂ-ષને 'घटमानय त्वम्' ( તું ઘડો લાવ ), એ વચન સાંભળવા પછી 'घटवृत्तिकर्मतानिरूपक आनयनानुकूलकृत्याश्रयः त्वंपदार्थः' ( એટલે ઘડામાં રહેલા કર્મપણાનો નિરૂપક અને આણવાને અનુકૂલ એવી કૃતિનો આશ્રય त्वं પદાર્થ 'તું' પદનો અર્થ' છે, એવો બોધ થાય છે. )

જો યોગ્યતાજ્ઞાનને શાબ્દ બોધનો હેતુ ન માનીએ તો જેમ 'पयसा सिञ्चति' ( પાણી વડે સીંચે છે ) એ વાકયથી શાબ્દ બોધ થાય છે, તેમ 'वह्निना सिञ्चति' ( અગ્નિ વડે સીંચે છે ), એ વાકયથી પણ શાબ્દબોધ થવો જોઇએ. તેમાં જળ વિષે તો સિંચનની કરણતા છે, પણ અગ્નિમાં સિંચનની કરણતા નથી, માટે ઉક્ત યોગ્યતાના અભાવથી 'वह्निना सिञ्चति' એ વાકયથી શાબ્દ બોધ થતો નથી.

૨. बाधकप्रमाणाभावो योग्यता। બાધક પ્રમાણનો અભાવ તે યોગ્યતા કહેવાય છે.

૩. तात्पर्यविषयसंसर्गाबाधो योग्यता। તાત્પર્યના વિષયના સંસર્ગ ( સંબંધ )નો બાધ ન થવો તે યોગ્યતા. જેમ–'પાણીથી સીંચે છે.' અથવા–

૪. वाक्यार्थाबाधो योग्यता। વાકયના અર્થનો કોઈ બીજા પ્રમાણથી બાધ ન થવો તેને યોગ્યતા કહે છે.

**योग्यानुपलब्धिः**—अत्र यदि प्रतियोगि स्यात्तदा उपलभ्येत, इत्याकारकतर्कसहकृत-प्रतियोग्युपलम्भाभावो योग्यानुपलब्धिः। જો આ ભૂતલાદિક અધિકરણમાં કદાચિત્ ઘટાદિક પ્રતિયોગી હોય તો ચક્ષુઆદિક ઇંદ્રિયવડે તે પ્રતીત થાય, એ પ્રકારના કાર્યવડે સહકૃત–એટલે એવા તર્ક સહિત–જે પ્રતિયોગીના ઉપલંભ (પ્રાપ્તિ) નો અભાવ તે યોગ્યાનુપલબ્ધિ કહેવાય છે.

અંધારામાં ઘડો હોવા છતાં આલોક (પ્રકાશ) સંયોગના અભાવથી ચક્ષુ ઇંદ્રિયવડે ઘડાની પ્રતીતિ થતી નથી; માટે અંધકારમાં "જો ઘડો અહીં હોય તો પ્રતીત થાય" એવો તર્કજ થતો નથી. માટે અંધકારમાં ઘટની અનુપલબ્ધિમાં ઉક્ત તર્ક સહકૃતત્વરૂપ યોગ્યતાના અભાવથી તે ઘટાભાવનું ચાક્ષુષ પ્રત્યક્ષ થતું નથી; અને અંધકારમાં પણ ઘટાભાવનું ત્વાચપ્રત્યક્ષ તો થાય છે, જેથી ઘટના ત્વાચ પ્રત્યક્ષમાં આલોક સંયોગને કારણતા હોતી નથી. માટે 'જો અહીં' ઘટ હોય તો ત્વક્ ઇંદ્રિય વડે તેનું પ્રત્યક્ષ થાય.' એ પ્રકારનો તર્ક અંધકારમાં પણ થઇ શકે છે, અને જે સ્થળમાં ઘટરૂપી પ્રતિયોગીના

ચાક્ષુષ પ્રત્યક્ષની આલોકસંયોગાદિક સર્વ સામગ્રી વિદ્યમાન છે, તે સ્થળ વિષેજ 'જો અહીં ઘટ હોય તો તે ચક્ષુવડે પ્રતીત થાય' એવો તર્ક થઈ શકે છે. એવા તર્કવડે સહકૃત હોવાથી ઘટની અનુપલબ્ધિ યોગ્ય કહેવાય છે.

૨. अभावप्रतियोगिसत्त्वप्रसंजनप्रसंजितोपलब्धिरूपप्रतियोगिकानुपलब्धिर्योग्यानुपलब्धिः। અભાવના પ્રતિયોગીના સત્ત્વના આપાદન વડે જેના સત્ત્વનો પ્રસંગ ઉભો થાય, એવા પ્રસંગથી પ્રાપ્ત થયેલી ઉપલબ્ધિ જેની પ્રતિયોગી હોય તે અભાવને અનુપલબ્ધિ કહેવી. જેમ-'પૃથ્વી ઉપર ઘડો નથી માટે ઘટાભાવ છે.' એ ઘટાભાવનો પ્રતિયોગી ઘટ છે. 'જો અહીં ઘડો હોત તો તે પ્રાપ્ત થાત' એવી રીતે એ પ્રતિયોગી ઘડાના સત્ત્વની પ્રાપ્તિ ઊભી કરી છે. અર્થાત્ જો અહીં ઘટ છે એમ માનીએ તો ઘટ હોવાનો પ્રસંગ ઊભો થાય છે; અને એવી રીતે ઘટના સત્ત્વની ઉપલબ્ધિ, તે અનુપલબ્ધિરૂપ અભાવની પ્રતિયોગી છે. માટે એ અનુપલબ્ધિ વડે પૃથ્વી ઉપર ઘટના અભાવરૂપ પ્રમા ઉપજે છે, તે યોગ્યાનુપલબ્ધિ કહેવાય છે.

**योनिजशरीरम्**—शुक्रशोणितयोः परस्परमेलनजन्यं शरीरं योनिजशरीरम्। પુરુષના વીર્યરૂપ શુક્ર અને સ્ત્રીના વીર્યરૂપ શોણિત, તે એના પરસ્પર મેળાપથી જન્ય જે શરીર, તે શરીર યોનિજ શરીર કહેવાય છે. (અહીં ઉત્પત્તિના કારણરૂપ ઘટક દ્રવ્યોને 'યોનિ' કહે છે, તે ધ્યાનમાં રાખવું.) તે બે પ્રકારનું છેઃ (૧) જરાયુજ, અને (૨) અંડજ શરીર.

**यौक्तिकबाधः**—मृद्व्यतिरेकेण घटाभावनिश्चयवन्निखिलकारणीभूतब्रह्मव्यतिरेकेण प्रपंचाभावनिश्चयः। જેમ મૃત્તિકારૂપ ઉપાદાન કારણથી ભિન્નરૂપે ઘટરૂપ કાર્યનો અભાવ નિશ્ચય થાય છે, તેમજ સઘળા પ્રપંચનું અભિન્ન નિમિત્તોપાદાન કારણ બ્રહ્મ છે, માટે બ્રહ્મભિન્ન સઘળા પ્રપંચનો અભાવ નિશ્ચય કરીને બ્રહ્મમાત્રનો જે નિશ્ચય તે યાક્તિક બાધ કહેવાય છે.

**यौगिकपदम्**—યોગાશક્તિવાળું પદ.

૨. प्रकृतिप्रत्ययद्वाराऽर्थवाचकः शब्दः। પ્રકૃતિ અને પ્રત્યયદ્વારા અર્થનો વાચક જે શબ્દ તે યૌગિકપદ જાણવું.

૩. अवयवशक्त्यर्थशक्तिद्वारा बोधकः शब्दः। પદના અવયવોની શક્તિરૂપ અર્થ શક્તિ દ્વારા બોધ કરનારો શબ્દ. જેમ, પ્રિય, સુખદ, ઇત્યાદિ.

**योगिकरूढिशक्तिः**—योगार्थभिन्नार्थवृत्तिरूढिः। યોગશક્તિના અર્થથી ભિન્ન અર્થમાં વર્તનારી જે રૂઢિશક્તિ છે, તેનું નામ યૌગિકરૂઢિ જેમ उद्भिद પદમાં યૌગિક શક્તિ છે. તેમાં, उद्भिद પદના અવયવોની યોગશક્તિ તો ઉદ્ભેદનકર્ત્તા વૃક્ષ, ગુલ્માદિક અર્થમાં છે; અને उद्भिद પદના અવયવ સમુદાયની રૂઢિશક્તિ તો એ નામના યાગ વિશેષમાં છે. એ પ્રમાણે એ ઉદ્ભિદ પદની યોગશક્તિ તથા સમુદાયશક્તિ ભિન્નભિન્ન અર્થમાં રહે છે. એક અર્થમાં રહેતી નથી. માટે ઉદ્ભિદ પદની શક્તિ યૌગિકરૂઢિ કહેવાય છે. એવી યૌગિકરૂઢિ શક્તિવડે ભિન્નભિન્ન અર્થનું પ્રતિપાદક જે પદ, તે પદ યૌગિકરૂઢ કહેવાય છે.

## र

**रजस्त्वम्**—प्रेरकत्वे सति सक्रियत्वे सति दुःखहेतुत्वम्। જે પ્રેરક અને ક્રિયાવાળું હોઈને દુઃખનો હેતુ હોય તે રજસ્ કહેવાય છે.

**रतिः**—बाह्यसाधननिरपेक्षा रतिः। બહારનાં સાધનની જેને અપેક્ષા ન હોય તે રતિ.

**रमणीयत्वम्**—लोकोत्तराह्लादजनकज्ञानविषयत्वम्। લોકોમાં સામાન્ય ન હોય એવો આનંદ ઉત્પન્ન કરનાર જ્ઞાનનો વિષય હોવાપણું તે રમણીયત્વ.

**रसः**—रसनेन्द्रियग्राह्यगुणत्वव्याप्यजातिमान् रसः। રસન ઇંદ્રિય વડે ગ્રાહ્ય વસ્તુમાં વર્તનારી

**लक्षणप्रयोजनम्**–सज्यावृत्तिर्व्यवहारो वा। લક્ષ્ય અર્થથી ભિન્ન અર્થની વ્યાવૃત્તિ અથવા વ્યવહાર એ લક્ષણનું પ્રયોજન છે.

**लक्षणा**—शक्यसम्बन्धो लक्षणा। જે પદની લક્ષણાવૃત્તિથી જે અર્થનો બોધ થાય છે, તે પદના શકય અર્થનો જે તે અર્થ સાથે સંબંધ છે, તેને લક્ષણા કહે છે. જેમ–"ગંગામાં ગોશાળા છે." આ વચનમાં ગંગા પદની લક્ષણાવૃત્તિથી શ્રોતાને તીર ( કાંઠો ) અર્થનો બોધ થાય છે. હવે ગંગા પદનો શકય અર્થ જે જળનો પ્રવાહ છે, તે શકય અર્થનો તીર વિષે સંયોગ સંબંધ છે. એ શકય સંબંધજ ગંગા પદની તીર વિષે લક્ષણા છે. આ પ્રકારની લક્ષણાવૃત્તિના જ્ઞાનવાળા પુરૂષને ગંગા પદનું શ્રવણ કર્યા પછી તીર રૂપ અર્થનું સ્મરણ થાય છે, તથા તીર ઉપર ગોશાળા છે એવો શાબ્દબોધ થાય છે.

એ લક્ષણાના મુખ્ય ચાર પ્રકાર છેઃ (૧) જહત્ લક્ષણા, (૨) અજહત્ લક્ષણા, (૩) જહદજહત્ લક્ષણા, અને (૪) લક્ષિત લક્ષણા.

કોઇ ગ્રંથકારો એ લક્ષણાના (૧) કેવળ લક્ષણા અને (૨) લક્ષિતલક્ષણા એવા બે ભાગ પાડી, કેવલ લક્ષણાના જહતલક્ષણા વગેરે ત્રણ પ્રકાર માને છે.

કોઇ ગ્રંથકારો ગૌણી અને શુદ્ધા એવા લક્ષણાના બે ભાગ પાડી, શુદ્ધામાં જહતલક્ષણા વગેરે ત્રણ પ્રકારનો સમાવેશ કરે છે.

વળી કોઇ ગ્રંથકારો નિરૂઢ લક્ષણા અને સ્વારસિક લક્ષણા એવા લક્ષણાના બે પ્રકાર માને છે. ( એ બધી લક્ષણાઓના પ્રકારોનાં લક્ષણો તે તે શબ્દોમાં જોવાં. )

૨. बोध्यसम्बन्धो लक्षणा। જે અર્થનો બોધ કરવાનો બોલનારનો અભિપ્રાય છે, તેની સાથે શક્યાર્થનો સંબંધ તે લક્ષણા.

૩. स्वशक्तिज्ञाप्यसम्बन्धो लक्षणा। શબ્દની પોતાની શકિતમાં જ્ઞાપ્ય અર્થની સાથે સંબંધ તે લક્ષણા.

**लक्षणाबीजम्**—" ગંગા ઉપર ગોશાળા છે." એ વાકય સાંભળીને શ્રોતા પુરૂષ ગંગા પદની ગંગાના તીરમાં કેમ લક્ષણા કરે છે, એવી શંકા થાય તો તેનું જે સમાધાન છે તેને લક્ષણાનું બીજ ( કારણ ) કહે છે. તેમાં પ્રાચીન નૈયાયિકો તો એમ માને છે કે, 'અન્વયાનુપપત્તિ' એ લક્ષણાનું બીજ છે. પદોનો શકય અર્થ સાથે જે સંબંધ તેનું નામ અન્વય છે, અને અસંભવ ( નહિ બનવાપણું ) એ અનુપપત્તિનો અર્થ છે. અર્થાત્ પદનો તેના શકયાર્થ જો કે સંબંધ ન સંભવવો, એવો અન્વયાનુપપત્તિનો અર્થ છે. જેમ–" ગંગા ઉપર ગોશાળા છે." એ વાક્યમાં ગંગા પદનો શકય અર્થ જળનો પ્રવાહ છે; અને ગોશાળા શબ્દનો શકય અર્થ ગાયોનો રહેવાનો વાડો છે. ઉક્ત વાકયથી બન્ને શકય અર્થનો આધારાધારભાવ સંબંધ પ્રતીત થાય થાય છે; એટલે ગંગાનો પ્રવાહ આધાર છે અને ગોશાળા આધેય છે. પણ તે સંભવતું નથી; કેમકે જળના પ્રવાહમાં ગોશાળાની આધારતા સંભવતી નથી, પણ કાંઠા ઉપરજ સંભવે છે. આ પ્રકારે અન્વયાનુપપત્તિનો વિચાર કરીને શ્રોતા પુરૂષ ગંગા પદની તીર વિષે લક્ષણા કરે છે, માટે અન્વયાનુપપતિ એ લક્ષણાનું બીજ છે.

નવીન નૈયાયિકો તો એમ કહે છે કે વક્તા પુરૂષના તાત્પર્યની જે અનુપપત્તિ, તેજ લક્ષણાનું બીજ છે. જો અન્વયાનુપત્તિને લક્ષણા માનીએ તો "यष्टीः प्रवेशय"– "લાકડીઓનો પ્રવેશ કરાવો." એ પ્રકારના વચનમાં લાકડી પદની લાકડીઓ રાખનારા પુરૂષોમાં લક્ષણા ન હોવી જોઇએ. જેમ–પાકશાળામાં બધી રસોઈ થઇ ગયા પછી ઘરધણીએ પોતાના નોકર માણસને કહ્યું કે,

"હવે લાકડીઓને આવવા દો." એ વચન સાંભળીને પેલો નોકર લાકડીવાળા માણસોમાં લક્ષણા કરે છે, તે ન થવી જોઇએ; કેમકે કાષ્ઠ રૂપ લાકડીઓનો, પાકશાળામાં પ્રવેશન રૂપ ક્રિયામાં સંબંધરૂપ અન્વય અનુપપન્ન નથી, પણ તે અન્વય સંભવે છે. પરંતુ ઘરધણીનું જમાડવામાં તાત્પર્ય છે, તે પાકશાળામાં લાકડીઓ લાવી મૂકવાથી અનુપપન્ન થાય એ પ્રકારે વક્તાના તાત્પર્યની અનુપપત્તિ થતી જોઇને નોકર લાકડી પદની લાકડીઓવાળા પુરૂષોમાં લક્ષણા કરે છે. માટે વક્તા પુરૂષના તાત્પર્યની અનુપપત્તિ એજ લક્ષણાનું બીજ છે.

**लक्षितः**—लक्षणया बोधितार्थो लक्षितः। લક્ષણા વડે જે અર્થનો બોધ કર્યો હોય તે અર્થ લક્ષિત કહેવાય છે.

**लक्षितलक्षणा**—शक्यार्थपरम्परा सम्बन्धरूपा लक्षणा। પદના શક્ય અર્થના પરંપરા સંબંધરૂપ લક્ષણા તે લક્ષિત લક્ષણા કહેવાય છે. જેમ-"द्विरेफो रौति।"-"દ્વિરેફ શબ્દ કરે છે." અહીં દ્વિરેફ પદનો શક્ય અર્થ બે ર કાર છે. એ બે ર કારમાં શબ્દ કરવાપણું સંભવતું નથી. માટે એ વાક્યનું શ્રવણ કરીને શ્રોતા પુરૂષ તે દ્વિરેફ પદની મધુપ ( ભમરો ) વ્યક્તિ વિષે લક્ષણા કરે છે. તેમાં દ્વિરેફ પદની શક્ય અર્થરૂપ બે રકારોનો તે મધુપ વ્યકિત વિષે સાક્ષાત્ સંબંધ તો નથી, પણ स्वघटितपदावाच्यत्वरूप પરંપરા સંબંધ છે. અહીં स्व શબ્દ વડે બે ર કારનું ગ્રહણ કરવું. તે બે ર કારો વડે ઘટિત જે ભ્રમર પદ છે, તે ભ્રમર પદનું વાચ્યત્વ તે મધુપ વ્યક્તિમાં છે. માટે દ્વિરેફ પદની મધુપ વ્યકિતમાં જે ઉક્ત પરંપરા સંબંધરૂપ લક્ષણા છે તે લક્ષિત લક્ષણા કહેવાય છે. ( કેટલાક ગ્રંથકારો લક્ષિત લક્ષણાને ભિન્ન લક્ષણા માનતા નથી. પણ જહત્ લક્ષણામાં અંતર્ભૂત માને છે. )

૨. शक्यपरंपरासम्बन्धेनार्थान्तरप्रतीतिर्लक्षित लक्षणा। શક્યના પરંપરા સંબંધ વડે અન્ય અર્થની પ્રતીતિ લક્ષિતલક્ષણા કહેવાય છે.

**लक्ष्यम्**—वक्तृतात्पर्यविषयत्वेसति शक्यसम्बन्धम्। જે અર્થ વક્તાના તાત્પર્યનો વિષય હોઈને શક્યના સંબંધવાળો હોય તે લક્ષ્ય.

૨. लक्षितुं योग्यं लक्ष्यम्। લક્ષણ કરવાને યોગ્ય. અર્થાત્ જે વસ્તુનું લક્ષણ કહેવામાં આવે તે વસ્તુ લક્ષ્ય કહેવાય.

**लक्ष्यलक्षणभावः**—જેમ, तत्त्वमसि એ મહાવાક્યમાં तत् અને त्वम् પદોના વિરોધી અર્થ જે પરોક્ષત્વ અપરોક્ષત્વ છે, એ બેનો ત્યાગ કરીને અવિરૂદ્ધ અખંડ ચૈતન્ય માત્રની લક્ષણા થાય છે. એમાં तत् અને त्वम् પદોમાં લક્ષણ રૂપતા છે. અને ચૈતન્યમાં લક્ષ્યરૂપતા છે. માટે ત્યાં લક્ષ્યલક્ષણભાવ કહેવાય છે.

**लक्ष्यार्थः**-પદોની લક્ષણાવૃત્તિ વડે જે અર્થ જાણવામાં આવે છે તે.

**लघुत्वम्**—शीघ्राल्पोपस्थितिकत्वम्। જલદી કે અલ્પ ઉપસ્થિતિવાળા હોવાપણું. ૨ હલકાપણું. ૩ નાનાપણું. ૪ ત્વરાયુક્ત હોવાપણું. ૫ થોડું હોવાપણું.

૬. ( વ્યાકરણમાં ) ह्रस्वसंज्ञकवर्णवृत्तिधर्मविशेषकत्वम्। હ્રસ્વ સંજ્ઞાવાળા વર્ણમાં રહેલો એક પ્રકારનો ધર્મ હોવાપણું.

**लयः**—उपादानकारणे विद्यमाने सति कार्यतिरोधानमात्रम्। ઉપાદાન કારણ વિદ્યમાન છતા કાર્યનો જે તિરોભાવ માત્ર છે, તેનું નામ લય.

૨. अखण्डवस्त्वनालम्बनेन चित्तवृत्तेर्निद्रा। અખંડ વસ્તુનું આલંબન પ્રાપ્ત ન થવાથી ચિત્તની વૃત્તિની જે નિદ્રા તે લય.

**लयक्रमः**—જે પ્રમાણે બ્રહ્મથી આરંભીને જગતની ઉત્પત્તિ પર્યંત અધ્યારોપ કરવામાં આવ્યો છે, તેથી ઉલટા ક્રમે લય કરતાં છેવટે બ્રહ્મ માત્ર શેષ રહે એવું ચિંતન કરવું

તે લયક્રમ. જેમ—આ સ્થૂલ જગત્ પંચીકૃત સ્થૂલ ભૂતોમાંથી ઉપજ્યું છે, માટે સ્થૂલ જગત્ એ વાસ્તવિક પંચીકૃત સ્થૂલ ભૂતોજ છે. અર્થાત્ સ્થૂલ જગતને સ્થૂલ ભૂતરૂપે જોવું—માનવું—નિશ્ચય કરવો. પછી તે સ્થૂલ મહાભૂતો તથા સમષ્ટિવ્યષ્ટિ રૂપ સર્વ સૂક્ષ્મ શરીરો અપંચીકૃત સૂક્ષ્મ ભૂતોમાંથી ઉપજ્યાં છે માટે તે સર્વ સૂક્ષ્મ ભૂતોજ છે—તેનાથી ભિન્ન નથી—એવો નિશ્ચય કરવો. મતલબ કે સ્થૂલભૂતો વગેરેનો અપંચીકૃત સૂક્ષ્મભૂતોમાં લય કરવો; એવી રીતે કે સ્થૂલભૂતોનો સૂક્ષ્મભૂતોના તામસ અંશમાં લય કરવો; જ્ઞાનેન્દ્રિયો અને અંતઃકરણનો સૂક્ષ્મભૂતોના સાત્વિક અંશમાં લય કરવો; અને કર્મેન્દ્રિયો તથા પ્રાણોનો સૂક્ષ્મભૂતોના રાજસ અંશમાં લય કરવો. પછી તે સૂક્ષ્મભૂતોનો પોતપોતાના કારણમાં લય કરવો. એટલે પૃથ્વીનો જળમાં, જળનો તેજમાં તેજનો વાયુમાં, વાયુનો આકાશમાં, અને આકાશનો અજ્ઞાનમાં લય કરવો. પછી અજ્ઞાનનો ચૈતન્યમાત્રમાં લય કરવો.

**लाक्षणिकः**—लक्षणयार्थबोधकः शब्दः। લક્ષણા વડે અર્થનો બોધ કરનારો શબ્દ તે લાક્ષણિક કહેવાય છે.

**लाघवम्**—લાઘવ એ એક ગુણ કહેવાય છે, અને એથી ઉલટું ગૌરવ દોષ ગણાય છે. જે વાત ટુંકામાં કહી શકાતી હોય તેને લંબાણથી કહેવાનું પ્રયોજન ન છતાં લંબાણથી કહેવું એ ગૌરવ દોષ છે. એવું ગૌરવ ન કરતાં જે કહેવાનું હોય તે ટુંકામાં કહી બતાવવું તે લાઘવ ગુણ છે. એ લાઘવ (અને ગૌરવ પણ) ત્રણ પ્રકારનું છે (૧) શરીરકૃત, (૨) ઉપસ્થિતિકૃત અને (૩) સંબંધકૃત.

**(૧) શરીરકૃત લાઘવ**—ત્ર્યણુકથી આરંભીને ઘટાદિ કાર્યપર્યંત જેટલાં કાર્યદ્રવ્યો છે, તે કાર્યદ્રવ્ય અનેક અવયવ રૂપ દ્રવ્યોમાં સમવાય સંબંધે કરીને રહે છે. જેમ ત્ર્યણુક રૂપ કાર્ય દ્રવ્ય ત્રણ દ્વયણુકરૂપ અવયવ દ્રવ્યોમાં સમવાય સંબંધે કરીને રહે છે તથા ચતુરણુકરૂપ કાર્ય ચાર ત્ર્યણુકમાં સમવાય સંબંધે કરીને રહે છે; એ પ્રમાણે ઘટાપટાદિ પણ અનેક કપાલ તંતુ આદિક અવયવ દ્રવ્યોમાં સમવાય સંબંધથી રહે છે. માટે ત્ર્યણુકથી આરંભીને ઘટાદિ કાર્ય પર્યંત સર્વ કાર્ય દ્રવ્યોમાં અનેક દ્રવ્ય સમવેતત્વ ધર્મ રહે છે, અને મહત્ત્વ પરિમાણ પણ તે ત્ર્યણુકથી માંડીને ઘટાદિ પર્યંત સર્વ કાર્ય દ્રવ્યોમાં રહે છે. પરમાણુઓમાં તથા અણુકોમાં એ અનેક દ્રવ્ય સમવેતત્વ ધર્મ રહેતો નથી, તથા મહત્ત્વ પરિમાણ પણ રહેતું નથી. વળી તે ત્ર્યણુકાદિક દ્રવ્યોનું જ પ્રત્યક્ષ જ્ઞાન થાય છે. પરમાણુ તથા દ્વયણુકોનું પ્રત્યક્ષ જ્ઞાન થતું નથી. માટે એ પ્રત્યક્ષ જ્ઞાન વિષે તે અનેકદ્રવ્ય સમવેતત્વ ધર્મને કારણતા માનવી અથવા તે મહત્ત્વને કારણતા માનવી? ત્યાં અનેક દ્રવ્ય સમવેતત્વની અપેક્ષાએ મહત્ત્વનું શરીર શરીર લઘુ છે. એનું નામ શરીરકૃત લાઘવ છે. એ શરીરકૃત લાઘવથી જ શાસ્ત્રકારોએ પ્રત્યક્ષ જ્ઞાનમાં મહત્ત્વને જ કારણ માન્યું છે,—અનેકદ્રવ્યસમવેતત્વ ધર્મને કારણ માન્યો નથી.

**(૨) ઉપસ્થિતિકૃત લાઘવ**—જ્યાં એકજ ઘટાદિ પાર્થિવ દ્રવ્યમાં અગ્નિના સંયોગથી રૂપ, રસ, ગંધ, સ્પર્શ, એ ચારે ગુણ ઉત્પન્ન થાય છે, ત્યાં ગંધ પ્રત્યે રૂપના પ્રાગભાવને કારણ કેમ ન હોય? અને રૂપની પ્રત્યે ગંધના પ્રાગભાવને કારણતા કેમ ન હોય? એવી શંકા પ્રાપ્ત થતાં, ઉપસ્થિતિકૃત લાઘવને લીધે ગંધના પ્રત્યે ગંધના ગંધના પ્રાગભાવને કારણતા માની છે. એવો એક નિયમ છે કે પ્રતિયોગીના જ્ઞાન વિના અભાવનું જ્ઞાન થતું નથી. માટે ગંધના પ્રતિ ગંધના પ્રાગભાવને જો કારણ માનીએ, તો કાર્યવાચક ગંધપદ વડે ગંધરૂપ પ્રતિયોગીની ઉપસ્થિતિ થવાથી ગંધના પ્રાગભાવની પણ તરતજ ઉપસ્થિતિ થાય છે, અને ગંધના

પ્રતિ જો રૂપના પ્રાગભાવને કારણ માનીએ તો રૂપપદથી રૂપ પ્રતિયોગીની ઉપસ્થિતિ થયા પછી રૂપના પ્રાગભાવની ઉપસ્થિતિ થાય છે. માટે ગંધરૂપ કાર્યના પ્રતિરૂપ પ્રાગભાવનિષ્ઠ કારણતાની અપેક્ષાએ ગંધપ્રાગભાવને કારણતા માનવામાં ઉપસ્થિતિકૃત લાઘવતા છે.

(૩) **સંબંધકૃત લાઘવ**–દંડાદિકને જો ઘટનું કારણ માનીએ તો તે દંડાદિકોનો ઘટરૂપ કાર્યના અધિકરણમાં સંયોગાદિરૂપ સાક્ષાત્ સંબંધજ સંભવે છે; અને તે દંડાદિકના દંડત્વાદિ ધર્મને તથા રૂપસ્પર્શાદિ ગુણને જો તે ઘટના પ્રતિકારણ માનીએ, તો તે દંડત્વ, રૂપત્વ, વગેરેનો તે ઘટના અધિકરણમાં સાક્ષાત્ સંબંધ સંભવતો નથી, પણ તે દંડત્વાદિ ઘટિત સ્વાશ્રય દંડસંયોગાદિરૂપ પરંપરા સંબંધ થાય છે. ('સ્વાશ્રય' માંના 'સ્વ' શબ્દનો અર્થ દંડત્વ, દંડરૂપ, વગેરે સમજવો.) તે દંડત્વાદિનો આશ્રય જે દંડ છે, તે દંડનો સંયોગાદિરૂપ સંબંધ, તે ઘટના અધિકરણમાં છે. માટે એ દંડત્વ, દંડરૂપ, વગેરેના સંબંધની અપેક્ષાએ દંડાદિકનો સંબંધ લઘુ છે, માટે એનું નામ સંબંધકૃત લાઘવ છે. એ સંબંધકૃત લાઘવને લીધે તે દંડાદિકોમાંજ ઘટની કારણતા સંભવે છે, પણ દંડત્વ, દંડરૂપ વગેરેમાં સંભવતી નથી.

ઉપર કહ્યું તેમ લાઘવ જેમ ત્રણ પ્રકારનું છે, તેમ ગૌરવ પણ તેજ ત્રણ પ્રકારનું, અને તેનાં ઉદાહરણ પણ સમજી લેવાય એમ છે. જેમ, મહત્ત્વના શરીરની અપેક્ષાએ કરીને અનેક દ્રવ્ય સમવેતત્વનું શરીર ગુરૂ છે, માટે તે શરીર કૃત ગૌરવ કહેવાય. એજ રીતે ઉપસ્થિતિ કૃત ગૌરવ તથા સંબધકૃત ગૌરવનું સ્વરૂપ પણ યથાયોગ્ય સમજી લેવું.

**लिङ्गम्**—व्याप्तिविशिष्टपक्षधर्मताविशिष्टहेतुलिङ्गम् ।( જે પરામર્શ ધૂમાદિક લિંગને વિષય કરતો હોઇને અનુમિતિનું કારણ થાય છે, તે લિંગનું આ લક્ષણ છે. ) સાધ્યની વ્યાપ્તિ વડે વિશિષ્ટ તથા પક્ષવૃત્તિત્વ રૂપ પક્ષવૃત્તિતા વડે વિશિષ્ટ જે હેતુ છે, તે હેતુને લિંગ કહે છે. જેમ ધૂમરૂપ હેતુ અગ્નિરૂપ સાધ્યની વ્યાપ્તિ વડે વિશિષ્ટ છે, તથા પર્વત રૂપ પક્ષ વિષે વૃત્તિત્વરૂપ પક્ષધર્મતાવડે પણ વિશિષ્ટ છે. માટે એ ધૂમરૂપ હેતુને લિંગ કહે છે.

૨. व्याप्त्याश्रयोलिङ्गम् । વ્યાપ્તિનો આશ્રય તે લિંગ.

૩. शब्दसामर्थ्यं लिङ्गम् । શબ્દનું સામર્થ્ય તે લિંગ.

૪. अर्थप्रकाशसामर्थ्यं लिङ्गम् । અર્થને પ્રકાશ કરવાનું સામર્થ્ય તે લિંગ. ( હેતુ લિંગ, સાધન, એ ત્રણ શબ્દો એકજ અર્થના છે. )

**लिङ्गपरामर्शः**–હેતુને વિષય કરનારૂં જ્ઞાન.

**लिङर्थत्वम्**—कार्यबुद्धिगोचरत्वे सति प्रवर्तकत्वम् । આ કરવા યોગ્ય છે એવી કાર્ય બુદ્ધિનો વિષય હોઇને બીજાને જે પ્રવૃત્તિ કરાવવાપણું તે લિઙર્થ. ( વધ્યર્થ લકારનો જે અર્થ તે. એને જ પાણિનિ લિઙ્ લકાર કહે છે.)

**लिङ्गशरीरम्**—દશ ઇંદ્રિયો, પાંચ પ્રાણ, મન અને બુદ્ધિ, એ સત્તર તત્વોનું લિંગ શરીર કહેવાય છે. એને જ સૂક્ષ્મ શરીર પણ કહે છે. સમષ્ટિ સૂક્ષ્મ શરીર પરમાત્માનું બોધક હોવાથી લિંગ કહેવાય છે.

**लेशाविद्या**–प्रारब्धकार्यसम्पादनपटीयानविद्याया अवस्थाविशेषः । પ્રારબ્ધ કાર્યને સંપાદન કરવામાં કુશળ એવી એક પ્રકારની અવસ્થાને લેશાવિદ્યા કહે છે.

૨. વિક્ષેપ શક્તિવાળું આસન તે લેશાવિદ્યા

૩. क्षालितलशुनभाण्डानुवृत्तलशुनवासनाकल्पोऽविद्यासंस्कारः । ધોઇ નાંખેલા લસણના વાસણમાં પાછળ રહેલી લસણની વાસની પેઠે રહેલો અવિદ્યાનો સંસ્કાર તે લેશાવિદ્યા.

૪. प्रारब्धवर्तमानदेहाद्यनुवृत्तिप्रयोजको विक्षेपशक्त्यंशः । પ્રારબ્ધ એવા વર્તમાન દેહાદિ પ્રારબ્ધ કર્મ સમાપ્ત થતાં લગી ચાલ્યા કરે.

એમ થવાના હેતુરૂપ વિક્ષેપ શક્તિનો જે અંશ તે ક્લેશાવિદ્યા.

**લોકઃ**—प्राणिनां कर्मज्ञानफलभोगस्थानविशेषः। પ્રાણીઓને કર્મનું અને જ્ઞાનનું ફળ ભોગવવાનું અમુક સ્થાન તે લોક.

**લોકવાસના**—सर्वे जना मां न निन्दन्ति यथा वा स्तुवन्ति, तथैव सर्वदा चारिष्यामीत्यशक्यार्थाभिनिवेशः। જે આચરણ કરવાથી બધા લોકો મારી સ્તુતિ કરે, અથવા નિન્દા કોઇજ કરે નહિ, એવો અશક્ય આગ્રહ.

૨. लोकानुभवजनितत्वे सति लोकस्यैव पुनःपुनः ( रञ्जनाद्यर्थं ) स्मरणहेतुर्लोकवासना। લોકના અનુભવથી જનિત હોઇને લોકનું ( રંજન કરવા વગેરે માટે )જ ફરી ફરી સ્મરણનો જે હેતુ તે લોકવાસના. લોકવાસના મલિન છે, કેમકે તે સંપાદન કરવી અશક્ય છે, તથા પુરૂષાર્થમાં નિરુપયોગી છે.

**લોકસઙ્ગ્રહઃ**—स्वयं सदाचार प्रवृत्तत्वे सति लोकानां सदाचारप्रवर्तकत्वम्। પોતે સદાચારમાં પ્રવર્તીને લોકોને સદાચારમાં જે પ્રવર્તાવવાપણું તે લોકસંગ્રહ.

**લોકેષણા**—લોકમાં હું શ્રેષ્ઠ છું એવો અભિમાન; અથવા લોકમાં હું શ્રેષ્ઠ કહેવાઉં એવી ચાહના.

૨. મને ઉત્તમ સુખ આપે એવા સ્વર્ગાદિ લોકની પ્રાપ્તિ થાઓ, એવી ઇચ્છા, તે લોકેષણા.

**લોભત્વમ્**—स्वद्रव्यापरित्यागे सति परद्रव्यजिघृक्षुत्वम्। પોતાના દ્રવ્યનો ખર્ચ ન કરતાં બીજાના દ્રવ્યને લેવાની ઇચ્છા હોવાપણું.

**લોભનિવૃત્યુપાયઃ**— अस्तेयेनायपरिग्रहेण सन्तोषेण दानेन वा लोभस्य निवृत्तिः। ચોરી ન કરવાથી, પરિગ્રહ ન રાખવાથી, સંતોષથી, અથવા દાનથી લોભની નિવૃત્તિ થાય છે.

**લૌકિકગુણાધાનદેહવાસના**—समीचीन शब्दादिविषयसम्पादनम्। સુંદર એવા શબ્દાદિ વિષયોનું સંપાદન તે લૌકિક ગુણાધાન દેહવાસના.

**લૌકિકદોષાપનયનદેહવાસના**—चिकित्सकोक्तैरौषधैर्व्याध्याद्यपनयनम्। વૈદ્યે કહેલાં ઔષધોવડે રોગ વગેરેને દૂર કરવા તે.

**લૌકિકપ્રત્યક્ષમ્**—लौकिकसन्निकर्षजन्यं प्रत्यक्षं लौकिक प्रत्यक्षम्। પ્રત્યક્ષ જ્ઞાનના છ પ્રકાર છે. એ છ એ પ્રકારના પ્રત્યક્ષના વળી લૌકિક અને અલૌકિક એવા બે ભેદ છે. તેમાંથી અહીં લૌકિક પ્રત્યક્ષનું લક્ષણ કહ્યું છેઃ–ચક્ષુ આદિ ઇંદ્રિયોનો ઘટાદિ પદાર્થની સાથે જે સંયોગાદિરૂપ લૌકિક સન્નિકર્ષ ( સંબંધ ) છે, તે લૌકિકસન્નિકર્ષ વડે જન્ય જે પ્રત્યક્ષ જ્ઞાન, તેને લૌકિક પ્રત્યક્ષ કહે છે. ( " लौकिकसन्निकर्षप्रकाराः " જુઓ. )

**લૌકિકશાબ્દતાત્પર્યમ્**—ચાલતા પ્રકરણ ઉપરથી જે તાત્પર્ય માલમ પડે તે. જેમ, ખાતી વખતે 'સૈંધવ' માગે તો તેનો અર્થ 'ઘોડો' નહિ સમજતા 'મીઠું' સમજવું એ લૌકિકશબ્દતાત્પર્ય છે.

**લૌકિકસન્નિકર્ષપ્રકારાઃ**— પ્રત્યક્ષ જ્ઞાનના હેતુરૂપ તથા ચક્ષુ આદિક ઇંદ્રિયોના વ્યાપાર રૂપ જે લૌકિક સનિકર્ષ છે, તેના છ પ્રકાર છેઃ–(૧) સંયોગ સન્નિકર્ષ, (૨) સંયુક્ત સમવાય સન્નિકર્ષ, (૩) સંયુક્તસમવેતસમવાય-સન્નિકર્ષ, (૪) સમવાયસનિકર્ષ, (૫) સમવેત-સમવાયસન્નિકર્ષ, અને (૬) વિશેષણવિશેષ્યતા. ( એ છ પ્રકારના સન્નિકર્ષોમાંથી કોઇપણ સન્નિકર્ષ વડે જે પ્રત્યક્ષ ઉત્પન્ન થાય છે, તે લૌકિક પ્રત્યક્ષ કહેવાય છે. ( 'લૌકિકપ્રત્યક્ષ' શબ્દ જુઓ. )

**લૌકિકીશાબ્દીપ્રમા**—आप्तवाक्यजन्याप्रमा। યથાર્થ વક્તાને આપ્ત કહે છે. એના આપ્તના વચનથી ઉપજેલું જે પ્રમાજ્ઞાન તે લૌકિકી શાબ્દીપ્રમા કહેવાય છે.

## વ

**વક્તૃતાત્પર્યમ્**—पुरुषाभिप्रायः। મારા આ શબ્દથી શ્રોતા પુરુષને આ અર્થનો બોધ થાઓ. એવી જે બોલનાર મનુષ્યની એક જાતની ઇચ્છા હોય છે તેને વક્તૃતાત્પર્ય કહે છે.

૨. तदर्थप्रतीतिच्छयोच्चरितत्वम् । ( અર્થ ઉપર પ્રમાણેજ છે.

**वचनादिपञ्चकम्**—વાક્, પ્રાણિ, પાદ, પાયુ, અને ઉપસ્થ, એ પાંચ કર્મેન્દ્રિયોના પાંચ વ્યાપાર છે, તેને અનુક્રમે વચન (ઉક્તિ) આદાન (ગ્રહણ કરવું), વિહાર (ગમન) ઉત્સર્ગ (ત્યાગ), અને આનંદ કહે છે. એ વચનાદિ પંચક છે.

**वर्तमानकालः**—क्रियायाः प्रारम्भतः समाप्तिपर्यन्तं प्रारम्भसमाप्तिमभिव्याप्य वृत्तिमान् कालः। ક્રિયાના પ્રારંભથી તે સમાપ્તિ પર્યંત પ્રારંભ અને સમાપ્તિને વ્યાપીને રહેનારો જે કાળ તે વર્તમાનકાળ.

शब्दप्रयोगाधारारब्धापरिसमाप्तकालः। શબ્દનો પ્રયોગ જે કાળમાં થાય છે, અને તેનો આરંભ કર્યા છતાં સમાપ્તિ ન થઈ હોય તેટલો કાળ વર્તમાન કહેવાય છે.

**वर्तमानत्वम्**—स्वध्वंसप्रागभावानधिकरणकालवृत्तित्वं वर्तमानत्वम्। કોઇ ક્રિયાના તથા જન્ય પદાર્થના ધ્વંસનો તથા પ્રાગભાવનો અનધિકરણભૂત જે કાળ છે, તે કાળ વિષે તે ક્રિયાનું તથા તે જન્ય પદાર્થનું જે વર્તવું એજ તે ક્રિયામાં તથા જન્ય પદાર્થમાં વર્તમાનપણું છે.

**वर्तमानप्रतिबन्धः**—वर्तमानकालीनत्वे सति तत्त्वज्ञानप्रतिरोधः। વર્તમાનકાળમાં જે તત્ત્વજ્ઞાન ન થવા દેનાર તે વર્તમાન પ્રતિબંધ. એ પ્રતિબંધ ચાર પ્રકારનો છેઃ-(૧) વિષયાસક્તિ, (૨) પ્રજ્ઞામાંદ્ય (બુદ્ધિની મંદતા), કુતર્ક (પ્રતિપાદિત અર્થને ઉલટી રીતે સમજવો તે), અને (૪) વિપર્યયદુરાગ્રહ (એટલે હું પંડિત છું, હું વિરક્ત છું, હું વેદપાઠી છું, ઇત્યાદિ દેહ ઇંદ્રિયાદિમાં આત્મપણાની બુદ્ધિ વિષે દુરાગ્રહ.)

**वशीकारवैराग्यम्**—ऐहिकामुष्मिकविषयजिहासा। આ લોકના તથા પરલોકના વિષયોને નાશવાન જાણીને તેમના ત્યાગની ઇચ્છા.

**वस्तुपरिच्छेदः**—अन्योन्याभावप्रतियोगित्वम्। અન્યોન્યાભાવના પ્રતિયોગિપણાનું નામ વસ્તુપરિચ્છેદ છે. જેમ-ઘટનો પટમાં, અને પટનો ઘટમાં અન્યોન્યાભાવ રહેલો છે, તેનું પ્રતિયોગીપણું અનુક્રમે ઘટ તથા પટમાં છે, તેજ વસ્તુપરિચ્છેદ છે.

૨. यत्किंचिद्वस्त्वनात्मत्वम्। કોઇપણ વસ્તુમાત્રનું જે અનાત્મપણું તે વસ્તુપરિચ્છેદ છે.

**वाक्**—वचनक्रियासाधनमिन्द्रियम् । વચન (બોલવાની) ક્રિયાનું સાધન ઇંદ્રિય તે વાક્ ઇંદ્રિય.

**वाक्यम्**—आकांक्षादियमत्पदसमूहो वाक्यम्। આકાંક્ષા, યોગ્યતા અને આસત્તિ, આ ત્રણવાળો જે પદોનો સમૂહ તેને વાક્ય કહે છે. જેમ-'ગાય લાવો' ઇત્યાદિક વચનો આકાંક્ષાદિવાળાં હોવાથી તે પદોના સમૂહને વાક્ય કહે છે.

૨. पदसमूहो वाक्यम्। પદોનો સમૂહ તે વાક્ય. (એવું લક્ષણ પણ કેટલાક કહે છે.)

**वाक्यप्रकाराः**—વાક્યના પ્રકાર બે છેઃ (૧) લૌકિક અને (૨) વૈદિક. આપ્ત પુરૂષે કહેલું વાક્ય લૌકિક કહેવાય છે અને સર્વજ્ઞ ઇશ્વરે કહેલું વાક્ય વૈદિક છે. સ્મૃતિ, ઇતિહાસ અને પુરાણને જો વેદમૂલકતા હોય તોજ તે પ્રમાણ છે; અન્યથા બીજાં વાક્યોને પ્રમાણતા નથી.

વૈદિક વાક્યના વિધિ, મંત્ર અને અર્થવાદ, એવા ત્રણ પ્રકાર છે. (એનાં લક્ષણો તે તે શબ્દોમાં જોવાં.)

**वाक्यार्थः**—वाक्यतात्पर्यविषयः। વાક્યના તાત્પર્યનો વિષય.

૨. साकाङ्क्षपदार्थोनिराङ्क्षो वाक्यार्थः । આકાંક્ષાવાળા પદોનો અર્થ જેથી આકાંક્ષારહિત થાય તે વાક્યાર્થ. જેમ-'ગાય' એટલું બોલવાથી ગાય સંબંધી ક્રિયા વગેરે જાણવાની આકાંક્ષા રહે છે; ત્યાં 'ચરે છે' એટલું કહેવાથી તે આકાંક્ષા નિવૃત્ત થાય છે, માટે 'ગાય ચરે છે.' એ વાક્યાર્થ છે.

**वाक्यार्थप्रमा-शाब्दीप्रमा-शाब्दबोधः**। (એ ત્રણે પર્યાય શબ્દો છે.) શબ્દ પ્રમાણથી જે પ્રમા ઉત્પન્ન થાય તે.

**वाक्यैकवाक्यता**—अङ्गबोधकवाक्यस्याङ्गिबोधकवाक्येन सहैकवाक्यत्वम्। જે વાક્યો પોતપોતાના અર્થમાં તાત્પર્યવાળાં છે, એમ છતાં તે વાક્યોની અંગાંગિભાવ આકાંક્ષાને લીધે જે એકવાક્યતા થાય છે તેને વાક્યૈકવાક્યતા કહે છે. જેમ "दर्शपूर्णमासाभ्यां स्वर्गकामो यजेत।" –"સ્વર્ગની ઇચ્છાવાળાએ દર્શપૂર્ણમાસ નામે યાગ કરવા." એ વિધિવાક્યથી દર્શપૂર્ણમાસ નામે અંગી (અંગોવાળા) યાગોનું વિધાન કરેલું છે. અને તેજ પ્રકરણમાં "समिधो यजति" એ વચનથી સમિધ નામે અંગ યાગનું વિધાન કરેલું છે. હવે અંગી યાગને અંગ યાગની અપેક્ષા અવશ્ય હોય છે. માટે સ્વર્ગની કામનાવાળા પુરૂષે સમિધાદિક અંગયાગ વિશિષ્ટ દર્શપૂર્ણમાસ યાગોને કરવા; એ રીતે અંગબોધક વાક્યોની અંગીબોધક વાક્યો સાથે એક વાક્યતા થાય છે, તેને વાક્યૈકવાક્યતા કહે છે.

૨. प्रत्येकं भिन्नभिन्नसंसर्गप्रतिपादयोर्वाक्ययोराकाङ्क्षावशेन महावाक्यार्थबोधयत्वम्। વાક્યોમાં દરેક પોતપોતાનો ભિન્નભિન્ન સંબંધ પ્રતિપાદિત કરતાં છતાં આકાંક્ષાને લીધે મહાવાક્યનો અર્થ જણાવતાં હોય ત્યારે તેમની એકવાક્યતા કહેવાય છે.

**वाचकः**—पदार्थस्मृतिजनकः। પદાર્થની સ્મૃતિનો જે શબ્દજનક હોય તે વાચક.

૨. पदार्थविषयप्रतीतिविषयः। પદાર્થના વિષયની પ્રતીતિનો વિષય (જે શબ્દ) હોય તે વાચક.

૬. पुराणादि पाठकः। પુરાણ વગેરે વાંચનારો પણ વાચક છે.

**वाच्यम्**—पदजन्यप्रतीतिविषयः। પદ ઉપરથી ઉત્પન્ન થતા જ્ઞાનનો જે વિષય હોય તે વાચ્ય.

**वाच्यार्थः**—પદની શક્તિવૃત્તિવડે જે અર્થ જાણવામાં આવે તે વાચ્યાર્થ કહેવાય છે.

**वाञ्छा**—इष्टसाधनताधीजन्याभिष्टविषयचित्तवृत्तिवाञ्छा। અમુક વસ્તુ અમારા ઇષ્ટ અર્થનું સાધન છે, એવી બુદ્ધિથી ઉપજેલી અભિષ્ટ વિષય સંબંધી જે ચિત્તની વૃત્તિને વાંછા.

**वादः**—तत्त्वबुभुत्सोः कथावादः। તત્ત્વ વસ્તુના બોધની ઇચ્છાવાળા બે પુરૂષોની જે પરસ્પર પ્રશ્નઉત્તરરૂપ કથા છે, તેનું નામ વાદ છે.

૨. तत्त्वनिर्णयफलः कथाविशेषः। તત્ત્વનો નિર્ણય જેનું ફળ હોય એવી એક પ્રકારની બે જણની કથા તે વાદ.

૩. स्वाभिमतार्थकथनं वादः। પોતાને જે અર્થ માન્ય હોય તેનું કથન તે વાદ.

**वादग्रन्थः**—ઇતર મતોના ખંડનપૂર્વક સ્વમતનું સ્થાપન કરનારા ગ્રંથ. જેવા કે:— चित्सुखी, अद्वैतसिद्धि, संक्षेपशारीरक, स्वाराज्यसिद्धि, वेदान्तपरिभाषा, सिद्धान्तलेश, अद्वैतकौस्तुभ, भेदधिक्कार, ઇત્યાદિ.

**वादित्वम्**—विचारस्थले वादकथाकर्तृत्वम्। કોઇ તત્ત્વનો વિચાર કરવો હોય તે સ્થળે વાદ કથા કરનાર તે વાદી.

૨. प्रथमपक्षप्रतिपादकत्वम्। બે જણના વાદમાં જે પહેલો પક્ષ પ્રતિપાદન કરતો હોય તે વાદી.

**वानप्रस्थाश्रमः**—गृहस्थाश्रममपहाय गृहीतमुनिवृत्तिरसंन्यस्तः। જેણે ગૃહસ્થાશ્રમ છોડીને મુનિવૃત્તિ ગ્રહણ કરી હોય અને સંન્યાસ ગ્રહણ ન કર્યો હોય તે વાનપ્રસ્થ કહેવાય. વાનપ્રસ્થરૂપ આશ્રમ તે વાનપ્રસ્થાશ્રમ. તે ચાર પ્રકારનો છે:-(૧) વૈખાનસ, (૨) ઔદુંબર, (૩) વાલખિલ્ય, (૪) ફેનપ.

**वायवीयविषयः**—रूपरहितस्पर्शवद्विषयो वायवीयविषयः। રૂપરહિત સ્પર્શવાળો વિષય તે વાયવીય વિષય કહેવાય છે.

૨. अपाकजानुष्णाशीतस्पर्शवद्विषयो वायवीयविषयः। અપાકજ એવા અનુષ્ણ અને

અશીત સ્પર્શવાળો જે વિષય હોય તે વાયવીય વિષય.

३. रूपरहितस्पर्शवद्वृत्तिद्रव्यत्वसाक्षाद्व्याप्यजातिमद्विषयो वायवीयविषयः । રૂપરહિત સ્પર્શવાળા દ્રવ્યમાં રહેનારી, અને દ્રવ્યત્વની સાક્ષાત વ્યાપ્ય જાતિવાળો વિષય તે વાયવીય વિષય કહેવાય છે.

४. अपाकजानुष्णाशीतस्पर्शवन्मात्रवृत्तिद्रव्यत्वसाक्षाद्व्याप्यजातिमद्विषयो वायवीयविषयः । અપાકજ એવા અનુષ્ણ અને અશીત સ્પર્શવાળા દ્રવ્યમાંજ માત્ર રહેનારી અને દ્રવ્યત્વની સાક્ષાત્ વ્યાપ્ત એવી જે વાયુત્વ જાતિ, તે જાતિવાળો વિષય તે વાયવીય વિષય કહેવાય છે. દ્વચણુક રૂપ વાયુથી આરંભીને પ્રાણાદિ મહાન્ વાયુ પર્યંત સર્વજન્ય વાયુને વિષયરૂપ વાયુજ ગણુને. આ કારણથી પ્રાણવાયુને ભિન્ન વાયુ ગણ્યો નથી.

**वायवीयशरीरम्**—रूपरहितस्पर्शवद्वृत्ति द्रव्यत्वसाक्षाद्व्याप्यजातिमच्छरीरं वायवीयशरीरम् । રૂપરહિત સ્પર્શવાળા દ્રવ્યમાં રહેનારી અને દ્રવ્યત્વની સાક્ષાદ્વ્યાપ્ય એવી વાયુત્વ જાતિવાળું શરીર તે વાયવીય શરીર.

२. अपाकजानुष्णाशीतस्पर्शवन्मात्रवृत्तिद्रव्यत्वजातिसाक्षाद्व्याप्यजातिमच्छरीरम् । અપાકજ એવા અનુષ્ણ અને અશીત સ્પર્શવાળાજ દ્રવ્યમાં રહેનારી અને દ્રવ્યત્વની સાક્ષાત વ્યાપ્ય એવી વાયુત્વ જાતિવાળું શરીર તે વાયવીય શરીર કહેવાય.

३. रूपरहितस्पर्शवच्छरीरं वायवीयशरीरम् । જે શરીરરૂપ ગુણથી રહિત હોઇને સ્પર્શ ગુણવાળું હોય છે, તે શરીર વાયવીય શરીર કહેવાય છે.

४. अपाकजानुष्णाशीतस्पर्शवच्छरीरं वायवीयशरीरम् । જે શરીર અપાકજ એવા અનુષ્ણ અને અશીત સ્પર્શવાળું હોય છે તે વાયવીય શરીર કહેવાય છે.

**वायवीयन्द्रियम्**—रूपरहितस्पर्शवदिन्द्रियम् । જે ઇંદ્રિય રૂપગુણથી રહિત હોઇને સ્પર્શગુણવાળું હોય તે વાયવીય ઇન્દ્રિય કહેવાય છે.

२. अपाकनुष्णाशीतस्पर्शवदिन्द्रियम् । જે ઇંદ્રિય અપાકજ અનુષ્ણ અને અશીત સ્પર્શવાળું હોય તે વાયવીય ઇંદ્રિય કહેવાય છે.

३. रूपरहितस्पर्शवद्वृत्तिद्रव्यत्वसाक्षाद्व्याप्यजातिमदिन्द्रियं वायवीयेन्द्रियम् । રૂપ રહિત સ્પર્શવાળા દ્રવ્યમાં રહેનાર અને દ્રવ્યત્વની સાક્ષાત્ વ્યાપ્ય જે વાયુત્વ જાતિ તે જાતિઇંદ્રિય તે વાયવીય ઇંદ્રિય કહેવાય.

४. अपाकजानुष्णाशीत स्पर्शवन्मात्रवृत्ति द्रव्यत्वसाक्षाद्व्याप्यजातिमदिन्द्रियं वायवेन्द्रियम् । અપાકજ અનુષ્ણાશીત સ્પર્શવાળા દ્રવ્યમાત્રમાંજ રહેનાર અને દ્રવ્યત્વની સાક્ષાત વ્યાપ્ય જે વાયુત્વજાતિ, તે જાતિવાળું ઇંદ્રિય તે વાયવીયેન્દ્રિય.

**वायुः**—अपाकजानुष्णाशीतस्पर्शवान् वायुः । જે સ્પર્શ અગ્નિ આદિક તેજના સંયોગરૂપ પાક વડે જન્ય નથી હોતા તે સ્પર્શ અપાકજ ( નહિ દઝાડનારો ) કહેવાય છે, અને જે સ્પર્શ ઉષ્ણપણાથી તથા શીતપણાથી રહિત હોય છે તે અનુષ્ણાશીત કહેવાય છે. એવું અપાકજ તથા અનુષ્ણાશીત જે દ્રવ્ય હોય તે વાયુ કહેવાય.

रूपरहितस्पर्शवान् वायुः । જે દ્રવ્ય રૂપ ગુણથી રહિત હોઇને સ્પર્શ ગુણવાળું હોય છે તે વાયુ કહેવાય છે.

३. रूपरहितस्पर्शवद्वृत्तिद्रव्यत्वसाक्षाद्व्याप्यजातिमान् वायुः । રૂપરહિત સ્પર્શવાળા દ્રવ્યમાં રહેનારી એવી જે દ્રવ્યત્વ જાતિની સાક્ષાદ્વ્યાપ્ય જે જાતિ છે, તે જાતિવાળું દ્રવ્ય તે વાયુ કહેવાય છે.

४. अपाकजानुष्णाशीतस्पर्शवन्मात्रवृत्ति द्रव्यत्वसाक्षाद्व्याप्यजातिमान् वायुः । અપાકજ એવો જે અનુષ્ણ અને અશીત સ્પર્શ છે, તેવા સ્પર્શવાળા દ્રવ્યમાત્રમાંજ રહેનારી એવી

હોઇને દ્રવ્યત્વ જાતિની સાક્ષાત્ વ્યાપ્ય જે જાતિ, તે જાતિવાળું દ્રવ્ય વાયુ કહેવાય છે.

૫. वायुत्वजातिमान् वायुः । જે દ્રવ્ય સમવાય સંબંધે કરીને વાયુત્વ જાતિવાળું હોય છે, તે દ્રવ્ય વાયુ કહેવાય છે.

૬. शब्दस्पर्श गुणको वायुः । શબ્દ અને સ્પર્શ ગુણવાળું દ્રવ્ય તે વાયુ.

**वायुगततुणाः**—સ્પર્શ, સંખ્યા, પરિણામ, પૃથક્ત્વ, સંયોગ, વિભાગ, પરત્વ, અપરત્વ, અને વેગ એવા નવ ગુણો વાયુમાં રહે છે.

**वायुद्रव्यम्**—વાયુ નિત્ય અને અનિત્ય એમ બે પ્રકારનો છે. તેમાં પરમાણુરૂપ વાયુ નિત્ય છે અને કાર્યરૂપ વાયુ અનિત્ય છે.

અનિત્યવાયુ—(૧) વાયવીય શરીર, (૨) વાયવીય ઇંદ્રિય, અને (૩) વાયવીય વિષય, એમ ત્રણ પ્રકારનો છે. વાયવીય શરીર અયોનિજ છે અને તે વાયુલોકમાં પ્રસિદ્ધ છે; સ્પર્શગુણનું ગ્રાહક ત્વક્ ઇંદ્રિય એ વાયવીય ઇંદ્રિય છે; અને વૃક્ષાદિકોના કંપનનો હેતુ તથા શરીરમાં ફરનારો પ્રાણવાયુ એ વાયવીય વિષય કહેવાય છે.

**वार्त्ता**—अन्योन्यकथनम् । પરસ્પર વાત કરવી તે ૨. એક પ્રકારનો નિર્વાહનો વ્યાપાર તે વાર્તા.

**वार्तिकम्**—उक्तनुक्तदुरुक्तार्थव्यक्तकारि वार्तिकम् । ગ્રંથમાં જે કહેલું હોય, કહેવાનું રહી ગયું હોય અથવા ખોટું કહેલું હોય, તે સર્વને સ્પષ્ટ કરનારો ગ્રંથ તે વાર્તિક. કહ્યું છે કે-उक्तानुक्तदुरुक्तानां चिन्ता यत्र प्रवर्त्तते । तं ग्रन्थं वार्तिकं प्राहुर्वार्तिकज्ञाम नीषिणः" ॥१॥ જે ગ્રંથમાં ઉક્ત, અનુક્ત અને દુરુક્ત સંબંધી વિચાર પ્રવર્તતો હોય તે ગ્રંથને વાર્તિક જાણનારા પંડિતો વાર્તિક કહે છે."

**वासना**—स्मृतिहेतुसंस्कारविशेषः । સ્મૃતિનો હેતુ એવો, કોઇ એક જાતનો સંસ્કાર તે વાસના.

૨, अनुभवजन्यायाः स्मृतिहेतुः । અનુભવથી જન્ય એવી સ્મૃતિનો હેતુ તે વાસના.

૩. पूर्वापरपरामर्शं विना सहसोत्पद्यमानस्य क्रोधादिवृत्तिविशेषस्य हेतुश्चितगतः संस्कारविशेषो वासना । આગલો પાછલો વિચાર કર્યા વિના એકાએક ઉપજી આવનાર ક્રોધાદિ અમુક વૃત્તિઓનો હેતુ એવો ચિત્તમાં રહેલો એક પ્રકારનો સંસ્કાર તે વાસના.

૪. सुषुप्त्यवस्था गताधीसूक्ष्मावस्थावासना । સુષુપ્તિ અવસ્થામાં રહેલી બુદ્ધિની સૂક્ષ્મ અવસ્થા તે વાસના. તે બે પ્રકારની છેઃ-(૧) શુભવાસના અને (૨) અશુભવાસના.

**वासनाक्षयः**—विवेकजन्यचित्तप्रशमवासनादार्ढ्येन बाह्यनिमित्ते सत्यपि क्रोधाद्यनुत्पत्तिः । વિવેકની જન્ય ચિત્તની શાન્તિરૂપ વાસના દઢ થવાથી બહારનાં નિમિત્ત છતાં પણ ક્રોધ વગેરેની ઉત્પત્તિ ન થવી તે વાસનાક્ષય કહેવાય છે.

**वासनानन्दः**—ब्रह्मध्यानादेर्विपयध्यानात्सुषुप्तेश्च व्युत्थितस्य या आनन्दस्य वासनास्ता वासनानन्दः । બ્રહ્મધ્યાનમાંથી અથવા વિષયના ધ્યાનમાંથી અથવા સુષુપ્તિમાંથી વ્યુત્થાન પામેલાને જે આનંદની વાસનાઓ જણાય છે તે વાસનાનંદ.

**विकल्पः**—પ્રકારતા, ૨ સંશય, ૩ કલ્પના.

૪. शब्दज्ञानानुपाती वस्तुशून्यो विकल्पः । શબ્દના જ્ઞાનથી જેની કલ્પના મનમાં થઇ શકે, પણ વસ્તુ કાંઇ હોય નહિ તે વિકલ્પ.

૫. वस्तुशून्यत्वे सति स्वविरोध्युत्तरज्ञानाबाध्यत्वम् । જે વસ્તુશૂન્ય હોઇને પોતાનું વિરોધી એવું જે ઉત્તરકાળમાં થતું જ્ઞાન, તેનો જે બાધ ન કરે તે વિકલ્પ.

૬. वस्त्वन्तरबोधकः शब्दो विकल्पः । બીજી વસ્તુનો બોધ કરનારો શબ્દ તે વિકલ્પ

**विकारः**—( સાંખ્યોને મતે ) जन्यत्वे सत्यजनको विकारः । જે પોતે જન્ય હોઇને

બીજાનું જનક ન હોય તે વિકાર. જેમ, ઘટ પૃથ્વીથી જન્ય છતાં તે કોઇ બીજાનો જનક નથી, માટે 'ઘટ' વિકાર કહેવાય છે.

૨. ( વેદાન્તમતે ) पूर्वावस्थापरित्यागे सत्यवस्यान्तरावृत्तिः । પૂર્વાવસ્થાનો પરિત્યાગ કરીને બીજી અવસ્થામાં આવવું તે વિકાર, જેમ, દૂધનો વિકાર દહીં છે.

**विकृतिः**—तत्त्वानारम्भकम् । જે વસ્તુ કોઇ તત્ત્વનો આરંભ ન કરે તે વિકૃતિ.

૨. जन्यत्वे सति जनकः । જે પોતે જન્ય હોઇને બીજાનું જનક હોય તે વિકૃતિઃ જેમ, વાયુ આકાશથી જન્ય હોઇને અગ્નિનો જનક છે માટે તે વિકૃતિ છે. ( સાંખ્યો એને પ્રકૃતિ-વિકૃતિ કહે છે. )

૩. ( મીમાંસાને મતે ) यत्र न समग्रांगोपदेशः स विकृतिः । જેમાં સમગ્ર અંગનો ઉપદેશ ન હોય તે વિકૃતિ.

૪. जातिदेशिकेतिकर्तव्यताकत्वम् । અતિદેશરૂપ કર્મની ઇતિકર્તવ્યવાળું કર્મ તે વિકૃતિ ( યાગ. )

**विक्षेपः**—कार्यव्यासङ्गमुद्भाव्यकथाविच्छेदो विक्षेपः । 'હમણાં આ કામ અમારે કરવાનું છે' એ પ્રમાણે કાર્યવ્યાસંગનું બહાનું કાઢીને જે (વાદરૂપ) કથાનો વિચ્છેદ કરવો તેને વિક્ષેપ કહે છે. ( એ એક નિગ્રહસ્થાન છે. )

૨. पुनः पुनर्विषयानुसन्धानं विक्षेपः । વિષયોનું ફરીફરીને અનુસંધાન તે વિક્ષેપ.

૩. अखण्डवस्त्वनालम्बनेन चित्तवृत्तेरन्यालम्बनम् । અખંડ વસ્તુનું આલંબન પ્રાપ્ત ન થવાથી ચિત્તની વૃત્તિઓ જે અન્ય પદાર્થનું આલંબન કરે છે, તેને વિક્ષેપ કહે છે.

**विक्षेपशक्तिः**—आकाशादिप्रपंचोत्पत्तिहेतुः । આકાશાદિક પ્રપંચ (જગત)ની ઉત્પત્તિનું કારણ જે શક્તિ તે વિક્ષેપ શક્તિ અથવા.

૨. आकाशादिविविधकार्यजननानुकूलमज्ञानसामर्थ्यम् । આકાશાદિ વિવિધ કાર્ય ઉત્પન્ન થવાને અનુકૂળ એવું અજ્ઞાનનું જે સામર્થ્ય તે વિક્ષેપશક્તિ.

**विग्रहः**—समासार्थावबोधकंवाक्यम् । સમાસના અર્થનો બોધ કરનારૂં વાક્ય તે વિગ્રહ.

૨. वृत्त्यर्थावबोधकं वाक्यम् । વૃત્તિના અર્થનું બોધન કરનારૂં વાક્ય તે વિગ્રહ. ( સૂત્રનાં પદોના અર્થ સમજાવનાર વાક્યને વૃત્તિ કહે છે. )

૩. समासादिवृत्तिसमानार्थकवाक्यम् । સમાસાદિ અને વૃત્તિ બન્નેને સમાનાર્થક હોય એવું વાક્ય, ૪. શરીર. ૫. લડાઈ.

**विघ्नम्**—ગ્રંથની સમાપ્તિમાં પ્રતિબંધ કરનાર કોઇ પ્રકારનું પાપ; તે ગ્રંથ સમાપ્તિનું વિઘ્ન કહેવાય છે.

૨. कार्योत्पादप्रयोजकीभूतधर्मविघटकत्वम् । કાર્યની ઉત્પત્તિમાં હેતુ રૂપ ધર્મને નિષ્ફળ કરવાપણું તે વિઘ્ન.

**विचारः**—प्रमाणेन तत्त्वपरीक्षा । પ્રમાણવડે તત્ત્વની પરીક્ષા કરવી તે વિચાર.

૨. तात्पर्यानुकूलयुक्त्यनुसन्धानम् । તાત્પર્યને અનુકૂળ યુક્તિઓનું અનુસંધાન કરવું તે વિચાર.

**विच्छेदः**—एकजातियद्रव्यगुणादीनामन्यजातीयेन व्यवधानम् । એક જાતના દ્રવ્ય કે ગુણ વગેરેનું બીજી જાતના દ્રવ્ય કે ગુણોવડે વ્યવધાન તે વિચ્છેદ.

**विजातीयभेदः**—विरुद्धजातिकतो भेदः । વિરુદ્ધ જાતિવાળા પદાર્થોનો જે પરસ્પર ભેદ તે વિજાતીય ભેદ. જેમ, વૃક્ષ અને ઘડો એ બેનો પરસ્પર ભેદ તે વિજાતીય ભેદ છે.

**विजातीयविघ्नध्वंसः**—ગ્રંથના વિઘ્નધ્વંસનું કારણ મંગળ છે, પણ પાપાદિકથી થતા વિઘ્નધ્વંસનું કારણ મંગળ ન છતાં સ્તોત્ર પાઠ, પ્રાયશ્ચિત્તાદિ પણ છે; માટે ગ્રંથના વિઘ્નધ્વંસ સિવાયનાં બીજાં વિઘ્નોના ધ્વંસને વિજાતીય વિઘ્નધ્વંસ કહે છે.

૨. પ્રસ્તુત વિઘ્નોથી અન્ય પ્રકારનાં વિઘ્નોનો ધ્વંસ તે વિજાતીય વિઘ્નધ્વંસ.

**विज्ञानप्रकारौ**—( બૌદ્ધમતે ) બૌદ્ધ વિજ્ઞાનના બે પ્રકાર છે: (૧) આલયવિજ્ઞાન અને (૨) પ્રવૃત્તિવિજ્ઞાન.

**विज्ञानमयकोशः**–ज्ञानेन्द्रियसहिता बुद्धिः। પાંચ જ્ઞાનેંદ્રિયો અને બુદ્ધિ મળીને વિજ્ઞાનમય કોશ કહેવાય છે.

**विज्ञानस्कन्धः**—(બૌદ્ધમતે) હું, હું, એવું આલય વિજ્ઞાન અને ચક્ષુઆદિક ઇંદ્રિયો-વડે જન્ય જે નિર્વિકલ્પક જ્ઞાન, તેનું નામ વિજ્ઞાનસ્કંધ.

**वितण्डा**–स्वपक्षास्थापनहीना विजिगीषुकथा। પોતાના પક્ષના સ્થાપનથી રહિત એવી જે જીતવાની ઇચ્છાવાળા પુરૂષોની પરસ્પર કથા તેનું નામ વિતંડા.

२. स्वपक्षस्थापनाराहित्येन परपक्षनिराकरण-वाक्यम्। પોતાના પક્ષનું સ્થાપન કરવા સિવાય બીજાના પક્ષનું ખંડન કરનારૂં વાક્ય તે વિતંડા.

**वित्तैषणा**—ધનવિષયક અભિમાન કે ધનની ચાહના તે વિત્તૈષણા.

૨. યજ્ઞાદિ કર્મ કરવા માટે ધનની ઇચ્છાને પણ વિત્તૈષણા કહે છે.

**विदेहमुक्तिः**—तत्त्वज्ञानिनो भोगेन प्रारब्ध-क्षये वर्त्तमानशरीरपाते विदेहमुक्तिः। હું બ્રહ્મ છું, એવા તત્ત્વજ્ઞાનવાળા પુરૂષના પ્રારબ્ધ કાર્યનો ભોગવડે નાશ થવાથી વર્તમાન શરીરનો જે નાશ, તે વિદેહમુક્તિ કહેવાય છે.

૨. ભાવિ શરીરનું જે અનારંભકપણું તે વિદેહમુક્તિ.

**विद्या**—पुरुषार्थसाधनं विद्या। પુરૂષાર્થના સાધનને વિદ્યા કહે છે.

२. जीवब्रह्मणोरभेदगोचरान्तः करणवृत्तिः। જીવનો અને બ્રહ્મના અભેદને વિષય કરનારી અંતઃકરણની વૃત્તિને વિષય કહે છે.

३. अध्यस्तनिषेधकत्वे सति अधिष्ठानस्वरूपनिर्धारणं विद्या। અધ્યસ્ત પદાર્થનો નિષેધ કરનારી હોઇને અધિષ્ઠાનના સ્વરૂપનો નિશ્ચય કરાવનારી હોય તે વિદ્યા.

**विद्यामदः**–मत्सदृशः को वेत्त्यहं पण्डितो, न मत्तोऽन्यः पण्डितोऽस्तीति मनसोऽभिनिवेशः। મારા જેવું કોણ જાણે છે? હું પંડિત છું, મારાથી (મોટો) બીજો કોઇ પંડિત નથી, એવો મનનો દુરાગ્રહ તે વિદ્યામદ.

**विद्यामदनिवृत्त्युपायः**–अहं कः मत्तोप्यधि-काः पण्डिता बहवः सन्ति, तस्मान्मामपि कश्चित्प-ण्डितः पराभविष्यतीति निरन्तरचिन्तनम्। હું શી ગણત્રીમાં છું? મારાથી પણ અધિક પંડિત બીજા ઘણા છે, તેથી મારો પણ કોઇ પંડિત પરાભવ કરશે એવું નિરંતર ચિંતન કરવું એ વિદ્યામદની નિવૃત્તિનો ઉપાય.

**विद्वत्सन्न्यासः**–गृहस्थाश्रमादौ कृतश्रवणादि-भिरुत्पन्नसाक्षात्कारेण गृहस्थादिना चित्तविश्रान्ति-लक्षणां जीवन्मुक्तिमुद्दीश्य क्रियमाणविद्वत्सन्न्यासः। ગૃહસ્થાશ્રમાદિ આશ્રમોમાં રહીને શ્રવણાદિ કરવાથી સાક્ષાત્કાર ઉત્પન્ન થતો હોય, એવા ગૃહસ્થ વગેરેએ ચિત્તની વિશ્રાંતિરૂપ જીવન્મુક્તિને ઉદ્દેશીને જે સંન્યાસ ધારણ કર્યો હોય તે વિદ્વત્ સંન્યાસ.

२. अपरोक्षतत्त्वविद्विहितत्वे सति ससाधन वैधाखिलकर्मत्यागो विद्वत्सन्न्यासः। જે સંન્યાસ અપરોક્ષ તત્ત્વજ્ઞાનીએ કરવો એમ વિહિત હોઇને વિધિથી પ્રાપ્ત એવાં સાધન સહિત સર્વ કર્મનો ત્યાગ તે વિદ્વત્ સંન્યાસ. એના બે પ્રકાર છે; (૧) જાતરૂપધર, અને (૨) કમંડલ્વાદિધર.

**विधिः**–पुरुषप्रवर्तकं वाक्यम्। પુરૂષને પ્રવૃત્તિ કરાવનારૂં વાક્ય તે વિધિ.

२. अज्ञातार्थज्ञापको वेदभागो विधिः। અજ્ઞાત અર્થને જણાવનારો વેદનો ભાગ તે વિધિ.

३. अप्राप्तप्रापको विधिः। અપ્રાપ્ત (કર્મ-ભાગ)ને પ્રાપ્ત કરી આપનાર વચન તે વિધિ.

૪. (ભાટ્ટોને મતે) शब्दभावना विधिः। શાબ્દી ભાવના તે વિધિ.

५. ( પ્રાભાકરોને મતે ) नियोगो विधिः। પ્રભાકર મતના મીમાંસકો નિયોગને વિધિ કહે છે.

૬. ( તાર્કિકોને મતે ) इष्टसाधनता विधिः। ઇષ્ટ સાધનતાને વિધિ કહે છે.

વિધિના મુખ્ય બે પ્રકાર છે; અભિધાન અને અભિધેય વિધિ. અભિધાન વિધિ ચાર પ્રકારનો છેઃ (૧) ઉત્પત્તિ વિધિ, (૨) અધિકાર-વિધિ, (૩) વિનિયોગવિધિ અને પ્રયોગ-વિધિ.

૭. इष्टसाधनताबोधकप्रत्ययसमभिव्याहृतवाक्यं विधिः । ઇષ્ટની સાધનતાના બોધક જે પ્રત્યય છે. તે પ્રત્યયવડે ઘટિત જે વાક્ય, તે વાક્યવિધિ કહેવાય છે.

ઇષ્ટ સાધનતાના બોધક પ્રત્યય लिङ्, लोट्, तव्य, कृत्प्रत्यय, ઇત્યાદિક વ્યાકરણ શાસ્ત્રમાં કથન કરેલા છે; જેમ–ज्योतिष्टोमेन स्वर्गकामो यजेत ( સ્વર્ગની ઇચ્છાવાળાએ જ્યોતિષ્ટોમ નામે યાગ કરવો, ) આ વાક્યની અંદર રહેલો જે 'यजेत' એ પદમાંનો लिङ् ( વિધ્યર્થ ) પ્રત્યય છે, તે लिङ् પ્રત્યય જ્યોતિષ્ટોમ નામે યાગમાં સ્વર્ગરૂપ ઇષ્ટની સાધનતાનો બોધ કરે છે, માટે लिङ् પ્રત્યયથી ઘટિત હોવાથી એ વિધિવાક્ય કહેવાય છે.

એ વિધિ વાકયના ત્રણ પ્રકાર છેઃ (૧) અપૂર્વવિધિ, (૨) નિયમવિધિ, અને (૩) પરિસંખ્યા વિધિ. ( એનાં લક્ષણો તે તે શબ્દોમાં જોવાં. )

**विधिमुखप्रतीतिः**—નકાર રહિત પ્રતીતિને વિધિમુખ પ્રતીતિ કહે છે. જેમ, ' આ ઘડો છે, આ ઘડો છે,' એવી પ્રતીતિને વિધિમુખ પ્રતીતિ કહે છે.

**विनिगमनाविरहः**—एकतरपक्षपातियुक्तिविरहः । ઘણા વિષયોમાંથી કોઈ અર્થને સિદ્ધ કરનારી યુક્તિનો અભાવ તે વિનિગમના-વિરહ કહેવાય છે. જેમ કોઈએ કહ્યું કે પરત્વ અપરત્વ નામે ગુણોનું અસમવાયિ કારણ વાયુમાં રહેલો સ્પર્શ ગુણ છે. હવે જે દ્રવ્યમાં સ્પર્શ ગુણ રહે છે, તેજ દ્રવ્યમાં સંખ્યા, પરિણામ, પૃથક્ત્વ, સંયોગ, વિભાગ, એવા બીજા પાંચ ગુણો પણ રહે છે. એ છ ગુણોમાંથી કયો ગુણ પરત્વ અપરત્વનું અસમવાયિ કારણ છે, તેનો નિશ્ચય થઈ શકતો નથીઃ કેમકે એ છ ગુણોમાંથી એક સ્પર્શ ગુણ જ પરત્વાપરત્વનું અસમવાયિ કારણ છે, અને બીજા પાંચ ગુણો કારણ નથી. એ પ્રકારના અર્થની કોઈ નિશ્ચાયક યુક્તિ નથી. આવી રીતે કોઈ એક અર્થને સિદ્ધ કરનારી યુક્તિનો અભાવ તે વિનિગમના વિરહ કહેવાય છે, એને अविनिगम्यत्वं પણ કહે છે.

**विनियोगविधिः**—अङ्गप्रधानसम्बन्धबोधको विधिः । અંગ રૂપ કર્મ અને પ્રધાનરૂપ કર્મના સંબંધનું બોધન કરનારો વિધિ તે વિનિયોગ વિધિ. જેમ–दध्नाजुहोति (દહીં વડે હોમ કરે છે.)

**विपक्षः**—निश्चितसाध्याभाववान् विपक्षः । જે પદાર્થ સાધ્યાભાવ પ્રકારક નિશ્ચયવાળો હોય છે, તે પદાર્થ વિપક્ષ કહેવાય છે. જેમ, पर्वतो वह्निमान् धूमात् ( પર્વત અગ્નિવાળો છે, ધૂમ રૂપ હેતુથી ) એ અનુમાનમાં પાણીનો ધરો એ વિપક્ષ કહેવાય છે, કેમકે તે ધરામાં મનુષ્યને ह्रदो वह्न्यभाववान् ( પાણીનો ધરો અગ્નિના અભાવવાળો છે ) એ રીતે અગ્નિરૂપ સાધ્યના અભાવનો નિશ્ચયજ છે.

**विपरीतभावनाः**—अतस्मिंस्तद्बुद्धिः । જે વસ્તુ જ્યાં નથી તે વસ્તુ ત્યાં છે, એવી બુદ્ધિ. જેમ, દેહમાં આત્મત્વ બુદ્ધિ, તે વિપરીત ભાવના. તે બે પ્રકારની છેઃ (૧) પ્રમાણગતા, અને (૨) પ્રમેયગતા.

**विपर्ययः**—मिथ्याज्ञानापरपर्यायोऽयथार्थनिश्चयः । મિથ્યાજ્ઞાન જેનું બીજું નામ છે, એવો અયથાર્થ નિશ્ચય તે વિપર્યય. જેમ, છીપમાં રૂપાનું જ્ઞાન, શંખમાં પીતતાનું જ્ઞાન, અને મરુભૂમિમાં જળનું જ્ઞાન, એ સર્વ મિથ્યા જ્ઞાન હોવાથી વિપર્યય કહેવાય છે. તેમ દેહમાં

હું ગોરો છું, હું સ્થૂલ છું, હું બ્રાહ્મણ છું, એ પ્રકારનું આત્મતત્ત્વજ્ઞાન પણ મિથ્યાજ્ઞાન હોવાથી વિપર્યય કહેવાય છે. એ વિપર્યયને ભ્રમ, ભ્રાંતિ અને અપ્રમા પણ કહે છે.

૨. बाध्यमानं ज्ञानं विपर्ययः। જે જ્ઞાનનો બાધ થઇ શકતો હોય તે જ્ઞાન વિપર્યય કહેવાય છે.

૩. अतस्मिंस्तत्प्रत्ययः। જે વસ્તુ જ્યાં નથી, ત્યાં તે વસ્તુનું જ્ઞાન પણ વિપર્યય.

**विपर्ययकारणानि**—વિપર્યયમાં (૧) સામાન્ય રૂપથી ધર્મીનું જ્ઞાન, (૨) વિશેષ રૂપથી અદર્શન, (૩) એક કોટિનું સ્મરણ, તથા સાદૃસ્યાદિ દોષઃ આ ચાર કારણ હોય છે. જેમ,—છીંપમાં 'આ રૂપું છે' એવા વિપર્યય જ્ઞાનમાં (૧) શુક્તિ (છીંપ) રૂપી ધર્મીનું 'ઇદંતા' રૂપથી સામાન્ય જ્ઞાન એ કારણ છે; તથા (૨) શુક્તિત્વ, નીલપૃષ્ઠત્વ, ત્રિકોણત્વ, આદિ વિશેષ રૂપનું અદર્શન પણ કારણ છે; તથા (૩) રજતત્વરૂપ એક કોટિનું સ્મરણ પણ કારણ છે; તેમ (૪) છીંપમાં રહેલું જે રૂપાનું સાદૃસ્ય, તે સાદૃસ્ય પણ કારણ છે. સાદૃસ્યાદિ દોષમાં દૂરત્વ, પિત્ત, કાચ, કમળો, વગેરે અનેકનો સમાવેશ થાય છે.

**विपर्ययदुराग्रहः**—આત્મા વસ્તુતઃ કર્તા ભોક્તા નથી, એમ છતાં આત્માજ કર્તાભોક્તા છે, એવું જે અભિમાન, તેને વિપર્યય દુરાગ્રહ કહે છે.

**विपाकः**—કર્મફળ ધર્માધર્મરૂપ કર્મથી જન્ય જે સુખ દુઃખાદિક ફળ તે વિપાક.

**विप्रकर्षः**—સંયુક્ત સંયોગનું બાહુલ્ય; અર્થાત્ દૂરપણું.

**विप्रतिपत्तिः**—विरुद्धार्थवाक्यद्वयजन्यप्रतीतिद्वयम्। વિરૂદ્ધ અર્થવાળાં બે વાક્યોથી ઉપજેલી બે પ્રકારની પ્રતીતિ તે વિપ્રતિપત્તિ કે સંશય કહેવાય છે.

૨. संशयजनकवाक्यं विप्रतिपत्तिः—સંશય જનક વાક્યને વિપ્રતિપત્તિ.

૩. परस्पर विरुद्धकार्यप्रतिपादकवादिवचनम्। પરસ્પર વિરુદ્ધ અર્થોને પ્રતિપાદન કરનારું વાદીનું વચન તે વિપ્રતિપત્તિ.

**विप्रतिषेधः**—બે તુલ્ય બળનો વિરોધ.

**विप्रलिप्सा**—अन्यथा प्रतीतस्यार्थस्यान्यथाप्रतिपिपादयिषा (बोधयितुमिच्छा वा)। જે પદાર્થ જેવો જણાતો હોય તેને તેથી જૂદીજ રીતે પ્રતિપાદન કરવાની કે સમજાવવાની ઇચ્છા તે વિપ્રલિપ્સા; ઠગાઇ; પ્રતારણા.

**विभागः**—संयोगनाशकत्वे सति संयोगजन्यः। જે ગુણ સંયોગનો નાશક હોય છે તથા સંયોગ વડે જન્ય હોય છે તેને વિભાગ કહે છે.

૨. विभक्तव्यवहारविषयवृत्तिगुणत्वव्याप्यजातिमान् विभागः। આ દ્રવ્ય આ દ્રવ્યથી વિભક્ત છે એવો જે પ્રત્યક્ષ જ્ઞાનરૂપ વ્યવહાર છે, તે વ્યવહારનો જે વિષય, તે વિભાગ ગુણ છે. તે વિભાગમાં વર્તનારી ગુણત્વ જાતિની વિભાગત્વ જાતિ છે; એ વિભાગત્વ જાતિ બધા વિભાગોમાં રહે છે, માટે વિભાગનું એ લક્ષણ સંભવે છે.

૩. व्यासज्यवृत्तिमात्रवृत्ति-संयोगावृत्ति-गुणत्वसाक्षाद्व्याप्य जातिमान् विभागः। વ્યાસજ્ય વૃત્તિ (અનેક દ્રવ્યોમાં વર્તનારા ધર્મ માત્રમાં રહેનારી) અને સંયોગમાં ન રહેનારી ગુણત્વ જાતિની સાક્ષાત્ વ્યાપ્ય જે વિભાગત્વ જાતિ, તે જાતિવાળો ગુણ તે વિભાગ.

૪. जन्यद्रव्यवृत्तित्वे सति स्वसमानाधिकरणाभावप्रतियोगिसंयोगभिन्नगुणो विभागः। જે ગુણ જન્ય દ્રવ્યમાં રહેતો હોય તથા પોતાના સમાન અધિકરણના અભાવનો પ્રતિયોગી હોય, તથા સંયોગ ગુણથી ભિન્ન હોય તે વિભાગ કહેવાય છે.

૫. परस्परासंकीर्णव्याप्यधर्मकथनम्। પરસ્પર ભેગા થઇ ન જાય-ગુંચવાઇ ન જાય એવી રીતે વ્યાપ્ય પદાર્થના ધર્મનું કથન તે વિભાગ.

૬. सामान्यधर्मव्याप्यधर्मान्यतरकथनम्। સામાન્ય ધર્મ અને વ્યાપ્ય ધર્મ એ બેમાંથી એકના ધર્મનું કથન તે વિભાગ.

૭. संयोगनाशको गुणो विभागः । સંયોગનો નાશ કરનારો ગુણ તે વિભાગ.

૮. संयोगसमानाश्रयत्वे सति संयोगनाशको गुणो विभागः । જે ગુણ સંયોગના સમાન આશ્રયમાં રહેલો હોઇ ને તે સંયોગનો નાશ કરનારો હોય તે ગુણ વિભાગ કહેવાય છે.

**विभागगुणः**—વિભાગ ગુણ (૧) અન્યતર કર્મજ વિભાગ, (૨) ઉભય કર્મજ વિભાગ, અને (૩) વિભાગજ વિભાગ, એમ ત્રણ પ્રકારનો છે. વિભાગજ વિભાગ પણ (૧) કારણ માત્ર વિભાગજન્ય અને કારણાકારણ વિભાગ જન્ય, એમ બે પ્રકારનો હોય છે. એ વિભાગ ગુણ પૃથ્વી આદિ નવ દ્રવ્યોમાં રહે છે, અને સર્વત્ર અનિત્ય હોય છે.

**विभागजकोपाधिः**—सामान्यधर्मसाक्षाद्व्याप्यो धर्मः । સામાન્ય ધર્મનો સાક્ષાત્ વ્યાપ્ય જે ધર્મ તે વિભાજકોપાધિ કહેવાય. જેમ, જ્ઞાનનો વિભાજક ઉપાધિ ભ્રમત્વ અને પ્રમાત્વ છે. એ બન્ને જ્ઞાનત્વ રૂપ સામાન્ય ધર્મનાં સાક્ષાત્ વ્યાપ્ય છે.

**विभागजविभागः**—વિભાગ વડે જન્ય જે વિભાગ તે વિભાગજવિભાગ કહેવાય છે.

૨. कर्माजन्यविभागः । જે વિભાગ ક્રિયા રૂપ કર્મ વડે જન્ય નથી હોતો તે વિભાગજ વિભાગ કહેવાય છે. જેમ હાથ અને વૃક્ષના વિભાગથી જન્ય શરીર અને વૃક્ષનો વિભાગ ક્રિયા રૂપ કર્મવડે અજન્ય હોવાથી તે વિભાગજવિભાગ કહેવાય છે.

**विभागजशब्दः**—વિભાગ રૂપ અસમવાયિ કારણથી જન્ય શબ્દ, જેમ, વાંસ ફાડતાં ચટ્ ચટ્ એવો શબ્દ થાય છે તે ધ્વન્યાત્મક વિભાગ જ શબ્દ છે. તેમ બે ઓઠનો વિભાગ થવાથી વર્ણાત્મક વિભાગજ શબ્દ થાય છે.

**विभु**—सर्वमूर्तद्रव्यसंयोगि विभुः । જે દ્રવ્ય બધાં મૂર્ત દ્રવ્યોની સાથે સંયોગ સંબંધવાળું હોય તે વિભુ કહેવાય છે. જેમ, પૃથ્વી, જળ, તેજ, વાયુ અને મન એ પાંચ મૂર્ત દ્રવ્યો છે. તેમની સાથે સંયોગ સંબંધવાળું હોવાથી આકાશ વિભુ દ્રવ્ય કહેવાય છે.

૨. परममहत्त्वं विभुत्वम् । સૌથી ઘણું જે મહત્વ તે વિભુપણું. (તે આકાશમાં રહેલું છે.)

૩. सर्वदेशवृत्तित्वम् । સર્વ જગોએ રહેવાપણું તે વિભુત્વ.

**विभ्रमः**—( 'અધ્યારોપ' શબ્દ જુઓ. )

**विमतम्**—વાદી અને પ્રતિવાદી બન્નેના વિવાદનું વિષયભૂત જે થયેલું હોય તે.

૨. વિરુદ્ધ મતિયુક્ત જે હોય તે પણ વિમત કહેવાય છે.

**वियुक्तयोगी**:—सर्वदा समाधिमान् वियुक्तयोगी । જે યોગી અત્યંત અભ્યાસથી મનને વશ કરીને સર્વ કાળ સમાધિમાં સ્થિત રહે છે તે યોગી પુરૂષને વિયુક્ત યોગી કહે છે.

**विरक्तः**—अननुरक्तः । ૨. અનુરાગ (પ્રીતિ વાસના) વાળો ન હોય તે વિરક્ત.

૨. विषयवासनारहितः । વિષયોની વાસનાથી રહિત હોય તે.

૩. स्वस्वरूपातिरिक्तरतिरहितः । પોતાના આત્મસ્વરૂપ સિવાય બીજા કોઈ પણ પદાર્થમાં રાગ રહિત હોય તે વિરક્ત.

૪. लौकिकवैदिककर्मरागशून्यत्वे सति स्वस्वरूपज्ञानवत्त्वम् । લૌકિક અને વૈદિક કર્મમાં રાગ રહિત હોઈને પોતાના આત્મસ્વરૂપનું જ્ઞાન હોવાપણું તે વિરક્તપણું.

**विरागः**—इहामुत्रार्थभोगेष्वरुचिः । આ લોકના તથા પરલોકના પદાર્થોના ભાગોમાં અરૂચિ તે વિરાગ.

૨. इहामुत्रफलभोगोपेक्षाबुद्धिः । આ લોકના અને પરલોકના ભોગોમાં ઉપેક્ષા બુદ્ધિ તે વિરાગ.

**विराट्—वैश्वानरः**—पञ्चीकृतभूतकार्यसमष्टिस्थूलशरीरः । પંચીકૃત પાંચ ભૂતોનું કાર્ય

કાર્ય એવા સમષ્ટિ સ્થૂલ શરીરવાળો વિરાટ્. એને વૈશ્વાનર પણ કહે છે.

૨. समष्टिस्थूलसूक्ष्मकारणशरीरोपहितं चैतन्यं विराट्। સમષ્ટિ સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ શરીરની ઉપાધિવાળું ચૈતન્ય તે વિરાટ્ કે વૈશ્વાનર.

विरुद्धत्वम्–एकाधिकरणावृत्तित्वम्। એક અધિકરણમાં પદાર્થોનું ન રહેવાપણું તે વિરુદ્ધત્વ.

विरुद्धहेत्वाभासः–साध्याभावव्याप्तो हेतुर्विरुद्धः। જે હેતુ પોતાના સાધ્ય વ્યાપ્તિવાળો ન હોય, પણ પોતાના સાધ્યના અભાવની વ્યાપ્તિવાળો હોય તે હેતુ વિરુદ્ધ કહેવાય છે. જેમ, "शब्दः नित्यः कृतकत्वात्"–"શબ્દ નિત્ય હોવાને યોગ્ય છે, કાર્યત્વરૂપ કૃતકત્વ વાળો હોવાથી." આ અનુમાનમાં કૃતકત્વરૂપ હેતુ નિત્યત્વરૂપ સાધ્યના અભાવવાળા ઘટાદિકોમાં વર્તનારો–રહેનારો હોવાથી તે નિત્યત્વરૂપ સાધ્યની વ્યાપ્તિવાળો નથી; પણ "જ્યાં જ્યાં કૃતકત્વ હોય છે, ત્યાં ત્યાં અનિત્યત્વ હોય છે." એવી રીતે એ કૃતકત્વ હેતુ નિત્યત્વરૂપ સાધ્યના અભાવરૂપ અનિત્યત્વની વ્યાપ્તિવાળો છે, માટે એ કૃતકત્વ હેતુ વિરુદ્ધ કહેવાય છે. આ વિરુદ્ધ હેતુનું જ્ઞાન સાક્ષાત અનુમિતિનું જ પ્રતિબંધક છે.

પણ કહે છે. જેમ–ઘટ અને કલશ, એ બન્ને પદ એકજ અર્થનાં વાચક છે. તેમાં જે પુરૂષને 'કલશ' પદની શક્તિનું તો જ્ઞાન છે, પણ 'ઘટ' પદની શક્તિનું જ્ઞાન નથી, તે પુરૂષની પ્રતિ આ ઘટ છે એમ પ્રથમ કહીને પછી 'આ કલશ છે' એમ કહે છે, ત્યારે શ્રોતા પુરૂષને સમજાય છે કે ઘટ પદનો વાચ્ય અર્થ 'કલશ'જ છે. એવી રીતે ઘટ પદના સમાન અર્થવાળા કલશ પદવડે જે ઘટ અર્થનું કથન છે તેનું નામ વિવરણ છે.

विवर्तः—उपादानविषमसत्ताकोऽन्यथाभावः। (ત્રિવિધ સત્તાપક્ષે) ઉપાદાન કારણની સત્તાથી જુદી સત્તાવાળો જે અન્યથાભાવ (જુદી વસ્તુરૂપે દેખાવાપણું) તે વિવર્ત. જેમ–દોરડીમાં સાપ દેખાય છે, ત્યાં દોરડીની વ્યાવહારિકી સત્તા છે, અને તેમાં સાપ દેખાય છે તે પ્રાતિભાસિક સત્તાવાળો છે; અને દોરડીજ ભિન્ન રૂપે ભાસે છે, માટે તે વિવર્ત કહેવાય છે.

૨. पूर्वावस्थाऽपरित्यागेनावस्थान्तरापत्तिर्विवर्तः। પૂર્વની અવસ્થાનો ત્યાગ કર્યા સિવાય બીજી અવસ્થા પ્રાપ્ત થવી તે વિવર્ત. જેમ–અલંકારની પૂર્વાવસ્થા સુવર્ણ છે; તે સુવર્ણનો ત્યાગ કર્યા સિવાય તેમાં અલંકારત્વરૂપ અવસ્થાની પ્રાપ્તિ થઈ છે, માટે એ વિવર્ત છે.

કે અભિન્ન છે એમ નિરૂપણ થઇ શકતું નથી એમ છતાં કાર્યરૂપ છે માટે વિવર્ત છે.

**विवर्तवादः**—अधिष्ठानस्वरूपमपरित्यज्य दोषवशाद्रूपान्तरेण कथनम् । અધિષ્ઠાનના સ્વરૂપને નહિ છોડતાં દોષના યોગથી જૂદા રૂપે પદાર્થ જણાય છે એવું કથન, તે વિવર્તવાદ કહેવાય છે.

**विवर्ताधिष्ठानोपादानम्**-વિવર્તનું અધિષ્ઠાનરૂપ ઉપાદાન કારણ અથવા અધિષ્ઠાન વસ્તુનો અવાસ્તવ અન્યથાભાવ. જેમ,– છીંપમાં છીંપ વસ્તુતઃ બદલાયા સિવાય બીજે રૂપે ( રૂપારૂપે ) જણાય છે, તે અધિષ્ઠાનનો અવાસ્તવ અન્યથાભાવ છે, માટે છીંપ એ રૂપાનું વિવર્તાધિષ્ઠાનોપાદાન જાણવું.

**विविदिषा:**—सद्यः स्वतत्वसाक्षात्कारकरणैकपरायणत्वं जनयत्स्वचित्तवृत्तिः । આત્મતત્ત્વનો સાક્ષાત્કાર તત્કાળ ( યોગોપાસના કે બીજાં વૈદિક સાધનો કરવામાં કાળ વ્યય કર્યા સિવાય ) કરવામાં જ કેવળ તત્પરપણું ઉપજાવનારી પોતાની જે ચિત્તવૃત્તિ તે વિવિદિષા.

**विविदिषासन्न्यासः**—विवेकादिसाधनसम्पन्नेन तत्त्वज्ञानमुद्दिश्य क्रियमाणः सन्न्यासः । વિવેકાદિ ચાર સત્યનો વડે સંપન્ન પુરૂષે તત્ત્વ જ્ઞાનની પ્રાપ્તિ માટે જે સન્ન્યાસ કરાય છે તે વિવિદિષા સંન્યાસ.

એ સંન્યાસ બે પ્રકારનો છેઃ (૧) જન્મની પ્રાપ્તિ કરાવનાર કામ્યકર્માદિનો માત્ર ત્યાગ કરવો ( અને ઘરમાં રહેવું ) તે; અને ( ૨ ) પ્રૈષ મંત્રનો ઉચ્ચાર કરીને દંડ ધારણ કરવારૂપ આશ્રમાન્તર કરવું તે. પહેલા પ્રકારનાં સંન્યાસીએ કેવળ ભગવાનની આજ્ઞા પાળવાની માત્ર બુદ્ધિથી પોતાનાં નિત્યાદિ શ્રોતસ્માર્ત કરતાં રહેવું, અને તે સિવાયના બાકીનાં બધાં કર્મ અને તેના સાધનરૂપ ધન વગેરેની પ્રાપ્તિ માટે દૃઢ અનાદર રાખવો. બીજા પ્રકારના સંન્યાસ માટે,–ગૃહસ્થને જો ધર્મપત્ની વગેરેનો પ્રતિબંધ ન હોય તો વિધિપૂર્વક પ્રૈષોચ્ચાર કરીને દંડ, કમંડલુ, કાષાય રંગવાળી કંથા, બે કોપીન, આચાર વસ્ત્ર અને એક શાટી નામનું બહારનું વસ્ત્ર, એવાં પાંચ વસ્ત્ર સિવાય શિખાસૂત્રાદિ તમામ પરિગ્રહનો ત્યાગ કરવો.

**विवेकः**-नित्यानित्यवस्तुविचारः । આત્મા નિત્ય છે, અને આત્માથી ભિન્ન બ્રહ્મલોક પર્યંત સર્વ અનિત્ય છે, એ પ્રકારે જે શ્રુતિ, સ્મૃતિ અને યુક્તિ વડે વિચાર તેનું નામ વિવેક છે.

૨. સાક્ષી આત્માને પાંચ કોશથી જૂદો કરીને નિશ્ચય કરવો તે વિવેક કહેવાય છે.

**विशिष्टत्वम्**—विशेषणयुक्तत्वम् । વિશેષણથી યુક્ત હોવાપણું. જેમ–' કાળું કમળ ' એમાં ' કાળું ' એ વિશેષણનો ' કમળ ' વિશેષ્ય જોડે વિશેષણ વિશેષ્ય ભાવ સંબંધ છે, માટે એ વાક્ય વિશિષ્ટ કહેવાય છે.

विशिष्टवैशिष्ट्यावगाहिज्ञानम् । એક વિશિષ્ટ ( વિશેષણ વાળા ) પદાર્થમાં બીજા વિશિષ્ટ પદાર્થના સંબંધને વિષય કરનારૂં જે જ્ઞાન તે. જેમ–ઘટત્વ ધર્મ વિશિષ્ટ ઘટ પદાર્થમાં દ્વિત્વત્વ ધર્મ વિશિષ્ટ દ્વિત્વ પદાર્થનાં સંબંધને વિષય કરનારૂં ' બે ઘડા ' એવું જ્ઞાન વિશિષ્ટ વૈશિષ્ટ્યાવગાહિ જ્ઞાન કહેવાય છે.

**विशिष्टात्माविषयकप्रमा**—હું જીવ છું એવી પ્રમા, કેમકે આત્મા અંતઃકરણાદિકથી વિશિષ્ટ છે એવી પ્રમાનેજ જીવ કહે છે.

**विशिष्टाद्वैतम्**—विशिष्टं च ( व्याकृतनामरूपविशिष्टं चिदचित् ) विशिष्टं च ( अव्याकृत नामरूपविशिष्टं चिदचित् ) विशिष्टे, तयोरद्वैतम् । વ્યાકૃત નામરૂપ વિશિષ્ટ ચિત્ અને અચિત્ ( જડ ), તથા અવ્યાકૃત નામ રૂપ વિશિષ્ટ ચિત્ અને અચિત્, એ બેને વિશિષ્ટ કહે છે; તે બેનું અદ્વૈત તે વિશિષ્ટાદ્વૈત.

**विशेषः**—निःसामान्यत्वे सत्येकमात्रसमवेतो विशेषः । જે પદાર્થ જાતિરૂપ સામાન્યથી રહિત હોય છે, તથા એકજ વ્યક્તિ માત્રમાં

સમવેત હોય છે, તે પદાર્થ વિશેષ કહેવાય છે. જેમ–પૃથ્વી, જળ, તેજ, વાયુ, એ ચાર ભૂતોનાં જેટલાં પરમાણુ છે, તે બધાં પરમાણુઓમાં તે વિશેષ રહે છે; એટલે એક એક પરમાણુમાં એક એક વિશેષ સમવાય સંબંધ વડે રહે છે. તથા આકાશ, કાલ, દિશા, એ ત્રણમાં પણ એક એક વિશેષ સમવાય સંબંધ વડે રહે છે. વળી જેટલા આત્મા છે, તથા જેટલાં મન છે, તેમાં પણ એક એક આત્મામાં તથા એક એક મનમાં એક એક વિશેષ સમવાય સંબંધ વડે રહે છે; માટે વિશેષને એક વ્યક્તિમાત્રમાં સમવેત કહ્યો છે, તથા તેમાં કોઈ પણ જાતિરૂપ સામાન્ય રહેતો નથી.

૨. जन्यवृत्त्यवृत्तिपदार्थविभाजकोपाधिमान् विशेषः। જન્ય પદાર્થમાં રહેનારા પદાર્થમાં નહિ રહેનારો એવો જે પદાર્થ વિભાજક ઉપાધિ છે, તે ઉપાધિવાળો પદાર્થ વિશેષ કહેવાય છે. એટલે–વિશેષ જન્ય દ્રવ્યમાં રહેતો નથી, પણ પરમાણુ અને આકાશાદિ નિત્ય દ્રવ્યોમાંજ રહે છે. એવા વિશેષોમાં રહેનારો જે વિશેષત્વ ધર્મ છે, તે જન્યવૃત્તિ અવૃત્તિ પણ છે. એટલે પૃથ્વી આદિક જન્ય દ્રવ્યોમાં રહેનારા ગુણ કર્માદિકમાં અવૃત્તિ છે ( એટલે રહેતો નથી. ) વળી એ વિશેષત્વ ધર્મ પદાર્થ-વિભાજક ઉપાધિરૂપ પણ છે, માટે વિશેષનું ઉક્ત લક્ષણ સંભવે છે.

૩. स्वतो व्यावर्तको विशेषः। જે પદાર્થ પોતાનો તથા પોતાના આશ્રયનો પોતાના સ્વરૂપથીજ વ્યાવર્તક હોય છે, તે પદાર્થ વિશેષ કહેવાય છે. એટલે–એ વિશેષ જે પરમાણુ આદિક નિત્ય દ્રવ્યમાં સમવાય સંબંધથી રહે છે, તે પરમાણુ આદિક નિત્ય દ્રવ્યને બીજા પરમાણુ આદિક નિત્ય દ્રવ્યોથી પોતાના સ્વરૂપ વડેજ ભિન્ન કરી બતાવે છે.

૪. अल्पव्यापकत्वं विशेषः। થોડું વ્યાપકત્વ હોય તે વિશેષત્વ. જેમ, બ્રાહ્મણત્વ જાતિ સામાન્ય હોવાથી તે બ્રાહ્મણ માત્રમાં વ્યાપક છે, અને તેથી તે બહુવ્યાપક છે; પણ દ્રાવિડ બ્રાહ્મણ માત્રમાંજ વ્યાપેલું 'દ્રાવિડત્વ' એ વિશેષ છે, કેમકે સર્વ બ્રાહ્મણ માત્રની અપેક્ષાએ તે અલ્પવ્યાપક છે.

**વિશેષગુણઃ**—રૂપ, રસ, ગંધ, સ્પર્શ, સ્નેહ, સાંસિદ્ધિક દ્રવત્વ, શબ્દ, બુદ્ધિ, સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, ધર્મ, અધર્મ, ભાવના, એ સોળ ગુણો વિશેષ ગુણ કહેવાય છે. સ્થિતિસ્થાપક ગુણ માત્ર પૃથ્વીમાં જ રહે છે એમ જેઓ માને છે, તેમને માટે એ ગુણ પણ વિશેષ ગુણ ગણાય છે; પણ જેઓ પૃથ્વી, જળ, તેજ, વાયુ, ચારેમાં સ્થિતિસ્થાપકત્વ માને છે, તેમને મતે એ સામાન્ય ગુણ છે.

**विशेषणतावच्छेदकधर्मप्रकारकज्ञानम्**—આ વિશિષ્ટ વૈશિષ્ટ્યાવગાહિ જ્ઞાનનું કારણ છે જેમ–'બે ઘડા' એવા વિશિષ્ટવૈશિષ્ટ્યાવગાહિ જ્ઞાનમાં 'બે ઘડા' વિશેષ્ય છે, અને દ્વિત્વ સંખ્યા વિશેષણ છે. એટલે ઘટનિષ્ઠ વિશેષ્યતા નિરૂપિત (ઘડામાં રહેલી વિશેષ્યતા વડે સમજાતી) જે દ્વિત્વનિષ્ઠ વિશેષણતા દ્વિત્વ સંખ્યામાં રહેલી વિશેષણતા છે, તે વિશેષણતા દ્વિત્વ ધર્મ વડે અવચ્છિન્ન છે, માટે તે દ્વિત્વત્વ ધર્મ, ધર્મપ્રકારક દ્વિત્વ વિશેષ્યક (એટલે દ્વિત્વત્વ ધર્મ જેમાં રહેલો છે એવા દ્વિત્વ વિશેષ્યવાળું ) એવું જે 'આ દ્વિત્વ' એવું વિશિષ્ટ જ્ઞાન છે તે, વિશેષણતાવચ્છેદક ધર્મ પ્રકારક વિશિષ્ટ જ્ઞાન કહેવાય છે, અને તે પૂર્વોક્ત વિશિષ્ટવૈશિષ્ટ્યાવગાહિજ્ઞાનનું કારણ થાય છે.

**विशेषणतासन्निकर्षः**—જ્યાં ચક્ષુ આદિક ઇંદ્રિયો વડે ભૂતલ આદિમાં ઘટાદિક પદાર્થોના અભાવનું પ્રત્યક્ષ થાય છે, ત્યાં અભાવના પ્રત્યક્ષમાં ચક્ષુ આદિક ઇંદ્રિયોનો તે અભાવ સાથે વિશેષણતા સન્નિકર્ષ કારણ થાય છે. અભાવનું પ્રત્યક્ષ ચક્ષુ આદિક સર્વ ઇંદ્રિયો વડે થાય છે, માટે જે ઇંદ્રિય વડે જે જે અધિકરણમાં જે જે પદાર્થના અભાવનું પ્રત્યક્ષ થાય છે, તે સ્પષ્ટ કરીને બતાવીએ છીએઃ—

જેમ, ઘટમાં પટત્વ જાતિનો અભાવ રહે છે. એ પટત્વના અભાવનું ચક્ષુ અને ત્વક્ એ ઈંદ્રિયો વડે 'પટત્વના અભાવવાળો ઘટ' એવું પ્રત્યક્ષ થાય છે. તે પટત્વાભાવ વિષયક પ્રત્યક્ષમાં ચક્ષુ અને ત્વક્ ઇંદ્રિયોનો પટત્વાભાવ સાથે સંયુક્ત વિશેષણતા સન્નિકર્ષ કારણ થાય છે. તેમાં ચક્ષુ અને ત્વક્ ઇંદ્રિયવડે સંયુક્ત જે ઘટ છે, તે ઘટમાં પટત્વ જાતિનો અભાવ વિશેષણતા સંબંધે કરીને રહે છે; માટે ચક્ષુ અને ત્વક્ ઇંદ્રિયના સંયુક્ત વિશેષણતા સંબંધે કરીને પટત્વાભાવનું પ્રત્યક્ષ સંભવે છે.

એજ રીતે આત્મામાં સુખ દુઃખાદિનો અભાવ વિશેષતા સંબંધે કરીને રહે છે.

એ પ્રમાણે જે જે દ્રવ્યમાં પદાર્થના અભાવનું જે જે ઇંદ્રિયે કરીને પ્રત્યક્ષ થાય છે, તે તે અભાવના પ્રત્યક્ષમાં તે તે ઇંદ્રિયનો તે તે અભાવ સાથે સંયુક્તવિશેષણતા સન્નિકર્ષજ કારણ હોય છે.

**विशेषणत्वम्**—व्यावर्त्तकत्वम् । એક પદાર્થને અન્ય પદાર્થોથી ભિન્ન કરી બતાવવાપણું તે વિશેષણત્વ.

૨. प्रत्याख्य व्यावृत्त्यधिकरणतावच्छेदकत्वम् । જે વસ્તુનું જ્ઞાન થાય છે, તે વસ્તુને બીજાથી ભિન્ન કરી બતાવવાનું જે અધિકરણ, તેનું જે અવચ્છેદકપણું તે વિશેષણત્વ. જેમ, 'ઘટ' એ પ્રત્યક્ષ (જેનું જ્ઞાન કરવાનું છે તે પદાર્થ) છે; તેની અન્ય ઘટોથી વ્યાવૃત્તિનું અધિકરણ નીલરૂપ છે; તેનું અવચ્છેદક જે નીલત્વ તે વિશેષણત્વ છે.

૩ स्वकालनियतव्यावृत्तिबोधजनकत्वम् । જેટલો કાળ વિશેષણ હોય તેટલા કાળ સુધી નિયમે કરીને વ્યાવૃત્તિ જ્ઞાનને ઉત્પન્ન કરનાર હોવાપણું તે વિશેષણત્વ.

૪. प्रतीयमानवैशिष्ट्यप्रतियोगित्वम् । વિશેષ્ય પદાર્થમાં જે વિશિષ્ટપણું જણાય છે, તેનું પ્રતિયોગી હોવાપણું તે વિશેષણત્વ.

એ વિશેષણ બે પ્રકારનું છે: (૧) કેવલ વિશેષણ, અને (૨) લક્ષણરૂપ વિશેષણ. સજાતીય માત્રની વ્યાવૃત્તિ કરનાર તે કેવલ વિશેષણ; અને પોતાનાથી ભિન્ન તમામની વ્યાવૃત્તિ કરનાર તે લક્ષણ વિશેષણ છે.

**विशेषणविशेष्यता**–मिथो विशेष्यविशेषणयोरनुलोमप्रतिलोमतया विशेष्यविशेषणत्वे । બે શબ્દો પરસ્પર વિશેષણ અને વિશેષ્ય થાય તે વિશેષણવિશેષ્યતા કહેવાય. જેમ 'તે આ દેવદત્ત છે' એમાં 'આ' નું વિશેષણ 'તે', અને 'તે' નું વિશેષણ 'આ' છે. (એ બન્નેમાંથી ભાગત્યાગ લક્ષણાવડે 'દેવદત્ત' માત્રનો બોધ થાય છે.)

**विशेषपदार्थः**—વિશેષ પદાર્થ નિત્ય દ્રવ્યોમાં રહે છે અને નિત્ય હોય છે. પરમાણુ આદિક નિત્યદ્રવ્ય અનેક છે માટે વિશેષણ પણ અનેક છે.

**विशेषात्यन्ताभावः**—જેમ, ભૂતળમાં પીળો ઘડો વિદ્યમાન છતાં 'લીલો ઘડો નથી' એવા પ્રકારની પ્રતીતિ લોકોને થાય છે. એ પ્રતીતિવડે સિદ્ધ થયેલો જે પીળા ઘડાવાળા ભૂતળમાં લીલા ઘડાનો અત્યંતભાવ, તે વિશેષાત્યંતાભાવ કહેવાય છે.

**विशेषान्योऽन्याभावः**—'પીળો ઘડો એ લીલો ઘડો નથી' એવી પ્રતીતિવડે સિદ્ધ એવો જે પીળા ઘડામાં લીલા ઘડાનો અન્યોન્યાભાવ, તે વિશેષાન્યોન્યાભાવ કહેવાય છે.

**विशेषाहङ्कारः**—ब्राह्मणोऽहं क्षत्रियोऽहमित्याद्यभिमानात्मिका चित्तवृत्तिः । હું બ્રાહ્મણ છું, હું ક્ષત્રિય છું, ઇત્યાદિ અભિમાનરૂપ ચિત્તની વૃત્તિ તે વિશેષાહંકાર કહેવાય.

**विशेष्यत्वम्**· व्यावर्त्यत्वम् । જેની વિશેષણ વડે વ્યાવૃત્તિ કરવામાં આવે છે તે વિશેષ્ય.

૨. प्रतीयमानविशिष्टसम्बन्धानुयोगित्वम् । વિશેષણવડે વિશિષ્ટ હોવાપણારૂપ જે સંબંધ જણાય છે, તે સંબંધનું જે અનુયોગીપણું તે વિશેષ્યત્વ.

**વિશ્રામઃ**—प्रवृत्तव्यापारस्यावसानम्। ચાલુ કરેલા વ્યાપારનો અંત તે વિશ્રામ.

**વિશ્વજીવઃ**-जागरे व्यष्टिस्थूलशरीराभिमानी। જાગ્રત અવસ્થામાં વ્યષ્ટિ સ્થૂલ શરીરનો અભિમાની જીવ તે વિશ્વજીવ.

૨. व्यष्टिस्थूलसूक्ष्मकारणशरीरत्रयोपहितं चैतन्यम्। વ્યષ્ટિ એવાં સ્થૂલ, સૂક્ષ્મ અને કારણરૂપ ત્રણે શરીરની ઉપાધિવાળું ચૈતન્ય તે વિશ્વજીવ.

**વિશ્વવ્યસનમ્**-गृहक्षेत्रादिसम्पादनेच्छाहेतुर्व्यसनम्। ઘર, ખેતર, વગેરે સંપાદન કરવાની ઇચ્છાના હેતુરૂપ વ્યસન.

**વિશ્વાસઃ**—निर्दोषत्वेनाभिमानः। નિર્દોષપણાવડે અભિમાન કરવો તે વિશ્વાસ.

**વિષયઃ**- शरीरेन्द्रियभिन्नत्वे सति साक्षात्परंपरया वा भोगोपयोगी विषयः। જે દ્રવ્ય શરીર તથા ઇંદ્રિયોથી ભિન્ન હોઈને ભોગમાં ઉપયોગી થાય છે તે દ્રવ્ય વિષય કહેવાય છે. જેમ,–પૃથ્વી, જળ, તેજ, વાયુ, એ ચારના દ્વ્યણુકરૂપ કાર્યથી માંડીને તે તમામ કાર્ય દ્રવ્ય સુધી શરીર અને ઇંદ્રિયોથી ભિન્ન છે, અને જીવોના ભોગને માટે (સાક્ષાત્ કે પરંપરાથી) ઉપયોગી છે માટે તે વિષય કહેવાય છે.

૨. विचारार्हं वाक्यं विषयः। વિચારને માટે યોગ્ય એવું વાક્ય તે વિષય.

૩. विचारविधायकं वाक्यम्। વિચારનું વિધાન કરનારૂં વાક્ય તે વિષય.

૪. शास्त्रजप्रमानिवर्त्याज्ञानगोचरोऽर्थः। શાસ્ત્રથી ઉત્પન્ન થયેલા પ્રમાણજન્ય જ્ઞાન વડે જેની નિવૃત્તિ થઈ શકે એવો અજ્ઞાનગોચર અર્થ તે વિષય.

૫. पदवाच्यविषयः। પદનું જે વાચ્ય હોય તેને વિષય કહે છે.

૬. ज्ञायमानत्वे सति भोगोपयोगी विषयः। જાણી શકાય એવો હોઇને જે ભોગને માટે ઉપયોગી હોય તે વિષય કહેવાય.

૭. शरीरेन्द्रियभिन्नत्वे सति साक्षात्परम्परया वोपभोगसाधनत्वे सति जन्यद्रव्यत्वं विषयत्वम्। શરીર તથા ઇંદ્રિયોથી ભિન્ન હોઇને, તથા સાક્ષાત્ કે પરંપરાથી ઉપભોગનું સાધન હોઇને જે જન્ય દ્રવ્યપણું તે વિષયત્વ.

**વિષયગતપરોક્ષતા-વિષયાપ્રત્યક્ષત્વમ્**-योग्यविषयस्यानावृतसंवित्तादात्म्याभावत्वम्। યોગ્ય એવા વિષયનું આવરણરહિત સંવિત્ (જ્ઞાન-ચૈતન્ય) ની સાથે તાદાત્મ્યનું જે અભાવપણું. તે વિષયગત પરોક્ષતા અથવા વિષયની અપ્રત્યક્ષતા કહેવાય છે.

**વિષયગતાપરોક્ષતા-વિષયપ્રત્યક્ષત્વમ્**-इन्द्रियजन्यज्ञानविषयत्वम्। (નૈયાયિકોને મતે), ઇંદ્રિયજન્ય જ્ઞાનનું વિષયપણું તે વિષયગત અપરોક્ષતા અથવા વિષયનું પ્રત્યક્ષત્વ કહેવાય છે.

૨. प्रमातृसत्ताऽभिन्नसत्ताकयोग्यत्वे सति स्वाकारवृत्त्युपहितप्रमातृचैतन्याभिन्नत्वम्। (વેદાંતીઓને મતે) પ્રમાતાની સત્તાથી જેની સત્તા ભિન્ન નથી એવી સત્તાને યોગ્ય હોય, તથા વિષયાકાર અંતઃકરણની વૃત્તિથી ઉપહિત હોય, એવા પ્રમાતૃચૈતન્યથી જે અભિન્નપણું તે વિષયગત અપરોક્ષતા કે વિષયની પ્રત્યક્ષતા કહેવાય.

૩. प्रमातृसत्ताऽभिन्नसत्ताकयोग्यत्वे सति स्वाकारवृत्त्युपहितप्रमातृचैतन्यसत्तातिरिक्तसत्ताशून्यत्वम्। (અર્થ ઉપર પ્રમાણેજ છે; માત્ર-'પ્રમાતૃ ચૈતન્યની સત્તાથી ભિન્ન સત્તારહિતપણું' એટલો છેવટના શબ્દોમાં ફેરફાર છે.)

૪. प्रमातृसत्ताऽभिन्नसत्ताकयोग्यत्वे सति स्वाकारवृत्त्युपहितसाक्षिचैतन्याध्यस्तत्वम्। પ્રમાતાની સત્તાથી જેની સત્તા ભિન્ન નથી એવી સત્તાને યોગ્ય હોય, તથા વિષયકાર અંતઃકરણની વૃત્તિથી ઉપહિત હોય એવા સાક્ષીચૈતન્યમાં અધ્યસ્તપણું તે વિષયગત અપરોક્ષતા અથવા વિષયની પ્રત્યક્ષતા કહેવાય.

૫. तत्तदर्थस्य स्वव्यवहारानुकूलचैतन्याभेदत्वम् । તે તે પદાર્થનું પોતપોતાના વ્યવહારને અનુકૂળ ચૈતન્ય સાથે અભેદપણું તે વિષયગત અપરોક્ષતા કે વિષયની પ્રત્યક્ષતા.

**विषयचैतन्यम्**—ઘટપટાદિક વિષયો વડે અવચ્છિન્ન ચૈતન્ય.

**विषयवासना**—शब्दादिविषयाणां भुज्यमानत्वदशाजन्यः संस्कारः । શબ્દાદિ વિષયો જે વખતે ભોગવાતા હોય તે વખતના ઉત્પન્ન થયેલા સંસ્કાર તે વિષયવાસના કહેવાય.

**विषयानन्दः**—तत्तत्स्रक्चन्दनवनितादिविषयकारिकाग्र्यबुद्ध्यभिव्यंग्यानन्दः । માળાઓ, ચંદન, સ્ત્રી, વગેરે તે તે વિષયાકાર એકાગ્રપણાની બુદ્ધિવડે અભિવ્યક્ત થવા યોગ્ય જે આનંદ તે વિષયાનંદ.

**विषयानुबन्धः**—( 'અભિધેયાનુબંધ' ) શબ્દ જુઓ.

**विषयासक्तिः**—શબ્દ, સ્પર્શ, વગેરે વિષયોમાં જે રાગ તે વિષયાસક્તિ છે.

**विसंवादिप्रवृत्तिः**—નિષ્ફળ પ્રવૃત્તિ.

**विहितकर्म**–શ્રુતિ, સ્મૃતિ, અને શાસ્ત્રોએ જે કર્મ કરવાનું વિધાન કર્યું છે, તે વિહિત કર્મ કહેવાય છે. જેમ, સંધ્યાવંદન, અગ્નિહોત્ર, આદિક કર્મ વિહિત કર્મ છે.

**विहितत्वम्**—धर्मापादकत्वम् । ધર્મની પ્રાપ્તિ કરે એવું હોવાપણું.

**वीतानुमानम्**—अन्वयमुखेन प्रवर्तमानं विधायकमनुमानं वीतानुमानम् । અન્વયદ્વારા પ્રવર્તમાન વિધાયક અનુમાન તે વીતાનુમાન.

**वृत्तिः**—शाब्दबोधहेतुपदार्थोपस्थित्यनुकूलः पदपदार्थयोः सम्बन्धो वृत्तिः । શાબ્દબોધની હેતુ જે પદાર્થની ઉપસ્થિતિ એટલે સ્મૃતિ છે, તે સ્મૃતિને અનુકૂળ જે પદપદાર્થનો સંબંધ. તે સંબંધનું નામ વૃત્તિ. જેમ ઘટાદિક પદાર્થોના શાબ્દ બોધનો હેતુ જે ઘટાદિક અર્થો સાથે શક્તિ આદિક સંબંધ છે, તે સંબંધ વૃત્તિ કહેવાય છે. એ વૃત્તિરૂપ સંબંધનું જ્ઞાન જે પુરૂષને પૂર્વે હોય છે, તે પુરૂષને તે ઘટાદિક પદના શ્રવણથી ઘટાદિક અર્થની સ્મૃતિ થાય છે; અને જે પુરૂષને એ વૃત્તિરૂપ સંબંધનું જ્ઞાન પૂર્વે નથી હોતું, તે પુરૂષને તે ઘટાદિક પદનું શ્રવણ થયા છતાં પણ ઘટાદિક અર્થની સ્મૃતિ થતી નથી આ પ્રકારે અન્વય-વ્યતિરેક વડે એ વૃત્તિજ્ઞાન પદજન્ય પદાર્થની સ્મૃતિમાં ઉપયોગી થાય છે.

પદની એ વૃત્તિના બે પ્રકાર છેઃ (૧) શક્તિ અને (૨) લક્ષણા. ( એનાં લક્ષણો તે તે શબ્દોમાં જોવાં. )

૨. विषयचैतन्याभिव्यञ्जकोऽन्तःकरणाज्ञानयोः परिणामविशेषो वृत्तिः । વિષય ચૈતન્યનો અભિવ્યંજક ( વ્યક્ત કરનાર જણાવનાર ) જે અંતઃકરણ અને અજ્ઞાનનું પરિણામ વિશેષ તે વૃત્તિ. તેમાં વ્યાવહારિક ઘટપટાદિક અર્થાકાર વૃત્તિમાં **અંતઃકરણના પરિણામરૂપ** વૃત્તિ છે; અને પ્રાતિભાસિક શુક્તિરજતાદિ અર્થાકાર વૃત્તિમાં **અજ્ઞાનના પરિણામરૂપ** વૃત્તિ છે. એ વૃત્તિ બે પ્રકારની છેઃ (૧) પ્રમાવૃત્તિ, અને (૨) અપ્રમાવૃત્તિ.

**वृत्तिविषयत्वम्**—शक्तिलक्षणाकृत्तद्धितान्तसमासानामन्यतमज्ञानाधीनज्ञानविषयत्वम् । શક્તિ, લક્ષણા, કૃદંત, તદ્ધિતાંત, અને સમાસ, એ બધામાંથી ગમે તે એકના જ્ઞાનને અધીન જે જ્ઞાનનું વિષયપણું તે વૃત્તિવિષયત્વ કહેવાય.

**वृत्तिव्याप्तित्वम्**—विशिष्टशब्दादिप्रमाणबलात् तत्तद्विषयाकारधीसमुन्मेषाभिव्यक्तत्वम् । વિશિષ્ટ શબ્દાદિ પ્રમાણના બળથી તે તે વિષયાકાર બુદ્ધિના ઉદયનું પ્રકટ થવાપણું.

**वेगः**—मनोवृत्तिवृत्तिसंस्कारत्वव्याप्यजातिमान् वेगः । મનમાં રહેનારા પદાર્થ વિષે રહેનારી, તથા સંસ્કારત્વ જાતિની વ્યાપ્ય એવી જે જાતિ છે, તે જાતિવાળો ગુણ વેગ કહેવાય છે. મતલબ કે મન વિષે વેગ રહે છે.

તે વેગમાં વેગત્વ જાતિ રહે છે, માટે તે વેગત્વ જાતિ મનોવૃત્તિવૃત્તિ કહેવાય છે, અને વેગ, સ્થિતિસ્થાપક તથા ભાવના આ ત્રણ પ્રકારના સંસ્કારોમાં રહેનારી જે સંસ્કારત્વ જાતિ છે, તે સંસ્કારત્વ જાતિની વ્યાપ્ય વેગત્વ જાતિ છે. એવી વેગત્વ જાતિ બધા વેગોમાં સમવાય સંબંધથી રહે છે, માટે ઉક્ત લક્ષણ સંભવે છે.

**वेगसंस्कारः**—क्रियाजन्यत्वे सत्यन्यक्रियाजनकः। જે સંસ્કાર કોઇ ક્રિયાથી ઉત્પન્ન થાય એવો હોય, તથા તે બીજી ક્રિયાનો જનક હોય, તે સંસ્કાર 'વેગસંસ્કાર' કહેવાય છે.

**वेदः**—अपौरुषेयं वाक्यं वेदः। જે પુરૂષે રચેલું વાક્ય ન હોય તે વેદ. અર્થાત્ ભારતાદિ જેમ પુરૂષે રચેલાં છે તેમ જેની રચના કોઈ મનુષ્યે ન કરી હોય તે વેદ.

૨. संप्रदायानुसारेण स्वरादिविशिष्टा या वर्णानुपूर्वी परिपाटी स वेदः। ચાલતા આવેલા સંપ્રદાયને અનુસરીને જેમાં સ્વરાદિક અક્ષરોવાળી અક્ષરોની અનુક્રમવાળી રચનાની પદ્ધતિ હોય તે વેદ. (**મીમાંસક**)

૩. इष्टप्राप्त्यनिष्टपरिहारयोरलौकिकमुपायं यो ग्रन्थो वेदयति स वेदः। ઇષ્ટ અર્થની પ્રાપ્તિ અને અનિષ્ટ અર્થને દૂર કરવાનો અલૌકિક ઉપાય જે ગ્રંથ જણાવે છે તે વેદ. (**સાયણાચાર્ય**).

૪. धर्मब्रह्मप्रतिपादकमपौरुषेयं प्रमाणवाक्यं वेदः। ધર્મનું અને બ્રહ્મનું પ્રતિપાદન કરનારૂં અપૌરુષેય પ્રમાણરૂપ વાક્ય તે વેદ. (**મધુસૂદન**).

૫. मंत्रब्राह्मणात्मको वेदः। જે મંત્રાત્મક અને બ્રાહ્મણાત્મક હોય તે વેદ. (મંત્રોના વિનિયોગને સમજાવનારો ગદ્ય ભાગ તે બ્રાહ્મણ કહેવાય છે.) અથવા—

૬. मंत्रब्राह्मणसमुदायो वेदः। મંત્ર અને બ્રાહ્મણનો સમુદાય તે વેદ.

**वेदनास्कन्धः** (બૌદ્ધમતે)—હું સુખી છું, હું દુઃખી છું, એ પ્રકારનો જે સુખદુઃખનો અનુભવ તેનું નામ વેદનાસ્કંધ છે.

**वेदनीयकर्म** (જૈનમતે)—અમારે જાણવા યોગ્ય તત્ત્વ છે, એવા પ્રકારના જ્ઞાનનું હેતુભૂત જે કર્મ તે વેદનીયકર્મ.

૨. નામિક કર્મ થયા પછી સ્ત્રીના ઉદરના બુદ્બુદનો જે જઠરાગ્નિ તથા પ્રાણવાયુવડે ઘનીભાવ તે વેદનીય કર્મ.

**वेदान्तः**—वेदानामन्तोऽवसानभागः। વેદનો અંતભાગ–છેલ્લો ભાગ તે વેદાન્ત.

**वैखरीवाक्**—मौखिक वाय्वभिव्यङ्ग्यः सर्वश्रुतिगोचरः स्थूलः शब्दः। મુખના વાયુવડે વ્યક્ત થાય એવો અને સર્વનાથી સંભળાય એવો સ્થૂલ શબ્દ તે વૈખરી વાણી.

**वैखानसः**—अकृष्टपच्यौषधीभिर्ग्रामबहिष्कृताभिरग्निहोत्रादिकुर्वन् वैखानसः। વગર ખેડયે ગામની બહાર પાકેલી ડાંગર વગેરે ઔષધી વડે અગ્નિહોત્ર વગેરે કરતો (જે વાનપ્રસ્થાશ્રમી તે) વૈખાનસ.

**वैदिकशब्दतात्पर्यम्**—ઉપક્રમાદિ ૭ લિંગ વડે તાત્પર્યનો નિશ્ચય કરવો તે. એ ૭ લિંગઃ—" उपक्रमोपसंहारावभ्यासोऽपूर्वताफलम्। अर्थवादोपपत्तिश्च लिङ्गं तात्पर्यनिर्णये॥" એવાં છે. (એનો વિસ્તારથી અર્થ અન્યત્ર આપ્યો છે તે જોવો.)

**वैधर्म्यम्**—વિરુદ્ધ ધર્મ. ૨. "यदुक्तं यस्य साधर्म्यवैधर्म्यमितरस्य तत्"–"જે ધર્મમાં જેનું સાધર્મ્ય હોય તે ધર્મમાં બીજાનું વૈધર્મ્ય હોય છે." (प्रशस्तपाद, ૧. ૩.)

૩. असाधारणो धर्मो वैधर्म्यम्। એકનો જે જે અસાધારણ ધર્મ, તે બીજાનું વૈધર્મ્ય કહેવાય.

૪. तद्वृत्तित्वे सति तदितरावृत्तित्वम्। જે પદાર્થમાં જે ધર્મ હોય તે ધર્મનું તેનાથી બીજા પદાર્થમાં ન હોવાપણું તે વૈધર્મ્ય.

**वैधर्म्यदृष्टान्तः**—જે દૃષ્ટાન્ત નિશ્ચિત સાધ્યાભાવવાળું તથા નિશ્ચિત સાધનાભાવ-

વાળું હોય છે તે દૃષ્ટાન્ત વૈધર્મ્ય દૃષ્ટાન્ત કહેવાય છે. જેમ, હ્રદ (પાણીનો ધરો) એ, 'पर्वतो वह्निमान् धूमात्' એ પ્રસિદ્ધ અનુમાનમાં વૈધર્મ્ય દૃષ્ટાન્ત છે; કેમકે પાણીના ધરામાં સાધ્ય (અગ્નિ) નો અભાવ નિશ્ચિત છે, તેમ સાધન (ધૂમ) નો અભાવ પણ નિશ્ચિત છે. એને વ્યતિરેક દૃષ્ટાન્ત પણ કહે છે.

**वैधर्म्यदोपः**—एकधर्म्यसमावेशः । એક ધર્મવાળા પદાર્થોનો અસમાવેશ, એ વૈધર્મ્ય-દોષ છે.

**वैधर्म्यसमाजातिः**—वैधर्म्येण ' स्थापना हेतुदूषकमुत्तरं वैधर्म्यसमा । વૈધર્મ્યના કારણથી સ્થાપના હેતુનો દૂષક જે ઉત્તર તેનું નામ વૈધર્મ્યસમા જાતિ છે. ('સાધર્મ્યસમા' શબ્દનું ઉદાહરણ જુઓ.) ઉદા૦—જો કદાચિત્ ક્રિયાવાળા લોષ્ટના સાધર્મ્યથી આત્મા ક્રિયા-વાળો થાય, તો તે લોષ્ટના વિભુત્વરૂપ વૈધ-ર્મ્યથી તે આત્મા નિષ્ક્રિય કેમ નહિ હોય! આ ઉદાહરણમાં લોષ્ટના સાધર્મ્યથી આત્મા ક્રિયાવાળો તો હોય છે, પરંતુ તે લોષ્ટના વૈધર્મ્યથી તે આત્મા નિષ્ક્રિય નથી હોતો, એ અર્થમાં કાંઇ પણ નિયામક નથી. એવા ઉત્તરનું નામ વૈધર્મ્યસમાજાતિ છે.

**वैभापिकः**—બુદ્ધનો ચોથો શિષ્ય. એ બાહ્ય પદાર્થનું અસ્તિત્વ માને છે, અને તેને પ્રત્યક્ષ જ્ઞાનનો વિષય પણ માને છે.

**वैयधिकरण्यम्**—भिन्नभिन्नविभक्त्यन्तानां पदानां विभिन्नार्थनिष्ठत्वम् । જૂદી જૂદી વિભક્તિ-વાળાં પદોનું જૂદા જૂદા અર્થમાં સ્થિતિપણું—હોવાપણું.

**वैयात्यम्**—अप्रतिसमाधेयप्रश्नपरम्परायां मौनं वैयात्यम् । સમાધાન કરવાને અશક્ય એવી જે વાદીના પ્રશ્નોની પરંપરા છે. તે પ્રાપ્ત થતાં જે મૌન ધારણ કરવું, તેનું નામ વૈયાત્ય છે. જેમ,—કોઇ પૂછે કે, ઈશ્વરના સાધક પ્રમાણ વિષે શું પ્રમાણ છે? તે પ્રમાણના સાધક પ્રમાણ વિષે શું પ્રમાણ છે? આવી વાદીની શંકાઓની નિવૃત્તિ વૈયાત્યરૂપ તર્કથી થાય છે. અર્થાત્ કાંઇ ઉત્તર ન આપવો એજ એનો ઉત્તર છે.

૨. निर्लज्जत्वम्—નિર્લજ્જપણું, એઅદબી, તે વૈયાત્ય.

**वैराग्यम्**—આ લોકમાં તથા સ્વર્ગાદિ લોકનાં જેટલાં વિષયજન્ય સુખો છે તથા તે સુખનાં જે જે સાધન છે, તે સર્વની ઇચ્છાથી રહિતપણું તે વૈરાગ્ય.

૨. विषयेषु जिहासा—વિષયોના ત્યાગની ઇચ્છા તે વૈરાગ્ય.

૩. विषयेषु वैतृष्ण्यम्—વિષયોમાં તૃષ્ણા-રહિતપણું તે વૈરાગ્ય.

૪. दृष्टादृष्टविषयेषु स्पृहाविरोधिचित्तपरिणाम-विशेषो वैराग्यम् । દૃષ્ટ (આ લોકના) તથા અદૃષ્ટ (પરલોકના) વિષયોમાં સ્પૃહાનું વિરોધી એવું એક પ્રકારનું ચિત્તનું પરિણામ તે વૈરાગ્ય. એ વૈરાગ્ય બે પ્રકારનું છેઃ (૧) પર-વૈરાગ્ય (૨) અપરવૈરાગ્ય.

**वैराग्यकारणम्**—વિષયોમાં દોષદર્શન એ વૈરાગ્યનું કારણ છે. જેમ,—" शरीरं व्रण-वत्तद्वदन्नं च व्रणलेपनम् । व्रणशोधनवत्स्नानं वस्त्रं च व्रणपट्टवत् ॥१॥ " શરીરમાંથી છિદ્રોદ્વારા મળ નીકળ્યા કરે છે માટે તેને વ્રણ જેવું (ધારાં પડેલા ગૂમડા આદિ જેવું) જાણવું; અન્ન ખાવામાં આવે છે તે વ્રણ ઉપરના લેપ જેવું જાણવું; સ્નાન કરવામાં આવે છે તે વ્રણને ધોવા જેવું જાણવું; તથા વસ્ત્ર પહેર-વામાં આવે છે તે વ્રણ ઉપરના પાટા જેવું જાણવું. ઈત્યાદિ દોષદર્શન વૈરાગ્યનું કારણ છે.

**वैराग्यपूर्णता**—સર્વ લોકથી ઉત્કૃષ્ટ જે બ્રહ્મલોક છે, તેને પણ તણખલાની પેઠે તુચ્છ જાણીને તેના સુખમાં અનિચ્છા હોવી તે વૈરાગ્યની પૂર્ણતાનો અવધિ છે.

**वैराग्यफलम्**—વિના પ્રયત્નથી પ્રાપ્ત થયેલા ભોગોમાં પણ ચિત્તની જે અદીનતા છે. તે વૈરાગ્યનું ફળ છે.

**वैराग्यसाधनम्**—આ લોક તથા પરલોકના વિષયોમાં સાતિશય ( એટલે પોતાને પ્રાપ્ત થયેલા વિષયો કરતાં પણ ઉત્તમ વિષયોવાળા બીજા છે એમ જાણવાથી જે અપૂર્ણતા રહેવી તે ), અનિત્યતા, આદિક દોષો જોવારૂપ જે દોષદષ્ટિ છે, તે વૈરાગ્યનું સાધન છે.

**वैशिष्ट्यम्**—સંબંધ, જેમ, 'भूतलं घटविशिष्टम्'–'ભૂતળ ઘટના સંબંધવાળું છે.' એમાં, ઘડા વડે વિશિષ્ટ એટલે વિશેષવાળું ભૂતળ કહ્યું છે. માટે એ વિશિષ્ટપણાનો સંબંધ ભૂતળ સાથે છે, એ ભૂતળમાં વૈશિષ્ટ્ય છે.

**वैशेषिकशास्त्रम्**—कणादप्रणीतं विशेषपदार्थमधिकृत्यकृतो ग्रन्थः । કણાદ મુનિએ 'વિશેષ' નામના પદાર્થને ઉદ્દેશીને રચેલું શાસ્ત્ર.

**वैश्वदेवः**—પંચમહાયજ્ઞરૂપ એક પ્રકારનું સ્માર્ત નિત્યકર્મ ગૃહીના ઘરમાં ખાંડણીયો, ઘંટી, ચૂલો, પાણિયારૂં, અને સાવરણી, એ પાંચ જીવહિંસા થવાનાં સ્થળ છે; એ હિંસારૂપ પાપનું નિવારણ કરવા માટે જે કર્મ કરવાનું કહ્યું છે તે વૈશ્વદેવ.

**वैश्वदेवबलिः**—अग्निपितृगोश्वकाकादिभ्यो मन्त्रविशेषेणदीयमानो बलिः । ( વૈશ્વદેવમાં ) અગ્નિ ( દેવ ), પિતૃ, ( મનુષ્ય ), ગાય, કૂતરૂં, કાગડો, ( અને કીટપતંગાદિ ), એ સર્વને અમુક મંત્રોચ્ચારપૂર્વક જે બલિ આપવામાં આવે છે તે.

**वैश्वानरः**—સમષ્ટિ સ્થૂલ શરીર વડે ઉપહિત ચૈતન્ય. એને 'વિરાટ્' પણ કહે છે. અથવા–સમષ્ટિ સ્થૂલ શરીર, સૂક્ષ્મશરીર, તથા તે બન્નેનું કારણ માયા, એ ત્રણ વડે ઉપહિત ચૈતન્ય તે વૈશ્વાનર. ( વિરાટ્ શબ્દ જુઓ. ) ૨. અગ્નિ.

**वैषयिकसुखम्**—શબ્દ, સ્પર્શ, વગેરે વિષયોના સાક્ષાત્કારવડે જન્ય જે સુખ છે, તે સુખ વૈષયિક કહેવાય છે.

**वैष्णवः**-वैखानसाद्यागमोक्तदीक्षायुक्तः । વૈખાનસ વગેરે આગમમાં કહેલી દીક્ષાવાળો તે વૈષ્ણવ. **(નિર્ણયસિંધુ)**.

**व्यक्तिः**—કોઈપણ એક પદાર્થ.

**व्यक्त्यभेदः** ( जातिबाधकः )—स्वाश्रयनिष्ठस्वाश्रयप्रतियोगिकभेदाभावो व्यक्त्यभेदः ) આકાશ, કાળ અને દિશા, એ ત્રણ દ્રવ્યોમાં યથાક્રમે રહેનારા જે આકાશતત્વ, કાલત્વ, અને દિક્ત્વ, એવા ધર્મ છે, એ ત્રણ ધર્મો જાતિ કહેવાતા નથી, કેમકે વ્યક્ત્યભેદ નામે દોષ તે જાતિનો બાધક છે. આકાશાદિ ત્રણે દ્રવ્યો નાના હોતાં નથી, પણ એક એક વ્યક્તિરૂપ હોય છે; માટે આકાશમાં આકાશનો ભેદ રહેતો નથી. એજ પ્રમાણે કાળમાં કાળનો અને દિશામાં દિશાનો ભેદ રહેતો નથી. જો આકાશાદિ નાના હોત, તો એક આકાશમાં બીજા આકાશનો, એક કાળમાં બીજા કાળનો, અને એક દિશામાં બીજી દિશાનો ભેદ રહેત; પણ તે નાના નથી, માટે તે આકાશાદિમાં સ્વઆશ્રયનિષ્ઠ ( એટલે ભેદાભાવનો આશ્રય જે આકાશાદિ તેમાં રહેલો ) સ્વઆશ્રયપ્રતિયોગિક ( એટલે સ્વાશ્રયરૂપ આકાશાદિનો પ્રતિયોગી હોય એવા ) ભેદનો અભાવ રહેલો છે. અર્થાત્ આકાશ પોતે પોતાનું પ્રતિયોગી હોઇ શકતું નથી, માટે આકાશાદિ એકજ વ્યક્તિ આકાશાદિમાં વ્યક્ત્યભેદ રહેલો છે. એવો વ્યક્ત્યભેદ જ્યાં જ્યાં હોય ત્યાં જાત હોઈ શકે નહિ. તાત્પર્ય કે નાના ધર્મીઓ વિષે એક એક ધર્મપ્રચારક જે અનુગત બુદ્ધિ છે, તે અનુગત બુદ્ધિજ જાતિપણાની સાધક છે. મતલબ કે એકજ વ્યક્તિમાં જાતિ સામાન્ય હોઇ શકે નહિ.

**व्यञ्जकत्वम्**—स्वविषयेऽस्ति प्रकाशते इत्यादि व्यवहारप्रतिबन्धकमात्रापनेतृत्वम् । વ્યંગવિષયમાં 'તે છે', 'તે જણાય છે' ઇત્યાદિ વ્યવહારનું પ્રતિબંધક માત્ર જે હોય તેને દૂર કરનાર હોવાપણું તે વ્યંજકત્વ.

**व्यञ्जनावृत्तिः**—વાચ્ય, લક્ષ્ય, અને તાત્પર્ય એ ત્રણ અર્થથી ભિન્ન કોઈ ચમત્કારી અર્થનું ભાન શબ્દનો જે વૃત્તિથી થાય તેને વ્યંજનાવૃત્તિ કહે છે. જેમ, 'तीरे घोषः'

(કાંઠાપર ગોશાળા છે) એમ કહેવાથી શ્રોતાને રહેલાર્થથી કાંઠાપર રહેલી ગોશાળાનો બોધ થઈ શકે તેમ હતું, એમ છતાં "गंगायां घोषणः" (ગંગા ઉપર ગોશાળા છે), એમ કહેવાનો હેતુ ગંગાની શીતલતા, પાવનતા આદિકનો બોધ કરવા માટે છે. એ શીતલતા, પાવનતા આદિકની પ્રતીતિ ગંગાપદની લક્ષણાવૃત્તિથી થઇ શકતી નથી, તેમ શક્તિવૃત્તિથી થઈ શકતી નથી. તેમ વક્તાનું તાત્પર્ય પણ ગોશાળાનું સ્થાન બતાવવામાં છે; માટે એ ત્રણેથી ભિન્ન શીતલતા, પાવનતાદિક અર્થનું ભાન આ વૃત્તિથી થાય છે, માટે એ વ્યંજના વૃત્તિ છે.

**व्यतिकरः**—મિશ્રણ, ભેળસેળ.

**व्यतिरेकः**—यदभावे यदभावो व्यतिरेकः। એકના અભાવથી બીજાનો પણ અભાવ તે વ્યતિરેક. ૨. અન્વયથી ઉલટો તે વ્યતિરેક. ૩. સંબંધ ન હોવો તે વ્યતિરેક. ૪. ન હોવું તે. જેમ, સ્વપ્નમાં જાગ્રતના સ્થૂલ શરીરાદિનું ભાન થતું નથી; સુષુપ્તિમાં સ્વપ્નના સૂક્ષ્મ શરીરાદિનું ભાન થતું નથી; સમાધિમાં સુષુપ્તિના કારણ શરીરનું ભાન થતું નથી; એવી રીતે સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ શરીરોનો તે તે અવસ્થા સાથે વ્યતિરેક છે.

**व्यतिरेकवैराग्यम्**—चित्तगतदोषाणां मध्ये पक्वेभ्योऽपक्वान् व्यतिरेकेणावधार्य तज्जिहासा। ચિત્તમાં રહેલા રાગાદિક દોષમાંથી આટલા દોષ તો મારા નિવૃત્ત થયા છે અને આટલા દોષ બાકી રહ્યા છે, એવા પ્રકારનો વ્યતિરેકથી નિશ્ચય કરીને બાકી રહેલા દોષોને દૂર કરવા માટે જે ઇચ્છારૂપ પ્રયત્ન તે વ્યતિરેક વૈરાગ્ય કહેવાય.

**व्यतिरेकव्यभिचारः**—कारणाभावे कार्यसत्त्वम्। કારણનો અભાવ છતાં કાર્યની ઉત્પત્તિ કહી હોય, ત્યાં વ્યતિરેક વ્યભિચાર જાણવો. જેમ, નાસ્તિક ગ્રંથોમાં મંગળરૂપ કારણ ન છતાં ગ્રંથ સમાપ્તિરૂપ કાર્ય દેખાય છે, માટે એ વ્યતિરેક વ્યભિચાર છે.

૨. कार्याधिकरणवृत्त्यत्यन्ताभावप्रतियोगित्वम्। કાર્યના અધિકરણમાં (કારણમાં) રહેલો જે અત્યંતાભાવ તેનું પ્રતિયોગિપણું (મતલબ કે કારણના અત્યંતાભાવવાળું જે કાર્ય] તે વ્યતિરેકવ્યભિચાર.

**व्यतिरेकव्याप्तिः**—साध्याभावव्यापकीभूताभावप्रतियोगित्वम्। સાધ્યના અભાવનો વ્યાપકભૂત જે અભાવ છે, તે અભાવનું જે પ્રતિયોગિપણું તેનું નામ વ્યતિરેક વ્યાપ્તિ. જેમઃ–पर्वतो वह्निमान् धूमात् (પર્વત અગ્નિવાળો છે, ધૂમરૂપ હેતુથી.)' આ પ્રસિદ્ધ અનુભવમાં વહ્નિરૂપ સાધ્યનો અભાવ હ્રદ (પાણીના ધરા) માં રહે છે, તથા ધૂમરૂપ હેતુનો અભાવ પણ તે ધરામાં રહે છે અને જ્યાં જ્યાં વહ્નિનો અભાવ હોય છે. ત્યાં ત્યાં ધૂમનો પણ અભાવ હોય છે.' એ રીતે ધૂમાભાવ એ વહ્નિના અભાવનો વ્યાપક પણ છે; તે સાધ્યાભાવના વ્યાપકીભૂત ધૂમાભાવનું પ્રતિયોગિપણું તે ધૂમરૂપ હેતુ વિષે રહેલું છે. એ જ તે ધૂમરૂપ હેતુમાં વહ્નિરૂપ સાધ્યની વ્યતિરેક વ્યાપ્તિ છે.

**व्यतिरेकसहचारः**—कारणाभावे कार्याभावः। કારણનો અભાવ હોય તો જરૂર કાર્યનો પણ અભાવ જ હોય, ત્યાં વ્યતિરેક સહચાર રહે છે. જેમ, માટી વગેરે કારણો ન હોય તો તો ઘડો પણ ઉપજે નહિ, એવે સ્થળે માટી વગેરે કારણો વ્યતિરેક સહચાર વાળાં કહેવાય છે.

**व्यतिहारः**—પરસ્પર કોઇ ક્રિયા કરવી તે.

**व्यधिकरणत्वम्**—तदनधिकरणावृत्तित्वम्। તેના અનધિકરણમાં ન હોવાપણું. જેમ–કપિના સંયોગોના અભાવનું વ્યધિકરણત્વ તેના પ્રતિયોગી કપિસંયોગમાં છે. અર્થાત્ વૃક્ષની સાથે કપિનો સંયોગ એ કપિસંયોગના અભાવનું અધિકરણ કહેવાય નહિ, માટે તેને વ્યધિકરણ કહે છે.

૨. भिन्नविभक्त्यन्तत्वे सति भिन्नार्थनिष्ठत्वम्। પદની વિભક્તિ ભિન્ન હોઇને ભિન્ન અર્થમાં હોવાપણું તે વ્યધિકરણત્વ.

**વ્યપદેશ:** — निमित्तसद्भावाद्विशिष्टोऽपदेशो मुख्यो व्यवहारः । નિમિત્તના હોવાપણાને લીધે વિશિષ્ટ એવો અપદેશ એટલે મુખ્ય વ્યવહાર, તે વ્યપદેશ કહેવાય.

૨. एकस्मिन्नुभयारोपः । એક જ પદાર્થમાં બે વિષયોનો આરોપ. જેમ,—દેવદત્તને એકજ છોકરો છે, તેથી મોટો પણ તે છે અને નાનો પણ તે છે.

**વ્યભિચાર:**—साध्याभाववद्वृत्तित्वम् । સાધ્યના અભાવમાં હેતુનું રહેવાપણું તે વ્યભિચાર.

**વ્યભિચારી**—साध्यवज्जातीयवृत्तित्वे सति अन्यत्र वर्तते सः । જે હેતુ પોતાના સાધ્યવાળી જાતિમાં રહેલો હોય અને વળી સાધ્યવાળી જાતિથી અન્યત્ર પણ રહેતો હોય તે હેતુ વ્યભિચારી કહેવાય. જેમ, 'અગ્નિ' સાધ્ય છે, અને તેનો હેતુ 'જડત્વ' છે એમ કોઇ કહે, તો તે હેતુ વ્યભિચારી કહેવાય; કેમકે 'જડત્વ' જેમ અગ્નિમાં છે, તેમ પૃથ્વીમાં, પાણીમાં અને બીજા પદાર્થોમાં પણ છે.

**વ્યર્થત્વમ્**— स्वसमानाधिकरणावश्याक्लृप्तधर्मान्तरघटितत्वम् । એક ધર્મ જે અધિકરણમાં હોય તે જ અધિકરણમાં અવશ્ય કરીને ન કલ્પી શકાય એવા બીજા ધર્મની ઘટના કરવાપણું તે વ્યર્થત્વ.

**વ્યવધાનમ્**—द्रव्यान्तरेण द्रव्यान्तरस्याच्छादनम् । એક દ્રવ્ય વડે બીજા દ્રવ્યનું આચ્છાદન જેમ સૂર્યગ્રહણમાં ચંદ્ર વડે સૂર્યનું આચ્છાદન તે ચંદ્રવડે વ્યવધાન થયું કહેવાય; અંતરાય.

**વ્યવસાયજ્ઞાનમ્**—विषयविषयकज्ञानम् । જ્ઞાનનો વિષય એવું જે પૂર્વજ્ઞાન તે વ્યવસાય જ્ઞાન કહેવાય છે.

**વ્યવસ્થા**—विषयान्तरपरिहारेणविषयविशेषस्थापनम् । બીજા વિષયનો પરિહાર કરીને અમુક વિષયનું સ્થાપન કરવું. તે વ્યવસ્થા.

**વ્યવહાર:** —व्यवह्रियते हानोपानादिकं क्रियते-अनेनेति । જેના વડે વસ્તુનું ગ્રહણત્યાગાદિ કરવામાં આવે તેને વ્યવહાર કહે છે. અર્થાત્ વસ્તુનો ગ્રહણ ત્યાગ જ્ઞાન વડે કરવામાં આવે કરવામાં આવે છે, માટે જ્ઞાનનું નામ વ્યવહાર છે.

૨. व्यवह्रियते-ज्ञायते-अनेनेति व्यवहारः । જેના વડે વસ્તુને જાણવામાં આવે છે, તે વ્યવહાર. આ વ્યુત્પત્તિમાં શબ્દને વ્યવહાર કહે છે, કેમકે શબ્દ વડે વસ્તુનું જ્ઞાન થાય છે.

૩. ज्ञानजनकशब्दप्रयोगो व्यवहारः જ્ઞાન ઉત્પન્ન કરે એવા શબ્દની યોજના તે વ્યવહાર.

૪. कार्यानुकूलशब्दप्रयोगः । કાર્યને અનુકૂલ શબ્દનો પ્રયોગ કરવો તે વ્યવહાર.

૫. अर्थविशेषबोधनाय शब्दविशेषप्रयोगः । અમુક અર્થનો બોધ કરવાને અમુક શબ્દનો પ્રયોગ કરવો તે.

**વ્યષ્ટિ:**—प्रत्येकवृक्षवदनेकबुद्धिविषयः । જેમ વનમાં પ્રત્યેય છૂટું છૂટું વૃક્ષ હોય છે, તેમ જે એવી ભિન્નભિન્ન અનેક બુદ્ધિનો વિષય હોય તે વ્યષ્ટિ.

૨. व्यक्तिवद्व्यावृत्तत्त्वम् । જેમ. એક વ્યક્તિ હોય ત્યાં બીજી વ્યક્તિ હોતી નથી, તે જે એક બીજાથી વ્યાવૃત્ત હોય તે વ્યષ્ટિ. ('સમષ્ટિ' શબ્દ જુઓ. સમષ્ટિ અને વ્યષ્ટિ એવા પ્રકાર અજ્ઞાનના છે.)

**વ્યષ્ટિસૂક્ષ્મશરીરમ્**—પરસ્પર વ્યાવૃત્ત જે પ્રત્યેક લિંગ શરીર તે. (વ્યષ્ટિસ્થૂલ શરીરની પેઠે.)

**વ્યષ્ટિસ્થૂલશરીરમ્**—જેમ, એક 'ગાય' વ્યક્તિથી બીજી 'ગાય' વ્યક્તિ વ્યાવૃત્ત (ભિન્ન) હોય છે, તેમ પરસ્પર વ્યાવૃત્ત જે પ્રત્યેક સ્થૂલ શરીર, તે વ્યષ્ટિ સ્થૂળ શરીર કહેવાય છે.

**વ્યસનમ્**—इष्टानिष्टवस्तुविषयं चित्तसंलग्नम् । ઇષ્ટ કે અનિષ્ટ વસ્તુમાં ચિત્તનું લાગી રહેવું તે વ્યસન.

**વ્યાકરણમ્**—प्रत्ययविधानसामर्थ्यादर्थनिश्चयो व्याकरणम् । પ્રત્યયનું વિધાન કરવારૂપ સામર્થ્યવડે અર્થનો નિશ્ચય તે વ્યાકરણ.

૨. अर्थविशेषमाश्रित्यस्वरप्रकृतिप्रत्ययादिविशेषादीन् विदधत्पदखण्डार्थविशेषज्ञापको ग्रन्थः । શબ્દના અમુક અર્થ વિશેષને ઉદ્દેશીને સ્વર, પ્રકૃતિ પ્રત્યય, વગેરેનું વિધાન કરીને પદના વિભાગનો અર્થ વિશેષ જણાવનારો ગ્રંથ તે વ્યાકરણ.

૩. वेदाङ्गत्वे सति शब्दसाधुतावोधकं व्याकरणम् । વેદનું અંગ હોઇને શબ્દની સાધુતાનો બોધ કરનાર શાસ્ત્ર તે વ્યાકરણ.

**व्याख्यानम्**—" पदच्छेदः पदार्थोक्तिर्विग्रहो वाक्ययोजना । आक्षेपस्य समाधानं व्याख्यानं पञ्चलक्षणम् ॥१॥ " ગ્રંથમાંનાં પદો છૂટાં પાડી બતાવવાં, પદોનો અર્થ કહેવો, સમાસાંત પદોનો વિગ્રહ કરી બતાવવો, વાકયમાંના શબ્દોનો અન્વય કહી બતાવવો, અને આક્ષેપોનું સમાધાન કહેવું, એવી રીતે પાંચ લક્ષણો જેમાં હોય તેને વ્યાખ્યાન કહેવાય.

**व्याघातः**—परस्परविरुद्धधर्मयोरेकाधिकरणे समुच्चयः । પરસ્પર વિરુદ્ધ ધર્મોનો એક અધિકરણમાં સમુચ્ચય તે વ્યાઘાત. જેમ,–દેવદત્ત કહે છે કે ' મારા મુખમાં જીભ નથી. ' આ દૃષ્ટાન્તમાં જીભનો અભાવ અને બોલવાપણું એ બન્ને વિરુદ્ધ ધર્મો છે, અને એકજ મુખ રૂપી અધિકરણમાં તેનો સમુચ્ચય દેવદત્તે કર્યો માટે એ વ્યાઘાત દોષ છે.

૨. विरुद्धसमुच्चयो व्याघातः । પરસ્પર વિરુદ્ધ ધર્મોનો જે એક અધિકરણમાં સમુચ્ચય છે, તેનું નામ વ્યાઘાત છે. જેમ,–विवादाध्यासितं जगत् प्रयत्नजन्यम्, कार्यत्वात्, घटवत् । ( વિવાદના વિષયભૂત ક્ષિતિ અંકુરાદિક જગત્ કોઈક પ્રયત્ન વડે જન્ય છે, કાર્યરૂપ હોવાથી. જે જે જે કાર્ય હોય છે તે તે પ્રયત્ન વડે જન્ય હોય છે; જેમ ઘટ કાર્ય હોવાથી તે કુંભારના પ્રયત્નવડે જન્ય છે; તેમ આ જગત પણ કાર્યરૂપ હોવાથી કોઇકના પ્રયત્ન વડે અવશ્ય જન્ય હોવું જોઇએ. ) તેમાં જીવના પ્રયત્નને તો બધા જગતની કારણભૂતતા સંભવતી નથી, માટે આ અનુમાન વડે ઇશ્વરનો પ્રયત્ન સર્વ જગતના કારણરૂપે સિદ્ધ થાય છે. આ અનુમાન વિષે પ્રતિવાદીઓ એમ શંકા કરે છે કે, ' કાર્યત્વરૂપ હેતુ તો ભલે રહ્યો, પણ પ્રયત્નજન્યત્વરૂપ સાધ્ય ન હોવું જોઇએ, એમ અમે કહીએ તો શો બાધ આવે છે ? એનું સમાધાન વાદી વ્યાઘાતરૂપ તર્કથી કરે છે; એવી રીતે કે, કાર્યત્વ તથા પ્રયત્નજન્યત્વનો અભાવ, એ બે ધર્મ પરસ્પર વિરૂદ્ધ છે, જેમ ઘટ અને ઘટનો પ્રાગભાવ, તથા ઘટ અને ઘટનો પ્રધ્વંસાભાવ, એ બન્ને પરસ્પર વિરુદ્ધ છે; એ બન્ને વિરુદ્ધ ધર્મોનો એક વસ્તુમાં સમુચ્ચય ( એકે કાળે રહેવાપણું ) કહેવાથી વ્યાઘાતની પ્રાપ્તિ થાય છે, તેમ કાર્યત્વ અને પ્રયત્નજન્યત્વાભાવ, એ બે વિરોધી ધર્મોનો પણ એક વસ્તુમાં સમુચ્ચય કહેવાથી વ્યાઘાતની પ્રાપ્તિ થાય છે.

**व्याजः**—अन्यफलसाधनतया स्वेष्टस्यान्यफलसाधनत्वेन ज्ञापितस्याचरणम् । પોતાનું ઇષ્ટ ફળ કાંઇક અન્ય છે, તે ફલના સાધનરૂપે પોતાના આચરણને ન જણાવતાં કોઇ બીજાજ ફળના સાધન રૂપે પોતાનું આચરણ જણાવવું તે વ્યાજ કહેવાય છે. જેમ,–ધનસંગ્રહ પોતાનું ઇષ્ટ ફળ છે, પણ તે માટે પોતે ભિક્ષા માગે છે એમ ન જણાવતાં ગૌરક્ષારૂપ ફળના સાધન રૂપે પોતે ભિક્ષાચરણ કરે છે એમ જણાવવું તે વ્યાજ. લોકો કહેશે કે, આ માણસ ગૌરક્ષાના વ્યાજથી ધનસંગ્રહ માટે ભિક્ષા માગે છે.

**व्यानः**–શરીરમાં બધે ગમન કરનારો વાયુ.

**व्यापकम्**—જે ધર્મ બીજા કોઇમાં વ્યાપી રહ્યો હોય તે. ન્યાયશાસ્ત્રની વાકય રચનામાં, તેના વાચક શબ્દનું વ્યાપ્ય શબ્દની પછીથી ઉચ્ચારણ કરવામાં આવે છે. જેમ धूमव्याप्यो वह्निः ( ધૂમાડો જેનું વ્યાપ્ય છે એવો અગ્નિ ) અગ્નિ એ વ્યાપક છે. અગ્નિત્વ

ધર્મ ધૂમમાં વ્યાપી રહ્યો છે, માટે અગ્નિ વ્યાપક છે.

૨. જે આધિક દેશ વર્તી હોય તે વ્યાપક. જેમ, પૃથ્વીત્વજાતિ કરતાં દ્રવ્યત્વજાતિ અધિક દેશમાં રહે છે, માટે દ્રવ્યત્વજાતિ વ્યાપક છે, અને પૃથ્વીત્વ જાતિ વ્યાપ્ય છે. તેમજ પૃથ્વીત્વ અને ઘટત્વમાં પૃથ્વીત્વ વ્યાપક છે અને ઘટત્વ ન્યૂન દેશવર્તી હોવાથી વ્યાપ્ય છે. તેથી 'घटत्वव्याप्यपृथ्वीत्वम्' અથવા 'पृथ्वीत्वव्याप्यद्रव्यत्वम् ।' એમ બોલવાનો સંપ્રદાય છે.

**व्यापकजातिः**—અધિક દેશ વૃત્તિ જાતિ.

**व्यापकत्वम्**—सर्वसम्बद्धत्वम् । સર્વની સાથે સંબંધ હોવાપણું તે વ્યાપકત્વ.

૨. देशाद्यन्तरहितत्वं व्यापकत्वम् । દેશકાળ, વગેરેથી અંત ન હોવાપણું તે વ્યાપકત્વ.

૩. सजातीयादिभेदरहितत्वम् । સજાતીય વગેરે ભેદથી રહિત હોવાપણું તે વ્યાપકત્વ.

**व्यापारः**—तज्जन्यत्वे सति तज्जन्यको व्यापारः । કારણ વડે જે જન્ય હોય છે, તથા તે કારણવડે જન્ય કાર્યનો જે જનક હોય છે, તે વ્યાપાર કહેવાય છે. જેમ (કુંભારનાં ચાકનું) ભ્રમણ દંડરૂપ કારણવડે જન્ય હોય છે, તથા દંડરૂપકારણજન્ય ઘટરૂપ કાર્યનું પણ તે જનક હોય છે; માટે ઘટરૂપ કાર્યની ઉત્પત્તિ વિષે જે ભ્રમણ તે દંડનો વ્યાપાર કહેવાય છે. એ જ રીતે ચક્ષુ આદિક ઇંદ્રિયોનો જે ઘટાદિક વિષય સાથે સંયોગાદિક સંબંધ છે, તે સંયોગાદિક સંબંધ તે ચક્ષુ આદિક ઈંદ્રિયો વડે જન્ય છે, તથા તે ચક્ષુ આદિક ઇંદ્રિયો વડે જે ઘટાદિકોનું પ્રત્યક્ષ છે. તે પ્રત્યક્ષનો જનક પણ છે, માટે તે સંયોગાદિક સંબંધ તે ચક્ષુ આદિક ઇંદ્રિયોનો વ્યાપાર કહેવાય છે. એજ પ્રમાણે સ્મૃતિ જ્ઞાનની ઉત્પત્તિમાં પૂર્વ અનુભવનો સંસ્કાર વ્યાપાર રૂપ હોય છે; અને સુખદુઃખની ઉત્પત્તિમાં વિહિત નિષિદ્ધ કર્મનો ધર્મ અધર્મ વ્યાપાર હોય છે.

૨. करणजन्यकरणजन्यक्रियाजनकः । કરણથી જન્ય જે કરણ, તે કરણથી જન્ય જે ક્રિયા તે ક્રિયાનો જનક તે વ્યાપાર કહેવાય છે.

**व्याप्तिः**—साध्यसाधनयोर्नियतसामानाधिकरण्यम् । સાધ્ય અને સાધન એ બન્નેનું જે અવ્યભિચરિત સામાનાધિકરણ્ય હોય તેને વ્યાપ્તિ કહે છે. જેમ,—'ધૂમ' સાધન અને 'અગ્નિ' સાધ્ય છે. તેમાં ધૂમ સાધન કોઇ વખત પણ સાધ્ય એવા અગ્નિને છોડીને સ્વતંત્ર રહેતું નથી, એજ ધૂમમાં અગ્નિની વ્યાપ્તિ છે, અને અગ્નિ તો ધૂમને છોડીને તપાવેલા લોઢાના ગોળામાં પણ રહે છે, માટે અગ્નિમાં ધૂમની વ્યાપ્તિ નથી. (અર્થાત્ સાધનમાં સાધ્યની વ્યાપ્તિ નિયત છે.)

**व्याप्तिज्ञानम्**—જેમ,–જ્યાં જ્યાં ધૂમાડો હોય છે, ત્યાં ત્યાં અગ્નિ અવશ્ય હોય છે, એવા પ્રકારનું રસોડા વગેરે ઠેકાણે વારંવાર જે સહચારનું (સાથે હોવાપણાનું) દર્શન થાય છે, તે સહચારના દર્શનથી ધૂમ એ અગ્નિનો વ્યાપ્ય છે. એવા પ્રકારનું વ્યાપ્તિજ્ઞાન થાય છે. અર્થાત્ અગ્નિ વ્યાપક છે અને ધૂમ વ્યાપ્ય છે, એવા પ્રકારના જ્ઞાનને વ્યાપ્તિજ્ઞાન કહે છે.

**व्याप्तिज्ञानहेतुः**—વ્યભિચાર જ્ઞાનરૂપ પ્રતિબંધકના અભાવવાળું સહચારજ્ઞાન વ્યાપ્તિજ્ઞાનનો હેતુ છે.

**व्याप्यजातिः**—अल्पदेशवृत्तिजातिः । થોડા પ્રદેશમાં રહેનારી જાતિ, અથવા જે જાતિ વ્યાપક ન હોય તે. જેમ,—પૃથ્વીત્વ એ દ્રવ્યત્વની અપેક્ષાએ અલ્પવૃત્તિ હોવાથી દ્રવ્યત્વની વ્યાપ્ય છે; પણ તે સાથે ઘટત્વની વ્યાપક પણ છે. પરંતુ ઘટત્વ જાતિ તો પૃથ્વીત્વની વ્યાપ્ય છે પણ વ્યાપક કોઇની નથી; માટે તે કેવળ વ્યાપ્ય જાતિજ કહેવાય છે.

**व्याप्यत्वम्**—જેમાં કોઇ ધર્મ વ્યાપી રહ્યો હોય તે. ન્યાયશાસ્ત્રની વાક્યરચનામાં વ્યાપ્યનું વ્યાપક શબ્દથી પ્રથમ ઉચ્ચારણ કરવાનો સંપ્રદાય છે.

૨. न्यूनदेशवृत्तित्वम्। જે ધર્મ ન્યૂનદેશમાં રહેનારો હોય તે વ્યાપ્ય. જેમ,—અગ્નિ અને ધૂમાડો એ બેમાં અગ્નિ કરતાં ધૂમાડો ન્યૂન દેશમાં રહેનારો હોવાથી તે વ્યાપ્ય છે, અને અગ્નિ અધિક દેશમાં રહેનારો હોવાથી વ્યાપક છે, કેમકે ધૂમાડો હોય ત્યાં અગ્નિ તો હોયજ; અગ્નિ હોય તથાપિ ધૂમાડો તો ના પણ હોય. (બીજા ઉદાહરણ માટે 'વ્યાપક' શબ્દ જુઓ.)

૩. व्याप्त्याश्रयत्वं व्याप्यत्वम्। વ્યાપ્તિના આશ્રયને વ્યાપ્ય કહે છે. જેમ,–ધૂમ એ અગ્નિની વ્યાપ્તિનો આશ્રય છે, માટે ધૂમ વ્યાપ્ય કહેવાય છે, અને અગ્નિ તેમાં વ્યાપનારો હોવાથી વ્યાપક કહેવાય છે.

**व्याप्यत्वासिद्धः**—सोपाधिको हेतुः व्याप्यत्वासिद्धः। જે હેતુ ઉપાધિવાળો હોય છે તે હેતુ વ્યાપ્યત્વાસિદ્ધ કહેવાય છે. જેમ,– "पर्वतो धूमवान् वह्निमत्वात् महानसवत्"–આ પર્વત ધૂમાડાવાળો છે, વહ્નિવાળો હોવાથી, રસોડાની પેઠે." આ અનુમાનમાં વહ્નિમત્વરૂપ હેતુ લીલા બળતણના સંયોગરૂપ ઉપાધિવાળો હોવાથી વ્યાપ્યત્વાસિદ્ધ કહેવાય છે. લીલા બળતણનો જે સંયોગ સંબંધ છે, તેજ વહ્નિમત્વ હેતુમાં ઉપાધિ છે. ('ઉપાધિ' શબ્દ જુઓ)

**व्याप्यवृत्तिः**—પોતાના આશ્રયભૂત દ્રવ્યના સર્વ દેશમાં વ્યાપ્ય થઇને રહે તે. જેમ, નીલ, પીત વગેરે રૂપ પોતાના આશ્રયભૂત પટાદિક દ્રવ્યના સર્વ દેશમાં વ્યાપ્ય થઇને રહે છે, માટે તે નીલ પીતાદિક વ્યાપ્યવૃત્તિ કહેવાય છે. એજ પ્રમાણે જે નીલપીતાદિરૂપ પોતાના આશ્રયભૂત પટાદિ દ્રવ્યના કોઈ એક દેશમાં રહે અને કોઈ દેશમાં ન રહે તો તે નીલપીતાદિરૂપ अव्याप्यवृत्ति કહેવાય છે.

**व्याप्यवृत्तिगुणः**—જે ગુણ પોતાના આશ્રયરૂપ દ્રવ્યના સર્વદેશમાં રહે તે. જેમ સ્પર્શગુણ વાયુ દ્રવ્યનો આશ્રિત છે, માટે જયાં વાયુ હોય ત્યાં તે રહેલો જોવામાં આવે છે.

**व्याप्यव्यापकजातिः**—એક જ અધિકરણમાં રહેલી જે જાતિ કોઇની વ્યાપ્ય હોય અને બીજા કોઇની વ્યાપક હોય તે. જેમ,– દ્રવ્યત્વ જાતિ સત્તા જાતિની વ્યાપ્ય છે અને પૃથ્વીત્વ જાતિની વ્યાપક છે, માટે દ્રવ્યત્વ જાતિ વ્યાપ્યવ્યાપક કહેવાય.

**व्यावर्तकत्वम्**—लक्ष्यवृत्तित्वे सति इतरभेदव्याप्यत्वं व्यावर्तकत्वम्। જે લક્ષણ લક્ષ્યમાં રહેલું હોય અને તે સાથે બીજા (અલક્ષ્ય)ના ભેદનું વ્યાપ્ય હોય તે વ્યાવર્તક કહેવાય. જેમ 'ગંધવત્વ' એ લક્ષણનું લક્ષ્ય પૃથ્વી છે, તે પૃથ્વીમાં એ લક્ષણ રહેલું છે, અને તે સાથે પૃથ્વી સિવાયના બીજા પદાર્થોનો ભેદ પણ તે લક્ષણમાં રહેલો છે, માટે 'ગંધવત્ત્વ' એ પૃથ્વીથી ભિન્ન એવા બીજા પદાર્થોનું વ્યાવર્ત્તક છે.

**व्यावहारिकत्वम्**—आगन्तुकदोपासहकृताविद्याकार्यत्वम्। આગંતુક દોષની સહાય વિનાની અવિદ્યાનું જે કાર્યપણું તે વ્યાવહારિકત્વ. (વ્યાવહારિક સત્તા)

૨. प्रातीतिकभिन्नं व्यवहारिकम्। કાચ, કામલાદિ આગંતુક દોષની સહાયથી જન્ય જે પ્રાતીતિક (પ્રાતિભાસિક) પદાર્થ છે, તેનાથી ભિન્ન તે વ્યાવહારિક કહેવાય છે.

**व्यावहारिकसत्त्वम्–अज्ञातसत्ताकत्वम्**—आत्मज्ञानपूर्वाबाध्यत्वम्। આત્મજ્ઞાન થયા પહેલાં અબાધ્ય હોવાપણું.

૨. संसारदशायामबाधितत्वम्। સંસારદશામાં જે અબાધિતપણું તે વ્યાવહારિકસત્તા અથવા અજ્ઞાતસત્તાકત્વ કહેવાય છે.

**व्यावहारिकीप्रमा**–ઘટપટાદિરૂપ જગતને વિષય કરનારી. 'આ ઘટ' 'આ પટ' ઇત્યાદિ જે પ્રથા છે તે વ્યાવહારિકી પ્રમા કહેવાય છે.

**व्यावृत्तिः**—ઇતર પદાર્થના ભેદને વિષય કરનારૂં (બતાવનારૂં) જે અનુમતિ જ્ઞાન છે તેને વ્યાવૃત્તિ કહે છે; અને એ વ્યાવૃત્તિના હેતુરૂપે તેનો જે જનક હોય તેને **વ્યાવર્તક** કહે છે. અર્થાત્ વ્યાવૃત્તિનો હેતુ તે વ્યાવર્તક. ('વ્યાવર્તકત્વ' શબ્દ જુઓ.)

૨. ભિન્ન કહી બતાવવું તે વ્યાવૃત્તિ. જેને ભિન્ન કહી બતાવવામાં આવે છે તે **'વ્યાવર્ત્ય'** કહેવાય છે, અને ભિન્ન કહી બતાવનાર શબ્દને **'વ્યાવર્તક'** કહે છે.

**व्यासज्यवृत्तिः**—જે ધર્મ અનેક દ્રવ્યોમાં વર્તે છે તે ધર્મ વ્યાસજ્યવૃત્તિ કહેવાય છે. જેમ,–દ્વિત્વ, ત્રિત્વ, આદિ સંખ્યા બે, ત્રણ, વગેરે સંખ્યાવાળાં દ્રવ્યોમાં રહે છે માટે તે દ્વિત્વાદિ ધર્મ વ્યાસજ્યવૃત્તિ કહેવાય છે. વળી જેમ, સંયોગ એ દ્રવ્યોમાં રહે છે માટે સંયોગ પણ વ્યાસજ્યવૃત્તિ છે.

**व्युत्थानम्**—સમાધિનો અભાવઃતે વ્યુત્થાન.

**व्युत्पत्तिः**—शब्दानामर्थावबोधकशक्तिः । શબ્દોની અર્થનો બોધ કરનારી શક્તિ.

૨. समुदायशब्दस्यावयवशोऽर्थबोधकताशक्तिः। સમુદાયરૂપ શબ્દની તેના જૂદા જૂદા અવયવવડે અર્થબોધન કરવારૂપ શક્તિ તે વ્યુત્પત્તિ.

**व्रतम्**—नियमाभिधानम् । જે નિયમ ધારણ કર્યો હોય તેનું નામ વ્રત. જેમ અહિંસાનો નિયમ ધારણ કર્યો હોય તે અહિંસા નામનું વ્રત કહેવાય. ૪૦.

૨. सम्यक् संकल्पजनितानुष्ठेयक्रियाविशेषरूपम्। સારી રીતે કરેલા સંકલ્પથી ઉત્પન્ન થયેલી અનુષ્ઠાન કરવા યોગ્ય (આચરવા યોગ્ય) અમુક ક્રિયાનું રૂપ તે વ્રત.

## श

**शक्तिः**—अस्मात्पदादयमर्थो बोधव्य इतीश्वरेच्छा शक्तिः। આ ઘટાદિરૂપ અર્થ આ ઘટાદિક પદજન્ય બોધનો વિષય હો, એ પ્રકારની જે ઘટાદિ પદજન્ય બોધ વિષયત્વ પ્રકારક ઘટાદિ અર્થવિશેષ્યક ઈશ્વરની ઇચ્છા છે તે ઈશ્વરની ઇચ્છાનું નામ શક્તિ છે. એ ઈશ્વરની ઇચ્છારૂપ શક્તિ ઘટાદિક પદોવડે નિરૂપિત હોય છે, માટે તે શક્તિ નિરૂપકતા સંબંધવડે તો ઘટાદિક પદોમાં રહે છે, અને વિષયતા સંબંધે કરીને ઘટાદિક અર્થમાં રહે છે. તેમાં, તે શક્તિનું નિરૂપકપણું એજ તે ઘટાદિક પદોમાં શક્તપણું છે, અને વિષયતા સંબંધે કરીને શક્તિનું આશ્રયપણું, એજ તે ઘટાદિક અર્થો વિષે શક્યપણું છે.

૨. **નવીન નૈયાયિકો** એમ માને છે કે, ઈશ્વરની ઇચ્છા એજ શક્તિ નથી, પણ ઇચ્છા માત્ર શક્તિ છે–પછી તે ઇચ્છા જીવની હો કે ઈશ્વરની હો.

એ શક્તિના ચાર પ્રકાર છેઃ (૧) યોગાશક્તિ, (૨) રૂઢિશક્તિ, (૩) યોગરૂઢિશક્તિ, અને (૪) યૌગિકરૂઢિ શક્તિ. (એનાં લક્ષણો તે તે શબ્દોમાં જોવાં.)

૩. **મીમાંસકો** શક્તિને ઇચ્છા રૂપ માનતા નથી, પણ દ્રવ્યાદિક પદાર્થોથી ભિન્ન એક પદાર્થ માને છે.

૪. વ્યાકરણના મતમાં તથા **પાતંજલ** મતમાં વાચ્યવાચકપણાના મૂળભૂત જે પદ અને અર્થનો તાદાત્મ્ય સંબંધ છે, તેજ શક્તિ છે.

૫. વેદાન્ત મતમાં તો कार्यजननानुकूलं कारणनिष्ठं सामर्थ्यं शक्तिः। એવું શક્તિનું લક્ષણ જોવામાં આવે છે. એટલે સર્વ પદાર્થોમાં પોતપોતાનું કાર્ય કરવાનું કારણમાં રહેલું જે સામર્થ્ય છે તેજ શક્તિ છે. જેમ, મૃત્તિકામાં ઘટરૂપ કાર્ય કરવાની શક્તિ છે; તંતુઓમાં પટરૂપ કાર્ય કરવાની શક્તિ છે; તેમ પદમાં પોતાના અર્થનો બોધ કરવાની શક્તિ છે. પણ આટલો ભેદ છેઃ—પદની શક્તિ તો જ્ઞાન હોઇને પોતાનું કાર્ય કરે છે; અને બીજી શક્તિઓ તો અજ્ઞાત હોઇને પણ પોતાનું કાર્ય કરે છે.

૬. **ગૌતમમુનિ** ન્યાયસૂત્રમાં જાતિ અને આકૃતિ વિશિષ્ટ વ્યક્તિમાં પદની શક્તિ છે, એમ કહે છે. જેમ, "जात्याकृतिव्यक्तयः पदार्थः।" (ઘટત્વાદિક ધર્મને 'જાતિ' કહે છે અને અવયવસંયોગને 'આકૃતિ' કહે છે.) જેમ, ઘટત્વ જાતિ તથા કપાલસંયોગરૂપ આકૃતિવાળી ઘટ વ્યક્તિમાં 'ઘટ' પદની શક્તિ છે; પટત્વ જાતિ અને તંતુસંયોગરૂપ આકૃતિ એ બન્નેથી વિશિષ્ટ 'પટ' વ્યક્તિમાં 'પટ' પદની શક્તિ છે; માટે જાતિ આકૃતિવિશિષ્ટ ઘટાદિક વ્યક્તિ એ ઘટાદિક પદનો વાચ્ય અર્થ છે તથા શક્ય અર્થ છે.

૭. **કેટલાક નૈયાયિક** કહે છે કે જાતિવિશિષ્ટ વ્યક્તિમાંજ પદની શક્તિ છે; 'આકૃતિ' ઉમેરવાનું કાંઇ પ્રયોજન નથી. માટે ઘટાદિક પદોમાં ઘટત્વાદિક જાતિવિશિષ્ટ ઘટાદિક વ્યક્તિ એ શક્ય અર્થ છે.

૮. **નવીન નૈયાયિકો** કહે છે કે, ઘટાદિક પદોની કેવળ ઘટાદિક વ્યક્તિમાંજ શક્તિ છે; ઘટત્વાદિક જાતિ તથા આકૃતિમાં શક્તિ છે એમ માનવાનું કાંઇ પ્રયોજન નથી.

૯. **કેટલાક ગ્રંથકાર** કહે છે કે, ઘટાદિક પદોથી ઘટત્વાદિક જાતિનો, ઘટ વ્યકિતનો, અને જાતિવ્યકિતનો જે સમવાય સંબંધ છે તેનો, બોધ થાય છે માટે જાતિ, વ્યકિત અને સંબંધ, એ ત્રણેમાં ઘટાદિક પદની શકિત છે.

૧૦. **મીમાંસકો** કહે છે કે, ઘટાદિક પદની ઘટત્વાદિક જાતિમાં શકિત છે અને ઘટદિક વ્યકિતમાં લક્ષણા છે.

૧૧. **ભટ્ટપાદ** કહે છે, 'नीलोघटः' (નીલ રંગનો ઘટ) એ વાકયથી ઘટ પદાર્થમાં નીલ પદાર્થનો અભેદ સંબંધ પ્રતીત થાય છે, માટે ઘટાદિક પદોની ઇતરાન્વિત (બીજા સાથે સંબંધવાળા, ઘટાદિક વ્યક્તિ વિષે શકિત છે.

૧૨. **પ્રભાકરનો** મત એવો છે કે, બાળકને પ્રથમ વૃદ્ધ વ્યવહારથી કૃતિસાધ્ય આનયનાદિ (આણવું વગેરે) રૂપ કાર્યઅન્વિત ઘટાદિકો વિષેજ ઘટાદિક પદોની શક્તિનું જ્ઞાન થાય છે, માટે કાર્યાન્વિત ઘટાદિકોમાંજ ઘટાદિ પદની શક્તિ છે. માટેજ 'ઘડો આણો' ઇત્યાદિક કાર્ય વાકયોથીજ ઘટાદિકોનો શાબ્દબોધ થાય છેઃ 'જમીન પર ઘડો છે' ઇત્યાદિક સિદ્ધવાકયોથી ઘટાદિકનો શાબ્દબોધ થતો નથી, માટે કાર્યાન્વિતમાંજ શકિત છે.

**शक्तिग्रहः**—शक्तिग्रहं व्याकरणोपमानकोशाप्तवाक्याद्व्यावहारतश्च । वाक्यस्य शेषाद्विवृतेर्वदन्ति सान्निध्यतः सिद्धपदस्य वृद्धाः શકિતનું જ્ઞાન થવાને આ આઠ ઉપાયો વૃદ્ધ પુરુષોએ કહેલા છેઃ (૧) વ્યાકરણ, (૨) ઉપમાન, (૩) કોશ, (૪) આપ્ત વાકય, (૫) વ્યવહાર, (૬) વાકયશેષ, (૭) વિવરણ, અને (૮) સિદ્ધપદની સમીપતા. જેમ—

**(૧) વ્યાકરણથી શક્તિનું જ્ઞાન**—ધાતુ, પ્રકૃતિ, પ્રત્યય, આદિકની શક્તિનું જ્ઞાન વ્યાકરણથી થાય છે. જેમ,—'भूसत्तायाम्' એ વ્યાકરણના સૂત્રથી भू ધાતુનો અર્થ 'હોવું' એવો થાય છે, એમ જાણવામાં આવે છે. એજ રીતે 'वर्तमाने लट्' એ વ્યાકરણના સૂત્રથી लट् પ્રત્યયની વર્તમાનકાળમાં શક્તિ છે, એમ સમજાય છે. ઇત્યાદિ.

**(૨) ઉપમાન શક્તિજ્ઞાન**—જેમ ગવય (રોઝ) આદિક પદોની 'ગવય' અર્થમાં શક્તિ ઉપમાનથી ગ્રહણ કરાય છે. 'ઉપમાન' શબ્દ જુઓ.)

**(૩) કોશથી શક્તિ જ્ઞાન**—જેમ, 'अप्येकदन्तहेरम्बलम्बोदरगजाननाः' એવા કોશના વચનથી એકદંત, હેરંબ, લંબોદર, ગજાનન, એ પદોની 'ગણેશ' અર્થમાં શકિત છે, એમ નિશ્ચય કરી શકાય છે.

**(૪) આપ્ત વાકયથી શક્તિજ્ઞાન** જેમ, ''कोकिलः पिकशब्दवाच्यः' (पिक

શબ્દનું વાચ્ય કોયલ છે.') એવા આપ્ત પુરૂષના વચનથી 'પિક' શબ્દની 'કોયલ' અર્થમાં શકિત સમજાય છે. તેમજ 'રૂપરહિત સ્પર્શવાન્ વાયુ;' સ્પર્શરહિત મૂર્તિમાન મન' એવા આપ્ત વચનોથી 'વાયુ' પદની તથા 'મન' પદની શકિત સમજાય છે.

**(૫) વ્યવહારથી શક્તિજ્ઞાન**—જેમ, પ્રયોજક વૃદ્ધ પુરૂષે પ્રયોજ્ય વૃદ્ધ પુરૂષને કહ્યું કે 'ગાય લાવ' તે સાંભળીને પ્રયોજ્ય વૃદ્ધે ગાય આણી. પછી પ્રયોજક વૃદ્ધે કહ્યું કે 'ગાયને બાંધ.' તે સાંભળીને પ્રયોજ્ય વૃદ્ધે ગાય બાંધી, પછી પ્રયોજક વૃદ્ધે કહ્યું કે 'ઘોડો લાવ' તે સાંભળીને પ્રયોજ્ય વૃદ્ધે ઘોડો આણ્યો. આવી રીતનો વ્યવહાર જોઇને પ્રયોજક વૃદ્ધની પાસે રહેલા બાળકને ગાય અને ઘોડો વગેરે અર્થોમાં 'ગાય અને 'ઘોડો' વગેરે પદોની શક્તિનું જ્ઞાન થાય છે.

**(૬) વાકયશેષથી શક્તિજ્ઞાન**—જેમ, यवमयश्चरुर्भवति ' જવનો ચરૂ (હોમવાનો ભાત) કરવો.' આ વાકયમાં રહેલું 'યવ' પદ સાંભળીને સાંભળનારને આવો સંશય થાય છે: આર્ય લોકો તો લાંબા સૂંખળાવાળા એક જાતના અનાજને 'જવ' કહે છે, અને મ્લેચ્છ લોકો કાંગને 'જવ' કહે છે; ત્યારે તે બેમાંથી અહીં કયો જવ સમજવો? પછી તે પુરૂષ આ વાકયશેષ સાંભળે છે: "वसन्ते सर्वशस्यानां जायते पत्रशातनम्। मोदमानाश्च तिष्ठन्ति यवाः कणिशशालिनः॥" (એટલે વસંત ઋતુમાં સર્વ વનસ્પતિના પત્ર સૂકાઈ જાય છે, પણ લાંબી કંટીવાળા જવ તો તો પ્રફુલ્લિત થાય છે.)". આવા વાકયશેષથી તે પુરૂષને 'યવ' પદની લાંબી કંટીવાળા અન્નમાં શકિત છે, એમ જ્ઞાન થાય છે.

**(૭) વિવરણથી શક્તિજ્ઞાન**—કોઇ જગોએ વિવરણથી પદની શકિતનું જ્ઞાન થાય છે. ('વિવરણ' શબ્દ જુઓ.)

**(૮) સિદ્ધપદની સમીપતાથી શક્તિનું જ્ઞાન**—જેમ "इह सहकारतरौ मधुरं पिको रौति।" આ આંબાના વૃક્ષ ઉપર પિક મધુર શબ્દ કરે છે." આ વચન શ્રવણ કરીને શ્રોતા પુરૂષને 'પિક શબ્દની શકિત 'કોયલ' અર્થમાં છે, એવું જ્ઞાન થાય છે તેમાં 'આંબાની ડાળે કોયલ ટહુકે' એવું જ્ઞાન તો શ્રોતા પુરૂષને પ્રથમથીજ છે, પણ કોયલને 'પિક' કહે છે, એવું જ્ઞાન તેને પ્રથમથી નહોતું પણ "इह सहकारतरौ०" ઇત્યાદિ વાકય શ્રવણ કરીને આંબાનું વૃક્ષ તથા મધુર શબ્દ કરવાપણું, આ પ્રસિદ્ધ અર્થવાળાં બે પદોની સમીપતાથી તે પુરૂષને 'પિક શબ્દની શક્તિ કોયલના અર્થમાં છે એવું જ્ઞાન થાય છે.

**शक्तिवृत्तिः-मुख्यावृत्तिः**—पदानामन्वयानुभवजननसामर्थ्यम्। પદોનું અન્વયનો અનુભવ ઉત્પન્ન કરવાનું સામાર્થ્ય.

૨. पदपदार्थयोर्वाच्यवाचकभावसम्बन्धो मुख्या। પદ અને પદાર્થનો વાચ્યવાચકભાવ સંબંધ તે મુખ્યાવૃત્તિ.

**शक्यत्वम्**—पदनिष्ठशक्तिविषयत्वम्। પદમાં રહેલી શક્તિનો જે વિષય હોય તે શકય કહેવાય. એનેજ 'શકયાર્થ' પણ કહે છે.

**शक्यार्थः**—જે પદ શક્તિવૃત્તિ વડે જે અર્થનું બોધન કરે છે, તે પદનો તે અર્થ, તે શકયાર્થ કહેવાય છે.

**शब्दः**—श्रोत्रग्राह्यो गुणः शब्दः। જે ગુણ શ્રોત્ર ઇન્દ્રિયજન્ય જ્ઞાનનો વિષય હોય છે. તે ગુણ શબ્દ કહેવાય છે

૨. श्रोत्रग्राह्यवृत्तिगुणत्वव्याप्यजातिमान् शब्दः। શ્રોત્ર ઇંદ્રિયવડે ગ્રાહ્ય વસ્તુમાં રહેનારી તથા ગુણત્વ જાતિની વ્યાપ્યા એવી જે શબ્દત્વ જાતિ, તે જાતિવાળો ગુણ તે શબ્દ.

૩. आकाशविशेषगुणः शब्दः। આકાશનો જે વિશેષ (ખાસ) ગુણ તે શબ્દ.

**शब्दगुणः**—શબ્દગુણ ધ્વનિરૂપ શબ્દ અને વર્ણરૂપ શબ્દ, એમ બે પ્રકારનો છે, તે બન્ને પ્રકારનો શબ્દ પણ (૧) સંયોગજ શબ્દ, (૨) વિભાગજ શબ્દ, અને (૩) શબ્દજ શબ્દ એવા ત્રણ પ્રકારનો છે, એ માત્ર આકાશમાંજ રહે છે, અને નિત્ય છે.

**शब्दजशब्दः**—શબ્દ રૂપ અસમવાયિ કારણવડે ઉત્પન્ન થયેલો શબ્દ તે શબ્દજ કહેવાય છે. જેમ, સંયોગજ ધ્વન્યાત્મક પ્રથમ શબ્દથી ઉત્પન્ન થયેલો બીજો શબ્દ તે શબ્દજશબ્દ. તેજ પ્રમાણે સંયોગજ વર્ણાત્મક પ્રથમ શબ્દથી જન્ય બીજો શબ્દ તે પણ શબ્દજશબ્દ જાણવો. એજ રીતે વિભાગજ ધ્વન્યાત્મક અને વર્ણાત્મક પ્રથમ શબ્દથી ઉત્પન્ન થયેલા બીજા શબ્દો શબ્દજ શબ્દ જાણવા.

**शब्दतात्पर्यम्**–तदर्थप्रतितिजननयोग्यत्वम्। તે તે શબ્દમાં જે તે ત વાક્યાર્થને ઉત્પન્ન કરવાની શકિત છે, તેને શબ્દ તાત્પર્ય કહે છે. અથવ —

૨. तदितरप्रतीतिमात्रेच्छयाऽनुच्चरितत्वे सति तदर्थप्रतीतिजननयोग्यत्वम्। જે શબ્દનો ઉચ્ચાર જે અર્થની પ્રતીતિ થવાને કર્યો હોય, તેનાથી ઇતર પદાર્થની પ્રતીતિ થવાની ઇચ્છાથી બોલાયો ન હોઇને ઇચ્છિત અર્થનીજ પ્રતીતિ ઉત્પન્ન કરવાનું જે યોગ્યપણું તે શબ્દતાત્પર્ય કહેવાય, જેમ, ભોજન સમયે ' સૈંધવ લાવો ' એમાં સૈંધવ ' શબ્દનો ઉચ્ચાર ' લવણ ' અર્થની પ્રતીતિ કરાવવાના હેતુથી થયો છે; તેનાથી ભિન્ન ' સૈંધવ ( સિંધ દેશનો) અશ્વની પ્રતીતિ કરાવવાની ઇચ્છાથી બોલાયો નથી, અને ઇચ્છિત અર્થ જે લવણ, તેની પ્રતીતિ કરાવવાની ભોજન સમય એ યોગ્યતા છે, માટે સૈંધવ નામના લવણમાં શબ્દતાત્પર્ય છે.

**शब्दप्रमाणम्**—आप्तोक्तवाक्यंशब्दप्रमाणम्। આપ્ત પુરૂષે ઉચ્ચારેલું વાક્ય શબ્દ–પ્રમાણ કહેવાય છે. જેમ,—'પાણીવડે સીંચે છે' એ વાક્ય આપ્ત પુરૂષે કહ્યું હોય તો પ્રમાણ છે. પણ 'અગ્નિવડે સીંચે છે.' એ વચન કહેનારામાં આપ્તપણું નથી, માટે એ શબ્દપ્રમાણ કહેવાય નહિ. ( 'આપ્ત' શબ્દ જુઓ. )

૨. शाब्दप्रमाकरणं शब्दप्रमाणम् । શબ્દથી જન્ય જે પ્રમાણ, તેનું કરણ, તે શબ્દપ્રમાણ.

૩. यथार्थवाक्यं शब्दप्रमाणम् । યથાર્થ વાક્ય તે શબ્દપ્રમાણ.

૪. असन्निकृष्टार्थप्रतिपादकं वचनम् । અનુવાદ કે વિસંવાદથી રહિત એવા અસન્નિકૃષ્ટ અર્થને પ્રતિપાદન કરનારૂં વચન તે શબ્દ-પ્રમાણ.

૫. तात्पर्यविषयाबाधितसंसर्गगोचरशाब्दज्ञानजनकत्वम् । વક્તાના તાત્પર્યના વિષયનો બાધ ન કરે એવા સંસર્ગવિષયક શાબ્દજ્ઞાનને ઉત્પન્ન કરનારૂં વચન તે શબ્દપ્રમાણ.

૬. शब्दविज्ञानादसन्निकृष्टेऽर्थे विज्ञानम् । શબ્દના વિશેષ જ્ઞાનવડે ઇંદ્રિય પ્રત્યક્ષ ન હોય એવા અર્થનું વિશેષ જ્ઞાન ઉત્પન્ન કરનારૂં વચન તે શબ્દપ્રમાણ.

૭. समयबलेन सम्यक् परोक्षानुभवसाधनम् । સમયના સામર્થ્યથી સંશયાદિરહિત સમ્યક્ પરોક્ષ અનુભવનું સાધન તે શબ્દપ્રમાણ.

**शब्दप्रवृत्तिनिमित्तचतुष्टयम्**—શબ્દની પ્રવૃત્તિનાં ચાર નિમિત્તઃ—(૧) ગુણ, (૨) ક્રિયા, (૩) જાતિ, અને (૪) સંબંધ. એ ચાર શબ્દની પ્રવૃત્તિનાં નિમિત્ત છે.

**शमः**–नित्यनैमित्तिकातिरिक्तानां व्यापाराणांमन्तरिन्द्रियनिग्रहः। નિત્યકર્મ અને નૈમિત્તિક કર્મ સિવાય બીજા વ્યાપારોને મનમાં આવતા અટકાવવા તે શમ.

૨. ब्रह्मज्ञानोपयोगिव्यापारातिरिक्तचित्तव्यापारमात्रनिरोधः। બ્રહ્મજ્ઞાનને ઉપયોગી વ્યાપાર સિવાય ચિત્તના તમામ વ્યાપારોને રોકવા તે શમ.

**शरीरं-क्षेत्रम्**—अन्त्यावयवत्वे सति चेष्टाश्रयः शरीरम् । જે દ્રવ્ય અંત્યાવયવી હોઇને ચેષ્ટાનો આશ્રય હોય તે દ્રવ્યને શરીર કહે છે. અર્થાત્ જે દ્રવ્ય અવયવો (અથવા ભાગો) મળીને ઉત્પન્ન થયું હોય, છતાં તે પોતે કોઈનો અવયવ હોય નહિ, તે અંત્યાવયવી કહેવાય છે; અને એવું હોઈને વળી ચેષ્ટા કરી શકતું હોય, તે શરીર કહેવાય મનુષ્ય આદિનાં શરીર હાથપગ વગેરે અવયવથી થયેલાં હોઇને આખું શરીર કોઇનો અવયવ નથી, તથા તે હિતાહિતની પ્રાપ્તિ નિવૃત્તિરૂપ તથા પરિહારરૂપ ક્રિયા પોતાની મેળે કરી શકે છે, માટે ચેષ્ટાનો આશ્રય છે, તેથી તેમાં શરીરનું આ લક્ષણ ઘટે છે.

૨. निरपेक्षत्वगिन्द्रियाधारः । આંગળી વગેરે અવયવોની અપેક્ષા સિવાય (એટલે પ્રત્યેક અવયવ નહિ, પણ એકંદર આખું) જે ત્વચા ઇંદ્રિયનો આધાર હોય તે શરીર. (દેહાત્મવાદીને મતે.)

૩. अन्त्यावयविमात्रवृत्तिचेष्टावद्वृत्तिजातिमत्त्वं शरीरत्वम् । બધા અવયવોનો જેમાં સમાવેશ થઈ જાય. પોતે કોઇનો અવયવ હોય નહિ—તે અંત્યાવયવી કહેવાય. એવા અંત્યાવયવી તથા ચેષ્ટાવાળામાંજ માત્ર રહેનારૂં જે જાતિમાનપણું તે શરીરત્વ.

૪. सुखदुःखान्यतरसाक्षात्काररूपभोगायतनं शरीरम् । સુખ કે દુઃખ એમાંથી ગમે તે એકનો સાક્ષાત્કાર જેમાં થાય, એવું ભોગ ભોગવવાનું સ્થળ તે શરીર. તેના સ્થૂલ, સૂક્ષ્મ, અને કારણ એવા ત્રણ ભેદ છે; તાર્કિકોને મતે યોનિજ અને અયોનિજ એવા બે ભેદ છે.

**शाब्दबोधः**—एकपदार्थेऽपरपदार्थसंसर्गविषयकं ज्ञानं शाब्दबोधः । એક પદાર્થમાં બીજા પદાર્થના સંબંધને વિષય કરનારૂં જ્ઞાન તે શાબ્દબોધ. જેમ,—"नीलोघटः"—(નીલ રંગનો ઘડો.) આ વાક્યજન્ય જ્ઞાન ઘટ પદાર્થમાં નીલ પદાર્થના અભેદ સંબંધને વિષય કરે છે, માટે એ જ્ઞાન શાબ્દબોધ કહેવાય છે. એને 'વાક્યાર્થ-જ્ઞાન' પણ કહે છે.

૨. शक्तिलक्षणान्यतरसम्बन्धेन पदजन्यपदार्थस्मृतित्त्वावच्छिन्नकारणतानिरूपितकार्यत्वम् । શક્તિ કે લક્ષણા એ બેમાંથી ગમે તે એક સંબંધવડે પદથી ઉત્પન્ન થતી પદાર્થની સ્મૃતિથી અવચ્છિન્ન જે (જ્ઞાનની) કારણતા, તેવડે સમજાઈ આવે એવું કાર્ય તે શાબ્દબોધ.

**शाब्दीप्रमा**—वाक्यकरणिका प्रमा । વાક્યરૂપ કરણવડે જે પ્રમા તે શાબ્દીપ્રમા. એ પ્રમા લૌકિકી અને વૈદિકી એવા બે પ્રકારની છે.

**शाब्दीभावना**—पुरुषप्रवृत्त्यनुकूलो भावयितुर्व्यापारविशेषः । પુરૂષની પ્રવૃત્તિને અનુકૂલ એવો ભાવના કરનારો એક પ્રકારનો વ્યાપાર.

**शारीरकमासनम्**—પદ્મ, સ્વસ્તિક, વગેરે યોગગ્રંથોમાં કહેલાં શરીરવડે થઇ શકે એવાં આસન.

**शारीरकमीमांसा**—वेदान्तानां ब्रह्मणि तात्पर्यनिर्णायिका मीमांसा । વેદાન્તોનું બ્રહ્મનું પ્રતિપાદન કરવામાં તાત્પર્ય છે એવી મીમાંસા.

૨. शारीरको जीवः, तमधिकृत्य कृतो ग्रन्थः शारीरकः । જીવ શરીરમાં રહે છે માટે એને શારીરક કહે છે; તેને ઉદ્દેશીને કરેલો ગ્રંથ તે શારીરક કહેવાય છે; તે સંબંધી રચેલાં સૂત્રોને શારીરક સૂત્રો કહે છે. એનુંજ બીજું નામ શારીરક-મીમાંસા છે.

**शास्त्रम्**—हितशासकं शास्त्रम् । જે હિતનો ઉપદેશ કરે છે તે શાસ્ત્ર. (શાસ્ત્રનું આ સામાન્ય લક્ષણ છે.)

૨. शास्यते प्रतिपाद्यते तत्त्वं शिष्येभ्योऽनेनेति शास्त्रम् । જેના વડે શિષ્યોને શાસન કરાય છે એટલે તત્ત્વનું પ્રતિપાદન કરી સમજાવાય છે તે શાસ્ત્ર.

૩. एकप्रयोजनोपानिबद्धत्वे सति अशेषार्थप्रतिपादकत्वम् । એક પ્રયોજનને ઉદ્દેશીને જેની

રચના કરવામાં આવી હોય, તેમ છતાં જેમાં સમગ્ર અર્થનું પ્રતિપાદન કર્યું હોય તે શાસ્ત્ર.

૪. प्रवृत्तिर्वा निवृत्तिर्वा पुंसां येनोपदिश्यते। तद्धर्मास्योपदिश्यन्ते शास्त्रं शास्त्रविदो विदुः ॥ જેમાં મનુષ્યની પ્રવૃત્તિ અને નિવૃત્તિના (કર્તવ્યાકર્તવ્યનો) તથા તેમના (મનુષ્યોના) ધર્મોનો ઉપદેશ કર્યો હોય તેને શાસ્ત્રોને જાણનારા વિદ્વાનો શાસ્ત્ર કહે છે.

૫. लोकानधिगतवक्तृत्वं शास्त्रत्वम्। લોકોએ જે વિષય જાણેલો નથી તે કહેવાપણું તે શાસ્ત્રત્વ. તે ન્યાય, વૈશેષિક, સાંખ્ય, યોગ, મીમાંસા અને વેદાન્ત એવા ૭ પ્રકારનું છે.

**शास्त्रवासना**—શાસ્ત્રના તાત્પર્યને ગ્રહણ ન કરતાં તેના અધ્યયનાદિકની વાસના તે શાસ્ત્રવાસના.

૨. शास्त्रानुभवजनितत्वे सति शास्त्रस्यैव पुनःपुनर्वादिजयाद्यर्थं स्मरणहेतुः शास्त्रवासना। જે વાસના શાસ્ત્રના અનુભવથી ઉત્પન્ન થયેલી હોઈને વાદીને જીતવાની વગેરેના હેતુથી શાસ્ત્રોનુંજ ફરી ફરી સ્મરણ કરાવવાના હેતુ-રૂપ હોય તે શાસ્ત્રવાસના. એ શાસ્ત્રવાસના મલિન છે; કેમકે તે ભણવામાં ક્લેશ બહુ છે, પુરૂપાર્થમાં નિરૂપયોગી છે, ગર્વનો હેતુ છે, દુઃખે કરીને પ્રાપ્ય છે, અને જન્મનો હેતુ છે.

૩. अनात्मशास्त्रेषु सकलग्रन्थाभ्यासपाटववादिविजिगीषायभिनिवेशहेतुः शास्त्रवासना। અનાત્મ-શાસ્ત્રોમાંના સઘળા ગ્રંથોનો અભ્યાસ કરી તેમાં કુશળતા મેળવી વાદીઓનો પરાજય કરવાના આગ્રહ રૂપ જે હેતુ તે શાસ્ત્રવાસના.

**शास्त्रवासनाजयोपायः**—सर्वेषां ग्रन्थानां जन्मसहस्रैरप्यध्येतुमशक्यत्वादसारबहुलत्वात् सर्वेषां वादिनां दुर्जयत्वादात्मपराभवस्यावश्यं भावित्वाद्वृथा श्रमोऽयमिति निरन्तरचिन्तनम्। સઘળા ગ્રંથોનું અધ્યયન હજાર જન્મે પણ પૂરૂં થવું અશક્ય હોવાથી, સાર કરતાં અસાર વધારે હોવાથી, સઘળાજ વાદીઓને જીતવું કઠણ હોવાથી, અને પોતાનો પરાજય (કોઈ જગાએ પણ) અવશ્ય થવાનોજ એમ હોવાથી, આ વૃથા મહેનત છે એવું નિરંતર ચિંતન કરવું તે શાસ્ત્રવાસનાને જીતવાનો ઉપાય છે.

**शास्त्रवासनाफलम्**—श्रमासूयामानमत्सरमहत्तिरस्कारसच्छास्त्रद्वेषादिद्वारामहानर्थः। શ્રમ, અસૂયા (બીજાનો ઉત્કર્ષ, ન ખમવાપણું). માન, મત્સર (અદેખાઈ) મોટા પુરૂષનો તિરસ્કાર, સત્ શાસ્ત્રનો દ્વેષ, ઇત્યાદિ દ્વારા મહા અનર્થરૂપી ફળ શાસ્ત્રવાસનાનું છે.

**शास्त्रवासनाशुद्धा**—अध्यात्मशास्त्राभ्यासजन्या विषयदोषदर्शनविवेकवैराग्यादिहेतुः। અધ્યાત્મ શાસ્ત્રના અભ્યાસથી જન્ય અને વિષયોમાં દોષદર્શન વડે વિવેક વૈરાગ્યાદિનો હેતુ તે શાસ્ત્રવાસના શુદ્ધ કહેવાય છે.

**शास्त्रीयगुणाधानदेहवासना**—गंगास्नानशालिग्रामतीर्थादिसम्पादनम्। ગંગાસ્નાન કરવું, શાલિગ્રામનું તીર્થોદિક પ્રાપ્ત કરવું (પ્રાશન કરવું), એ શાસ્ત્રીય ગુણાધાન (શાસ્ત્રમાં કહેલા ગુણોને દેહમાં ધારણ કરવા રૂપ) દેહવાસના છે.

**शास्त्रीयदोषापनयनदेहवासना**—स्नानाचमनादिभिराशौचापनयनम्। સ્નાન, આચમન, વગેરેથી અશુચિપણું દૂર કરવું તે શાસ્ત્રમાં કહેલી રીતે દોષોને દૂર કરવારૂપ દેહવાસના છે.

**शास्त्रीयबाधः**—श्रुत्यादिभिः ब्रह्मव्यतिरेकेण प्रपञ्चाभावनिश्चयः। શ્રુતિ વગેરે શાસ્ત્રનાં વચનો વડે બ્રહ્મથી ભિન્ન પ્રપંચના અભાવનો નિશ્ચય કરવો તે શાસ્ત્રીયબાધ કહેવાય છે. જેમ,—"नेह नानास्ति किंचन" એ શ્રુતિ "અહીં જે કાંઇ ભિન્ન ભિન્ન દેખાય છે તે (બ્રહ્મભિન્ન) કાંઇજ નથી, એમ નિશ્ચય કરવો તે શાસ્ત્રી-બાધ કહેવાય છે.

**शिक्षा**—ह्रस्वदीर्घादिवैदिकस्वरोच्चारणप्रतिपादकं शास्त्रम्। હ્રસ્વ, દીર્ઘ, વગેરે વૈદિક સ્વરોનું ઉચ્ચારણ કેમ કરવું તેનું પ્રતિપાદન કરનારૂં શાસ્ત્ર.

૨. शिक्ष्यते स्थानादिकमनयेति शिक्षा । જે શાસ્ત્ર સ્વર વ્યંજનાદિનાં સ્થાન વગેરેનું શિક્ષણ આવે છે તે શાસ્ત્રનું નામ શિક્ષા.

૩. प्रवृत्तिप्रयोजकेष्टसाधनता ज्ञानम् । પ્રવૃત્તિનું પ્રયોજક એવું ઇષ્ટ સાધનપણાનું જ્ઞાન તે શિક્ષા.

**शिक्षाप्रयोजनम्**—उदात्तानुदात्तस्वरितह्रस्वदीर्घप्लुतादिविशिष्टस्वरव्यञ्जनात्मकवर्णोच्चारणविशेषज्ञानम् । ઉદાત્ત, અનુદાત્ત, સ્વરિત, હ્રસ્વ, દીર્ઘ, પ્લુત, વગેરેથી વિશિષ્ટ એવા સ્વર-વ્યંજનરૂપ વર્ણોનું ઉચ્ચારણ કરવાનું વિશેષ જ્ઞાન તે શિક્ષાગ્રંથનું પ્રયોજન છે.

**शिष्टत्वम्**–वेदप्राणाण्याभ्युपगन्तृत्वम् । વેદની પ્રમાણતાનો જે સ્વીકાર કરતો હોય તે શિષ્ટ કહેવાય. શિષ્ટનો ભાવતે શિષ્ટત્વ.

૨ वेदोक्तावाधितप्रामाण्यार्थाभ्युपगन्तृत्वे सति वेदविहिताकरणप्रत्यवायफलककर्मकारित्वम् । વેદમાં કહેલા અબાધિત પ્રામાણ્યથી પ્રાપ્ત થતા અર્થનો સ્વીકાર કરનાર હોઇને, વેદમાં કહેલાં જે કર્મો ન કરવાથી પ્રત્યવાય રૂપ ફળ આપનારાં હોય, તેવાં કર્મોને કરવાપણું તે શિષ્ટત્વ.

૩. वेदोक्तकर्मकर्तृत्वं शिष्टत्वम् । વેદે કહેલાં જે સંધ્યો પાસનાદિક કર્મ છે, તે કર્મોનું જે કર્ત્તાપણું તે શિષ્ટત્વ અર્થાત્ વેદોક્ત કર્મ કરનાર તે શિષ્ટ.

૪. अनुशासनयोग्यत्वं शिष्टत्वम् । બીજાને અનુશાસન ( ઉપદેશ ) કરવાની જે યોગ્યતા તે શિષ્ટત્વ.

૬. फलसाधनतांशे भ्रान्तिरहितत्वम् । ફળમાં તથા તે ફળના સાધનપણામાં જે ભ્રાંતિરહિત-પણું તેને શિષ્ટત્વ કહે છે. અર્થાત્ જે પુરૂષ ફળ ન હોય તેને ફળ માને અને ફળનું સાધન ન હોય તેને ફળનું સાધન માને તે પુરૂષ ફળ અને સાધનતામાં ભ્રાંતિવાળો કહેવાય છે; એવો જે ન હોય તે શિષ્ટ કહેવાય.

**शिष्टाचारः**—शिष्टैर्धर्मबुद्ध्यानुष्ठीयमानाचारः । શિષ્ટ પુરૂષો ધર્મબુદ્ધિથી જે આચાર કરતા હોય તે શિષ્ટાચાર કહેવાય.

૨. लौकिकव्यवहारः । લોકોમાં જે વ્યવહાર ચાલતો હોય તે પણ શિષ્ટાચાર કહેવાય છે.

**शिष्यम्**—शिक्षणीयम् । શિક્ષણ આપવા યોગ્ય હોય તે શિષ્ય કહેવાય છે.

૨. उपदेशविषयः । ઉપદેશનો વિષય પણ શિષ્ય કહેવાય છે.

**शुक्लकर्म**—શાસ્ત્રવિહિત પુણ્ય કર્મ.

**शुद्धता**—રાગદ્વેષથી રહિતપણું.

**शुद्धसत्त्वगुणः**—રજોગુણ તથા તમોગુણથી નહિ તિરસ્કાર પામેલો ( નહિ ઢંકાયલો ) સત્ત્વગુણ.

**शुद्धात्माविषयकप्रमा**—હું બ્રહ્મ છું એવી પ્રમા ( પ્રમાણજન્ય જ્ઞાન ).

**शुद्धाद्वैतम्**—इतरसम्बन्धानवच्छिन्नकार्यकारणादिरूपद्वित्वप्रकारक ज्ञानप्रतियोगिकाभाववत्त्वम् । જે ઇતર સંબંધથી રહિત હોય અને કાર્ય-કારણ વગેરે દ્વૈતરૂપ જ્ઞાન જેનું પ્રતિયોગી હોય એવું અભાવપણું તે શુદ્ધાદ્વૈત.

**शुद्धिः**—वैदिककर्मयोग्यता सम्पादकसंस्कारः । વૈદિક કર્મ કરવાની યોગ્યતા પ્રાપ્ત કરનારો સંસ્કાર.

**शुभवासना-शुद्धवासना**—विहितविहितसमविद्याकर्म तत्संस्कारतत्फलसंस्काररूपा वासना शुभवासना । આ લક્ષણમાં સંસ્કારના ચાર હેતુ બતાવેલા છેઃ—

(૧) विहिताविद्या—દેવતોપાસનાદિરૂપ શાસ્ત્ર-વિહિત વિદ્યા ( એટલે ઉપાસના );

(૨) विहितसमा—આકસ્મિક દેવતામૂર્તિ દર્શનાદિરૂપ;

(૩) विहितं कर्म—સંધ્યાવંદનાદિક શાસ્ત્ર-વિહિત કર્મ;

(૪) विहितसमम्—બુદ્ધિપૂર્વક અરણ્યમાં જઇને કીડી મંકોડી આદિ જીવોને અન્નદાનાદિ.

એ ચારના સંસ્કાર, તથા એવાંજ કર્મો-પાસન પૂર્વ જન્મે કર્યાં હોય તેનાં ફળ દેવલોક પ્રાપ્તિ વગેરે જન્માન્તરમાં મળ્યાં હોય તેના સંસ્કારો, એવા સંસ્કારરૂપ વાસના તે શુભ વાસનાનાં અથવા શુદ્ધ વાસનાનાં ઉદાહરણો છે.

२. अविनाश्यैश्वर्यप्रदत्वे सति साधुसेवितम्। અવિનાશિ ઐશ્વર્ય આપનારૂં હોઇને સાધુ પુરૂષો સેવન કરતા હોય ( આચરતા હોય ) એવું આચરણ એ શુભ વાસનાનું ઉદાહરણ છે.

**શુભેચ્છાજ્ઞાનભૂમિઃ**—नित्यानित्यवस्तुविवेकपुरःसराफलपर्यवसायिनी मोक्षेच्छा। નિત્યવસ્તુ (બ્રહ્મચૈતન્ય) અને અનિત્ય વસ્તુ (જગદાદિ) એ બેના વિવેકપૂર્વક ( એટલે ભિન્ન ભિન્ન સમજવાપૂર્વક ) બ્રહ્મસાક્ષાત્કારરૂપ ફળ મળવાથી વિષયેચ્છાનો જેમાં અંત આવે છે, એવી મોક્ષેચ્છા તે શુભેચ્છા નામની જ્ઞાનભૂમિકા કહેવાય છે.

**શેષત્વમ્**—उपकारित्वम्। જે અંગરૂપ કર્મ પ્રધાનરૂપ કર્મને ઉપકારી હોય તે શેષ કહેવાય.

२. परोद्देश्यप्रवृत्तिकत्वम्। બીજાને ઉદ્દેશીને પ્રવૃત્તિવાળા હોવાપણું તે શેષત્વ.

**શેષવત્અનુમાનમ્**—कार्यलिङ्गकमनुमानं शेषवत्। ( અહીં 'શેષ' નામ કાર્યનું છે. ) કાર્ય છે લિંગ (હેતુ) જેમાં અનુમાન તે શેષવત્ કહેવાય છે. અર્થાત્ જ્યાં કાર્યરૂપ લિંગ વડે કારણરૂપ સાધ્યની અનુમિતિ થાય તે અનુમાન શેષવત્ જાણવું. જેમ, નદીમાં જળની વૃદ્ધિ થયેલી જોઇને નદીના ઉગમ દેશ વિષે વૃષ્ટિનું અનુમાન થાય છે. તેમાં વૃષ્ટિ એ કારણ છે અને નદીના જળની વૃદ્ધિ એ કાર્ય છે. તે જળની વૃદ્ધિરૂપ કાર્યવડે નદીના ઉગમ દેશમાં વૃષ્ટિરૂપ કારણની અનુમિતિ થાય છે, એ અનુમાનને 'શેષવત્' કહે છે.

કોઈ ગ્રંથકાર તો 'શેષ' શબ્દવડે વ્યતિરેક વ્યાપ્તિનું ગ્રહણ કરે છે, અને એ વ્યતિરેક વ્યાપ્તિવાળા કેવળવ્યતિરેકિ અનુમાનને 'શેષવત્' કહે છે. જેમ "पृथ्वी इतरेभ्यो भिद्यते, गन्धवत्वात्" ( પૃથ્વી બીજા પદાર્થોના ભેદવાળી છે, ગંધવાળી છે તેથી ) આ કેવળવ્યતિરેકિ એજ 'શેષવત્ અનુમાન' છે, એમ કહે છે

**શેષી**—( 'અંગી' શબ્દ જુઓ. )

**શૈવઃ**—पाशुपतादागमोक्तदीक्षायुक्तः। પાશુપત તંત્ર વગેરે આગમ ગ્રંથમાં કહેલી દીક્ષાવાળો હોય તે શૈવ કહેવાય.

**શોકઃ**—इष्टवियोगानुचिन्तनम्। ઇષ્ટના વિયોગનું અનુચિન્તન કરવું તે-વિયોગવાળી વસ્તુને વારંવાર સંભાર્યા કરવી તે.

**શોધનત્વમ્**—दोषनिवारणत्वम्। દોષનું નિવારણ કરવાપણું.

**શૌચમ્**—શૌચ બે પ્રકારનું છે. માટી, પાણી, વગેરેથી જે શરીરના મળની નિવૃત્તિ તે બાહ્ય શૌચ છે; અને મૈત્રી, કરૂણા, મુદિતા, ઉપેક્ષા, એ ચારવડે ચિત્તને જે અસૂયાદિક મળથી (દોષથી) રહિત કરવું, તેનું નામ અંતઃશૌચ છે.

२. शरीरमनसोः शुद्धिः शौचम्। શરીર અને મનની શુદ્ધિ કરવી તે શૌચ.

३. करचरणादिप्रक्षालनम्। હાથ પગ વગેરે વગેરે ધોવા તેને પણ (સામાન્યતઃ) શૌચ કહે છે.

**શ્રદ્ધા**—गुरूक्तवेदान्तवाक्यार्थायथंभावित्वनिश्चयः। ગુરૂએ કહેલા વેદાન્ત વચનમાં કહ્યા પ્રમાણે 'અવશ્ય છેજ' એવો નિશ્ચય તે શ્રદ્ધા.

२. शास्त्राचार्योपदिष्टेऽर्थेऽननुभूतेऽप्येवमेवैतदिति विश्वासः। શાસ્ત્રે અને આચાર્યે ઉપદેશ કરેલો અર્થ અનુભવમાં ન આવે તથાપિ તે એજ પ્રમાણે ( શાસ્ત્રે અને ગુરુએ કહ્યા પ્રમાણે ) છેજ, એવો વિશ્વાસ તે શ્રદ્ધા.

**શ્રવણમ્**—श्रोत्रियब्रह्मनिष्ठगुरुमुखाच्छ्रुतिवाक्यार्थविज्ञानम्। જે ગુરુ શ્રોત્રિય ( શ્રુત્યાદિને જાણનારા ) હોય, અર્થાત્ નાના પ્રકારની યુક્તિઓ વડે શિષ્યના સંદેહનું નિવારણ કરવામાં સમર્થ હોય, તથા જે ગુરુ બ્રહ્મનિષ્ઠ હોય એટલે તત્ત્વસાક્ષાત્કારવાળો હોય, એવા ગુરુ પાસેથી જે શ્રુતિ વાક્યોના અર્થને સમજવો તે શ્રવણ કહેવાય.

२. श्रुतिवाक्यानां कुत्र तात्पर्यमिति जिज्ञासायां तन्निर्णयानुकूलो व्यापारः श्रवणम्। શ્રુતિવાક્યોનું

તાત્પર્ય શામાં છે, એવી જિજ્ઞાસા થવાથી તેના નિર્ણયને અનુકૂળ વ્યાપાર તે શ્રવણ.

३. सर्ववेदान्तानामद्वितीये ब्रह्मणि षड्लिङ्गैस्तात्पर्यनिश्चयः श्रवणम् । સઘળાં વેદાન્તવાક્યોનું અદ્વિતીય બ્રહ્મ પ્રતિપાદન કરવામાં તાત્પર્ય છે એવો ષડ્લિંગવડે તાત્પર્યનિશ્ચય કરવો તે શ્રવણ.

४. समन्वयाध्यायोक्त तात्पर्यनिश्चायकोपक्रमादियुक्त्यनुसन्धानं श्रवणम् । શારીર સૂત્રોના સમન્વયાધ્યાયમાં કહેલા તાત્પર્યનો નિશ્ચય કરાવનારી 'ઉપક્રમ' વગેરે ષડ્લિંગરૂપ યુક્તિઓનું અનુસંધાન ( ચિંતન ) કરવું તે શ્રવણ.

५. उपक्रमादिभिः षड्लिङ्गैर्वेदान्तानामद्वितीये ब्रह्मणि तात्पर्यावधारणम् । ઉપક્રમાદિ છ લિંગો વડે વેદાન્તોનું અદ્વિતીય બ્રહ્મમાં તાત્પર્ય છે, એમ નિશ્ચય કરવો તે શ્રવણ. ( 'षड्लिङ्गानि' શબ્દ જુઓ. )

**श्राद्धम्**—अदनीयस्य तत्स्थानीयस्य वा द्रव्यस्य प्रेतोद्देशेन श्रद्धया त्यागः श्राद्धम् । ભોજન કરવાના અથવા તેને બદલે આપી શકાય એવા પદાર્થોનો પ્રેતને ઉદ્દેશીને શ્રદ્ધાપૂર્વક જે ત્યાગ ( અર્પણ ) તે શ્રાદ્ધ.

**श्रुतम्**—काव्यनाटकादिषु परिचयः । કાવ્ય અને નાટકો વગેરે ગ્રંથોનો જે પરિચય ( જાણવાપણું ) તે શ્રુત કહેવાય છે.

**श्रुतार्थापत्तिः**—अनुपपद्यमानार्थश्रवणात्तदुपपदकीभूतार्थान्तरकल्पनम् । શ્રવણ કરેલા અર્થની અનુપપત્તિથી તેના ઉત્પાદકરૂપ અર્થાન્તરની કલ્પના કરવી તેનું નામ શ્રુતાર્થાપત્તિ છે. જેમ,— "तरति शोकमात्मवित्"—" આત્માને જાણનારો શોકને ( બંધ માત્રને ) તરે છે." આ વાક્યમાં બંધની નિવૃત્તિ કહેલી છે; તે જો બંધ સત્ય હોય તો તેની નિવૃત્તિ થાય નહિ, માટે એ શ્રુતિવાક્યથી બંધના મિથ્યાપણાની કલ્પના કરવામાં આવે છે એ શ્રુતાર્થાપત્તિ છે. એના બે ભેદ છેઃ (૧) અભિધાનાનુપપત્તિ, અને (૨) અભિહિતાનુપપત્તિ ( લક્ષણો તે તે શબ્દોમાં જોવાં. )

**श्रुतिः**—स्वार्थं वक्तुं पदान्तरानपेक्षं पदम् । જે પદને પોતાનો અર્થ કહેવાને બીજા પદની અપેક્ષા નથી નથી એવું પદ તે શ્રુતિ. અથવા—

२. निरपेक्षो रवः श्रुतिः । પોતાના (પ્રામાણ્ય માટે) અપેક્ષા ન રાખનાર શબ્દ તે શ્રુતિ. કહ્યું છે કે,—" श्रुतिस्मृतिविरोधे तु स्मृतेस्त्यागो विधीयते । तथैव लौकिकं वाक्यं स्मृतिबाधे परित्यजेत् ॥१॥ "—" શ્રુતિ અને સ્મૃતિમાં જ્યાં વિરોધ આવતો હોય ત્યાં સ્મૃતિનો ત્યાગ કરીને શ્રુતિને પ્રમાણ ગણવી; અને સ્મૃતિ તથા પ્રત્યક્ષાદિ ઇતર પ્રમાણોનો એટલે લૌકિક વાક્યોનો વિરોધ હોય ત્યાં તે લૌકિક વાક્યોને સ્મૃતિથી બાધિત ગણી તેમનો ત્યાગ કરવો."

**श्रोत्रम्**—शब्दधीजनकमिन्द्रियं श्रोत्रम् । શબ્દવિષયક જ્ઞાનનું જનક જે ઇંન્દ્રિય તે શ્રોત્ર કહેવાય.

२. शब्दसमवायि कारणमिन्द्रियं श्रोत्रम् । જે ઇન્દ્રિય શબ્દગુણનું સમવાયિ કારણ હોય તે ઇન્દ્રિય શ્રોત્ર કહેવાય.

**श्रोत्रियः**—શિષ્યના સંશય નિવૃત્ત કરવામાં ઉપયોગી જે શાસ્ત્રજ્ઞાન તે જ્ઞાનવાળો ગુરૂ તે શ્રોત્રિય.

२. वेदवेदाङ्गपारगः ह्योत्रियः । વેદ અને વેદનાં અંગો સંપૂર્ણ જાણતો હોય તે શ્રોત્રિય.

३. वेदान्तार्थपारगः श्रोत्रियः । વેદાન્તના અર્થને જાણનારો તે શ્રોત્રિય.

**श्लोकः**—चतुष्पादात्मकः । જેનાં ચાર ચરણ હોય ( એવી પદ્યરચનાવાળા ) તે શ્લોક.

२. छन्दोविशिष्टवाक्यरचनम् । છન્દવાળી વાક્યરચના તે શ્લોક.

श्लोक्यते श्लाघ्यतेऽनेनेति श्लोकः । જેના વડે પ્રશંસા કરવામાં આવે તે (વાક્યરચના) શ્લોક.

## ष

**षड्लिङ्गानि**—" उपक्रमोपसंहारावभ्यासोऽपूर्वता फलम् । अर्थवादोपपत्तिश्च लिङ्गं तात्पर्यनिर्णये ॥१॥ " શ્રુત્યાદિના તાત્પર્યનો નિર્ણય નિર્ણય કરવા માટે—(૧) ઉપક્રમ અને ઉપસંહાર, (૨) અભ્યાસ, (૩) અપૂર્વતા, (૪) ફળ, (૫)

અર્થવાદ અને (૬) ઉપપત્તિ, એ ૭ લિંગ કહેવાય છે. ( તે દરેકનાં લક્ષણ તે તે સ્થળે જોવાં. )

षण्णास्तिकमतानि—૭ નાસ્તિક મતોઃ-(૧) માધ્યમિક, (૨) યોગાચાર, (૩) સૌત્રાંતિક, (૪) વૈભાષિક, (૫) ચાર્વાક ( દેહાત્મવાદી ), અને (૬) દિગંબર ( જૈન ). એ ૭ વેદબાહ્ય નાસ્તિક મતો કહેવાય છે.

## स

**संयमः**—इन्द्रियनिग्रहः । ઇન્દ્રિયોનો નિગ્રહ.

**संयुक्तसमवायसन्निकर्षः**—ચક્ષુ ઇંદ્રિયને યોગ્ય જે મહત્ત્વવિશિષ્ટ ઉદ્‌ભૂત રૂપવાળાં ઘટાદિક દ્રવ્ય છે, તે ઘટાદિક દ્રવ્યો વિષે સમવાય સંબંધે કરીને રહેલાં જે ઉદ્‌ભૂતરૂપ, સંખ્યા, પરિમાણ, પૃથક્ત્વ, સંયોગ, વિભાગ, પરત્વ, અપરત્વ, દ્રવત્વ, સ્નેહ, અને વેગ, એ અગિયાર ગુણ છે. તથા ક્રિયારૂપ કર્મ છે, તથા સત્તા, દ્રવ્યત્વ, પૃથ્વીત્વ, ઘટત્વ, આદિક જાતિઓ છે તે સર્વેનું પણ ચક્ષુ ઇંદ્રિયે કરીને ચાક્ષુપ પ્રત્યક્ષ થાય છે. એ રૂપાદિકના ચાક્ષુપ પ્રત્યક્ષમાં ચક્ષુ ઇંદ્રિયનો રૂપાદિકની સાથે સંયુક્ત સમવાય સંબંધજ કારણ હોય છે. અહીં સંયોગસંબંધવાળાનું નામ સંયુક્ત છે. ઘટાદિ દ્રવ્ય ચક્ષુ ઇંદ્રિયના સંયોગવાળાં હોવાથી ચક્ષુઃસંયુક્ત કહેવાય છે. એવા ચક્ષુઃસંયુક્ત ઘટાદિકમાં તે રૂપાદિ અગિયાર ગુણ, તથા કર્મ, તથા સત્તા દ્રવ્યત્વાદિક જાતિ, સમવાય સંબંધથી રહે છે, માટે સંયુક્ત સમવાય સંબંધે કરીને રૂપાદિકનું ચક્ષુ ઇંદ્રિયવડે પ્રત્યક્ષ સંભવે છે. એજ રીતે રૂપાદિક અગિયાર ગુણોમાંથી રૂપને બાદ કરીને તેને ઠેકાણે સ્પર્શ ગુણ ઉમેરીયે, તો તે સ્પર્શાદિ અગિયાર ગુણોનું ત્વક્ ઇંદ્રિય વડે પ્રત્યક્ષ થાય છે, તથા ઘટાદિક દ્રવ્યોના કર્મનું તથા સત્તા, દ્રવ્યત્વ, પૃથ્વીત્વ, ઘટત્વ, આદિક જાતિઓનું પણ પ્રત્યક્ષ થાય છે. તેમાં પણ ( સ્પર્શાદિકોના ત્વાચ પ્રત્યક્ષ વિષે પણ ) ત્વક્ ઇંદ્રિયનો સ્પર્શાદિકની સાથે સંયુક્ત સમવાય સંબંધ જ કારણ હોય છે.

એજ પ્રમાણે રસન ઇંદ્રિય વડે પૃથ્વી અને જળમાં રહેલા મધુરાદિક રસ ગુણનું રાસન પ્રત્યક્ષ થાય છે. તથા ઘ્રાણ ઇંદ્રિયવડે પૃથ્વીમાં રહેલા ગંધ ગુણનું ઘ્રાણજ પ્રત્યક્ષ થાય છે. તથા મન ઇંદ્રિયવડે જીવાત્માના જ્ઞાનાદિ ૭ ગુણોનું તથા આત્મત્વ જાતિનું માનસ પ્રત્યક્ષ થાય છે, તે પણ સંયુક્ત સમવાય સંબંધથી જ થાય છે.

**संयुक्तसमवेतसमवायसन्निकर्षः**—ઉપરના શબ્દમાં કહેલા ઘટાદિકોના અગિયાર ગુણોમાં સમવાય સંબંધે કરીને રહેલી જે રૂપત્વાદિ અગિયાર જાતિઓ છે, તે રૂપત્વાદિક જાતિઓનું પણ ચક્ષુ ઇંદ્રિયે કરીને પ્રત્યક્ષ થાય છે. તે ચાક્ષુપ પ્રત્યક્ષમાં એ ચક્ષુ ઇંદ્રિયનું રૂપત્વાદિક જાતિઓ સાથે 'સંયુક્તસમવેત-સન્નિકર્ષ' કારણ હોય છે. તેમાં ચક્ષુ સંયુક્ત ઘટાદિકોમાં સમવેત જે રૂપાદિ ગુણ છે, તે રૂપાદિ ગુણોમાં રૂપત્વાદિક જાતિઓ સમવાય સંબંધે કરીને રહે છે; માટે ચક્ષુ ઇંદ્રિયના સંયુક્તસમવેતસમવાયસંબંધે કરીને તે રૂપત્વાદિક જાતિઓનું ચાક્ષુષ પ્રત્યક્ષ સંભવે છે.

એજ રીતે ઘટાદિકના કર્મમાં રહેનારી કર્મત્વ જાતિનું પણ સંયુક્તસમવેતસમવાય-સંબંધે કરીને ચાક્ષુષ પ્રત્યક્ષ સંભવે છે.

ઉપરના શબ્દમાં કહેલા ઘટાદિક દ્રવ્યોના સ્પર્શાદિક અગિયાર ગુણોમાં યથાક્રમે સમવાય સંબંધે કરીને રહેલી જે સ્પર્શત્વાદિક અગિયાર જાતિઓ છે, તે સ્પર્શત્વાદિક જાતિઓનું પણ ત્વક્ ઇંદ્રિયવડે પ્રત્યક્ષ થાય છે, તથા કર્મવૃત્તિ કર્મત્વ જાતિનું પણ ત્વક્ ઇંદ્રિયવડે પ્રત્યક્ષ થાય છે. એજ પ્રમાણે ગંધગુણવૃત્તિ ગંધત્વ જાતિના ઘ્રાણજ પ્રત્યક્ષમાં, રસગુણવૃત્તિ રસત્વ જાતિના રાસન પ્રત્યક્ષમાં, અને આત્માના જ્ઞાનાદિ ગુણોમાં રહેલી જ્ઞાનત્વાદિ જાતિઓના માનસ પ્રત્યક્ષમાં પણ સંયુક્તસમવેતસમવાય સન્નિકર્ષ જ કારણ હોય છે.

**संयोगः**—संयुक्तव्यवहारविषयवृत्तिव्याप्य-जातिमान् संयोगः । સંયુક્ત વ્યવહારના વિષયમાં

વર્તનારી તથા ગુણત્વ જાતિનું વ્યાપ્ય એવી જે જાતિ છે, તે જાતિ (સંયોગત્વ) વાળો ગુણ સંયોગ કહેવાય છે.

૨. पटासमवायिकारणत्वव्यापकगुणत्वव्याप्यजातिमान् संयोगः। પટના અસમવાયિ કારણત્વની વ્યાપક તથા ગુણત્વ જાતિની વ્યાપ્ય એવી જે સંયોગત્વ જાતિ, તે જાતિવાળો ગુણ સંયોગ કહેવાય છે. જેમ, તંતુઓનો સંયોગ એ પટનું અસમવાયિ કારણ કહેવાય છે, માટે જ્યાં જ્યાં પટનું અસમવાયિ કારણ રહે છે ત્યાં ત્યાં સંયોગત્વ જાતિ રહે છે. એ રીતે સંયોગત્વ જાતિ પટના અસમવાયિ કારણત્વની વ્યાપક છે, અને તે સંયોગત્વ જાતિ ગુણત્વ જાતિની વ્યાપ્ય પણ છે, માટે સંયોગનું ઉક્ત લક્ષણ સંભવે છે.

૩. व्यासज्यवृत्तिमात्रवृत्तिविभागवृत्तिगुणत्वसाक्षाद्व्याप्य जातिमान् संयोगः। (જે ધર્મ અનેક દ્રવ્યોમાં વર્તે છે તે ધર્મ 'વ્યાસજ્ય વૃત્તિ' કહેવાય છે, જેમ, દ્વિત્વ, ત્રિત્વાદિ સંખ્યા બે, ત્રણ, આદિ દ્રવ્યો વિષે રહે છે, માટે તે દ્વિત્વ, ત્રિત્વ, આદિ સંખ્યા વ્યાસજ્યવૃત્તિ કહેવાય છે. તેમ સંયોગ પણ બે દ્રવ્યોમાં રહે છે માટે સંયોગ પણ વ્યાસજ્ય વૃત્તિ કહેવાય છે.) વ્યાસજ્ય વૃત્તિ માત્રમાં રહેનારી તથા વિભાગમાં ન રહેનારી તથા ગુણત્વ જાતિની સાક્ષાત્ વ્યાપ્ય એવી જાતિ (સંયોગત્વ) વાળો ગુણ સંયોગ કહેવાય છે.

૪. जन्यद्रव्यवृत्तित्वेसतिसमानाधिकरणाभावप्रतियोगिविभागभिन्नगुणसंयोगः। જે ગુણજન્ય દ્રવ્ય વિષે રહે છે તથા સ્વસમાનાધિકરણમાં રહેલા અભાવનો પ્રતિયોગી હોય છે, તથા વિભાગથી ભિન્ન હોય છે, તે ગુણ સંયોગ કહેવાય છે. જેમ, વૃક્ષમાં બેઠેલા પક્ષીનો જે વૃક્ષ સાથે સંયોગ છે, તે સંયોગ વૃક્ષ અને પક્ષી રૂપ જન્ય દ્રવ્યમાં રહેલો છે; વળી તે વૃક્ષની ડાળી સાથે પક્ષીનો સંયોગ છતાં વૃક્ષના મૂળમાં સંયોગનો અભાવ પણ રહેલો છે, અને તે અભાવનો પ્રતિયોગી સંયોગ છે માટે તે સંયોગ સ્વસમાનાધિકરણમાં રહેલા અભાવનો પ્રતિયોગી પણ છે; વળી તે વિભાગ ગુણથી ભિન્ન છે, અને ગુણ પણ છે, માટે સંયોગનું એ લક્ષણ સંભવે છે.

૫. विद्यमानयोरप्राप्तयोः प्राप्तिः संयोगः। વિદ્યમાન એવા બે અપ્રાપ્ત (જૂદા પડી ગયેલા) પદાર્થોની પ્રાપ્તિ (એકઠા થવું) અથવા,

૬. अप्राप्तिपूर्तिका प्राप्तिः। પ્રથમ જે અપ્રાપ્ત હોય તેની પ્રાપ્તિ તે સંયોગ.

**संयोगगुणः**—સંયોગ ગુણ ત્રણ પ્રકારનાં છેઃ-(૧) અન્યતર કર્મજ સંયોગ, (૩) ઉભય કર્મજ સંયોગ, અને (૩) સંયોગ જ સંયોગ. એ સંયોગ ગુણ પૃથ્વી આદિક નવ દ્રવ્યોમાં રહે છે, તથા સર્વત્ર અનિત્ય હોય છે. ક્રિયાજન્ય સંયોગ વળી (૧) અભિઘાતાખ્ય સંયોગ અને (૨) નોદનાખ્ય સંયોગ, એમ બે પ્રકારનો છે.

**संयोगजशब्दः**—જે શબ્દસંયોગ રૂપ અસમવાયિ કારણવડે ઉત્પન્ન થાય છે, તે સંયોગ જ શબ્દ કહેવાય છે. તેમાં, નગારાનો અને દાંડિયાનો અભિઘાતાખ્ય સંયોગ થવાથી, ભેરી અવચ્છિન્ન આકાશમાં ઉત્પન્ન થયેલો પ્રથમ શબ્દ સંયોગ જ ધ્વન્યાત્મક શબ્દ કહેવાય છે; અને કંઠ, તાલુ, આદિકના સંયોગથી ઉત્પન્ન થયેલો શબ્દ સંયોગ જ વર્ણાત્મક શબ્દ કહેવાય છે.

**संयोगजसंयोगः**—કારણ અને અકારણ બન્નેના સંયોગથી જે કાર્ય અને અકાર્ય એ બેનો સંયોગ થાય છે, તે સંયોગજસંયોગ કહેવાય છે; જેમ, હાથની ક્રિયાવડે વૃક્ષ સાથે સંયોગ કર્યો હોય ત્યારે એમ કહેવાય છે કે, શરીર અને વૃક્ષનો સંયોગ થયો છે. તેમાં, વૃક્ષમાં તથા શરીરમાં તો ક્રિયા છે નહિ, માટે શરીરવૃક્ષનો સંયોગ 'ક્રિયાજન્ય નથી, પણ હાથ અને વૃક્ષના સંયોગથીજ શરીરવૃક્ષનો સંયોગજન્ય માનવો પડશે. હાથ માત્ર એક અવયવ છે, માટે અવયવની ક્રિયાથી અવયવીની ક્રિયા કહેવાય નહિ, તેથી હાથ એ

સંયોગનું કારણ છે, અને વૃક્ષ એ સંયોગનું અકારણ છે; એ બેના સંયોગથી શરીરરૂપ કાર્યનો તથા વૃક્ષરૂપ અકાર્યનો સંયોગ થાય છે, તે સંયોગજસંયોગ કહેવાય છે.

૨. कर्माजन्यसंयोगः संयोगजसंयोगः। જે સંયોગ ક્રિયારૂપ કર્મવડે જન્ય નથી, તે સંયોગ સંયોગજસંયોગ કહેવાય છે. જેમ, હાથ અને વૃક્ષના સંયોગવડે જન્ય જે શરીર અને વૃક્ષનો સંયોગ છે, તે સંયોગ ક્રિયારૂપ કર્મવડે જન્ય હોતો નથી, પણ હાથ અને વૃક્ષના સંયોગ વડેજ જન્ય હોય છે, માટે શરીર અને વૃક્ષનો સંયોગ એ સંયોગજસંયોગ કહેવાય છે.

**संयोगसन्निकर्षः**—ચક્ષુ, ત્વક્, મન; એ ત્રણ ઇન્દ્રિયો વડેજ દ્રવ્યનું પ્રત્યક્ષ થાય છે. ઘ્રાણ, રસન અને શ્રોત્ર એ ત્રણ ઇંદ્રિયોવડે દ્રવ્યનું પ્રત્યક્ષ થતું નથી, પણ ગંધાદિ ગુણનું પ્રત્યક્ષ થાય છે. તેમાં પણ ચક્ષુ અને ત્વક્ એ બે ઇંદ્રિયો વડે મહત્ત્વ પરિમાણવાળાં અને ઉદ્‌ભૂત રૂપ સ્પર્શવાળાં પૃથ્વી, જળ, અને તેજ, એ ત્રણ દ્રવ્યોનુંજ પ્રત્યક્ષ થાય છે; બીજા કોઈ દ્રવ્યનું પ્રત્યક્ષ થતું નથી; અને મનરૂપી ઇંદ્રિયવડે તો એક આત્મારૂપ દ્રવ્યનુંજ પ્રત્યક્ષ થાય છે, બીજા કોઈ દ્રવ્યનું પ્રત્યક્ષ થતું નથી.

હવે ચક્ષુ ઇંદ્રિયવડે મહત્ત્વવિશિષ્ટ ઉદ્‌ભૂતરૂપવાળા ઘટપટાદિ દ્રવ્યોનું 'આ ઘટ છે,' આ પટ છે એવું ચાક્ષુષ પ્રત્યક્ષ થાય છે. એ ચાક્ષુષપ્રત્યક્ષ થવામાં ચક્ષુ ઇંદ્રિયનો ઘટપટાદિ દ્રવ્ય સાથે સંયોગસંબંધ કારણ છે. અહીં આમ કહેવાની મતલબ છે:—પ્રથમ આત્માનો મનની સાથે સંયોગ સંબંધ થાય છે; તે પછી આત્મસંયુક્ત મનનો ચક્ષુ આદિક ઇંદ્રિયો સાથે સંયોગ થાય છે; તે પછી તે આત્મામનઃ—સંયુક્ત ચક્ષુ આદિક ઇંદ્રિયોનો ઘટાદિ અર્થ સાથે સંયોગાદિ સંબંધ થાય છે; તે પછી જીવાત્મા વિષે 'આ ઘટ' ઇત્યાદિક પ્રત્યક્ષ જ્ઞાન ઉત્પન્ન થાય છે. આ પ્રકારની રીતિ સર્વ પ્રત્યક્ષ જ્ઞાનની ઉત્પત્તિમાં જાણવી.

હવે ઘટાદિક દ્રવ્યના ચાક્ષુષ પ્રત્યક્ષમાં ચક્ષુ ઇંદ્રિય તો કરણ છે; અને તે ચક્ષુ ઇંદ્રિયનો જે ઘટાદિ દ્રવ્યની સાથે સંયોગસંબંધ છે, તે સંયોગસંબંધ તે ચક્ષુ ઇંદ્રિયવડે જન્ય હોવાથી, તથા ચક્ષુ ઇંદ્રિયજન્ય ચાક્ષુષ પ્રત્યક્ષનો જનક હોવાથી વ્યાપારરૂપ છે; અને 'આ ઘટ છે, આ પટ છે' ઇત્યાદિ ચાક્ષુષ પ્રત્યક્ષ ફળરૂપ છે. (આ પ્રકારની પ્રક્રિયા ત્વક્ આદિ સર્વ ઇંદ્રિયોમાં જાણવી.) ટુંકામાં સર્વ પ્રત્યક્ષ વિષે ઇંદ્રિયો કરણ હોય છે, તે તે ઇંદ્રિયોનો તે તે દ્રવ્યાદિક અર્થ સાથે સંયોગાદિરૂપ સંબંધ, તે વ્યાપાર હોય છે, અને તે તે દ્રવ્યાદિરૂપ અર્થનું જ્ઞાન એ ફળ હોય છે.

ત્વક્ ઇંદ્રિયવડે ઘટાદિ દ્રવ્યોનું ત્વાચ પ્રત્યક્ષ થાય છે. તે ત્વાચ પ્રત્યક્ષમાં ત્વક્ ઇંદ્રિયનો ઘટાદિ દ્રવ્યો સાથે સંયોગસંબંધજ કારણ હોય છે.

એ રીતે મનરૂપ ઇંદ્રિયવડે આત્મારૂપ દ્રવ્યનું માનસ પ્રત્યક્ષ થાય છે. તે માનસ પ્રત્યક્ષમાં મનરૂપ ઇંદ્રિયનો આત્મારૂપ દ્રવ્ય સાથે સંયોગ સંબંધજ કારણ હોય છે.

**संवरः**—વિષયાભિમુખ પ્રવૃત્તિને રોકનારા યમનિયમાદિકને 'સંવર' કહે છે.

**संवादः**—परस्परं जनानां सम्यङ्निर्णयपूर्वकं वादः (भाषणम्) संवादः। મનુષ્યોનો સારી રીતે નિર્ણયપૂર્વક પરસ્પર વાદ (એટલે ભાષણ) તે સંવાદ.

**संवादप्रवृत्तिः**—સફળ પ્રવૃત્તિ.

**संवादिभ्रमः**—सफलप्रवृत्तिजनको भ्रमः। સફળ પ્રવૃત્તિને ઉત્પન્ન કરનાર ભ્રમ, જેમ, રત્નને દૂરથી જોઈને એકને રત્નમાં દીવાનો ભ્રમ થાય છે, અને બીજાને રત્નનો ભ્રમ થાય છે. પહેલા માણસનો ભ્રમ વિસંવાદી કહેવાય છે અને બીજાનો ભ્રમ સંવાદી કહેવાય છે.

**संशयः**—एकस्मिन् धर्मिणि विरुद्धभावाभावप्रकारज्ञानं संशयः। એકજ ધર્મીમાં પરસ્પર વિરુદ્ધભાવ અને અભાવનું જે જ્ઞાન તે સંશય કહેવાય છે. જેમ, મંદ અંધકારમાં રહેલા સ્થાણુમાં (ઝાડના ઠુંઠામાં) એ સ્થાણુ છે કે

પુરૂષ એવા પ્રકારનું જ્ઞાન થાય છે; એ જ્ઞાન મોંઢા આગળ રહેલા સ્થાણુરૂપ એક ધર્મીમાં સ્થાણુત્વને તથા સ્થાણુત્વના અભાવને, તેમજ પુરુષત્વને તથા પુરૂષત્વના અભાવને વિષય કરે છે; તથા સ્થાણુત્વ અને સ્થાણુત્વનો અભાવ, તથા પુરૂષત્વ અને પુરૂષત્વનો અભાવ, એ બન્ને પરસ્પર વિરોધી પણ છે, અર્થાત્ એક અધિકરણમાં રહેનારાં નથી; માટે એકજ ધર્મીમાં વિરુદ્ધ–ભાવ અભાવ પ્રકારક–જ્ઞાન હોવાથી એ જ્ઞાન સંશય કહેવાય છે.

૨. एकस्मिन् धर्मिणि विरुद्धकोटिद्वयावगाहिज्ञानं संशयः । એકજ ધર્મીમાં વિરુદ્ધ બે પક્ષને વિષય કરનારૂં જ્ઞાન, તે સંશય. અથવા—

૩. एकत्र भासमानविरुद्धनानाकोटिज्ञानम् । એકજ વસ્તુમાં ભાસમાન (જણાતું) એવું વિરુદ્ધ જૂદી જૂદી કોટિઓવાળું જ્ઞાન તે સંશય. એ સંશય બે પ્રકારનો છેઃ (૧) પ્રમાણ-ગત સંશય, અને (૨) પ્રમેયગત સંશય. વળી એ સંશયઃ (૧) સાધારણ ધર્મજ્ઞાનજન્ય, (૨) અસાધારણ ધર્મજ્ઞાનજન્ય, અને (૩) વિપ્રતિ-પત્તિવાક્યજ્ઞાનજન્ય, એમ ત્રણ પ્રકારનો છે. તેમાં—

(૧) આ સ્થાણુ છે કે પુરૂષ છે, આ સંશય તો સ્થાણુમાં અને પુરૂષમાં રહેલો જે ઉંચાઇનો ધર્મ છે, તે સાધારણ ધર્મના જ્ઞાનવડે જન્ય હોવાથી **'સાધારણ ધર્મજ્ઞાનજન્ય'** કહેવાય છે. અને—

(૨) શબ્દત્વ ધર્મ આકાશાદિ નિત્ય પદાર્થોમાં પણ રહેતો નથી તથા ઘટાદિક અનિત્ય પદાર્થોમાં પણ રહેતો નથી, પણ કેવળ શબ્દ માત્ર વિષે રહે છે. એ પ્રકારના જ્ઞાન પછી, 'શબ્દ નિત્ય છે કે નહિ' એવો શબ્દ વિષે નિત્યત્વ અને નિત્યત્વના અભાવ પ્રકારક સંશય થાય છે. એ સંશય શબ્દત્વરૂપ અસાધારણ ધર્મના જ્ઞાનવડે જન્ય હોવાથી **'અસાધારણધર્મજ્ઞાનજન્ય'** સંશય કહેવાય છે.

(૩) યથાર્થ અનુભવરૂપ પ્રમા વિષે રહેલો જે પ્રમાત્વ ધર્મ છે, તે પ્રમાત્વને મીમાંસકો સ્વતોગ્રાહ્ય કહે છે અને નૈયાયિકો પરતો ગ્રાહ્ય કહે છે. એ બે પ્રકારનાં વચનો સાંભળીને, 'પ્રમાત્વ સ્વતોગ્રાહ્ય છે કે પરતોગ્રાહ્ય છે' એવો જે સંશય થાય છે, તેને **'વિપ્રતિપત્તિવાક્યજ્ઞાનજન્ય'** સંશય કહે છે.

અથવા એ સંશય (૧) બહિર્વિષયક અને (૧) અંતર્વિષયક એમ બે પ્રકારનો પણ હોય છે. તેમાં—

(૧) બાહ્યવસ્તુનો વિષય કરનારો જે સંશય તેને **બહિર્વિષયક** કહે છે. અને

(૨) અંતર્વસ્તુને વિષય કરનારો જે સંશય તે **અંતર્વિષયક** કહેવાય છે. જેમ,— 'મારૂં જ્ઞાન સમ્યક્ છે કે અસમ્યક્,' એવો સંશય તે અંતર્વિષયક સંશય છે.

બહિર્વિષયક સંશય પણ (૧) દશ્યમાન ધાર્મિક અને (૨) અદશ્યમાન ધાર્મિક, એમ બે પ્રકારનો છે. તેમાં—

(૧) ઊર્ધ્વત્વવિશિષ્ટ ધર્મીને જોવાથી 'આ સ્થાણુ હશે કે પુરૂષ' એવા સંશયને **દશ્યમાન ધાર્મિક** કહે છે. અને

(૨) વનમાં વૃક્ષોની ડાળીઓથી ઢંકાયલા બળદના કે રોઝના શરીરનાં શીંગડાં માત્ર જોઈને 'આ બળદ હશે કે રોઝ?' એવો જે સંશય થાય છે તે **અદશ્યમાન ધાર્મિક** કહેવાય છે.

**संशयकारणम्**—વિશેષનું અદર્શન અને બન્ને કોટિનું સ્મરણ, એ બધા પ્રકારના સંશયોનું કારણ હોય છે.

**संशयनिवृत्तिकारणम्**—વિશેષનું દર્શન કે જ્ઞાન એ સંશય નિવૃત્તિનું કારણ છે. જેમ, ઝાડનો નિશ્ચય કરાવનારૂં તેનું વાંકાપણું, તેમાંનું પોલાણ, વગેરેનું દર્શન છે. તેમજ પુરૂષનો નિશ્ચય કરાવનારૂં તેના હાથ, પગ, માથું, વગેરેનું દર્શન છે.

**संसर्गः**—એક પદનો બીજા પદ સાથે સંબંધ, જેમ, 'ઘડો લાવો' એમાં 'લાવો' ક્રિયાની સાથે 'ઘડા' નો કર્મ રૂપ સંબંધ છે. તે સંસર્ગ કહેવાય છે.

ક્રિયા વડે જનિત એવા અતિશય (વિશેષતા) વાળા હોવાપણું.

**संस्कृतत्वम्**:—व्याकरणलक्षणाधीनसाधनयुक्तत्वम् । વ્યાકરણનાં લક્ષણોવાળાં શબ્દસિદ્ધિનાં સાધન યુક્તપણું.

**संस्थानम्**—અવયવોનો સમુચ્ચય. જેમ, 'सहजसंस्थानशून्यचरणवान्' એટલે જન્મ સાથે ઉત્પન્ન થયેલા અવયવોના સમુચ્ચયમાં જેને પગ નથી એવો લંગડો.

૨. અવયવોનો આરંભક સંયોગવિશેષ તે સંસ્થાન.

૩. સારી રીતે સ્થિતિ તે સંસ્થાન.

૪. આકાર.

૫. ચિહ્ન.

૬. મૃત્યુ.

૭. ચાર રસ્તાનો ચકલો.

**संहिता**:—धर्मबोधार्थं रचिता संहिता । यथा मनुभारतादिः । ધર્મનો બોધ થવાને અર્થે રચેલો ગ્રંથ સંહિતા. જેમ મનુસ્મૃતિ, મહાભારત, ઇત્યાદિ.

૨. सम्यक् हितं प्रतिपाद्यं यस्यां सा संहिता । જેમાં સારી રીતે હિતનું પ્રતિપાદન કરેલું હોય તે સંહિતા.

**सखण्डोपाधिः**—बहुपदार्थघटितो धर्मः । જે ધર્મ બહુ પદાર્થવડે ઘટિત હોય તે સખંડોપાધિ કહેવાય છે, જેમ, આકાશમાં શબ્દ ગુણનું સમવાયિકારણત્વ છે તેજ આકાશત્વ છે; એ આકાશત્વ, શબ્દ અને સમવાયિકારણત્વ એવા ઘણા પદાર્થોથી ઘટિત છે, માટે આકાશત્વ એ સખંડોપાધિ કહેવાય છે. તેમજ 'અંત્યાવયવિત્વ વિશિષ્ટ ચેષ્ટાશ્રયત્વ' નું નામ શરીરત્વ છે; તે શરીરત્વ પણુ અંત્ય, અવયવિત્વ, ચેષ્ટા, ઇત્યાદિક ઘણા પદાર્થોવડે ઘટિત હોવાથી સખંડોપાધિ છે. એ રીતે શિષ્ટત્વ, ઇંદ્રિયત્વ, વિષયત્વ, કાળત્વ, દિકત્વ, સામાન્યત્વ, તથા વિશેષત્વ, સમવાયત્વ, અભાવત્વ, ભાવત્વ, કારણત્વ, એ બધા ધર્મો સખંડોપાધિરૂપ છે.

**सङ्करः**—( जातिबाधकदोषः )—परस्परात्यन्ताभावसमानाधिकरणयोर्धर्मयोरेकत्र समावेशः सङ्करः । પરસ્પર અંત્યતાભાવની સાથે સમાન આધિકરણવાળા જે બે ધર્મ છે, તે બે ધર્મનું જે એક અધિકરણમાં રહેવાપણું, તેનું નામ સંકર દોષ છે. જેમ, પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ, એ પાંચ દ્રવ્યોમાં ભૂતત્વ ધર્મ રહે છે; અને પૃથ્વી, જળ, તેજ, વાયુ અને મન, એ પાંચમાં મૂર્તત્વ ધર્મ રહે છે. તેમાં મન વિષે ભૂતત્વ ધર્મનો અત્યંતાભાવ રહે છે, અને તે મન વિષે મૂર્તત્વ ધર્મ રહે માટે તે મૂર્તત્વ ધર્મ ભૂતત્વ ધર્મના અત્યંતાભાવ સાથે સમાન અધિકરણવાળો છે. તેમજ આકાશમાં મૂર્તત્વ ધર્મનો અત્યંતાભાવ રહે છે, પણ તેમાં ભૂતત્વ ધર્મ તો રહે છે જ, માટે તે ભૂતત્વ ધર્મ પણ મૂર્તત્વ ધર્મના અત્યંતાભાવ સાથે સમાન અધિકરણવાળો છે. એ પ્રકારે પરસ્પર અત્યંતાભાવની સાથે સમાન અધિકરણવાળા જે ભૂતત્વ અને મૂર્તત્વ ધર્મ છે, તે બન્ને ધર્મ પૃથ્વી, જળ, તેજ અને વાયુ એ ચાર દ્રવ્યોમાં રહે છે, તેનું નામ સંકર દોષ છે. એ સંકાર દોષજ ભૂતત્વ તથા મૂર્તત્વ ધર્મના જાતિપણાનો બાધક છે. અર્થાત્ ભૂતત્વ અને મૂર્તત્વ બન્ને ધર્મ જાતિ રૂપ નથી. એજ પ્રમાણે શરીરત્વ, ઇંદ્રિયત્વ, આદિક ધર્મોના જાતિપણાનો બાધક પણ એ સંકર દોષ છે. એને જ 'સાંકર્ય' પણ કહે છે.

**सङ्कल्पमैथुनम्**:—ભોગ બુદ્ધિથી સ્ત્રીઓની પ્રાપ્તિની ઇચ્છા.

**सङ्केतः**—अर्थबोधनशक्तिविशेषः । અર્થનો બોધક કરાવવાની અમુક પ્રકારની શક્તિ તે સંકેત.

૨. स्वाभिप्रायव्यञ्जकचेष्टाविशेषः । પોતાના

અભિપ્રાયને પ્રકટ કરનારી અમુક પ્રકારની ચેષ્ટા તે સંકેત.

૨. અર્થબોધજનકશબ્દવ્યાપારः। અર્થ બોધનો જનક એવો શબ્દનો વ્યાપાર તે સંકેત.

**सङ्कोचः**—बहुविषयकवाक्यस्याल्पविषयकतया व्यवस्थापनम्। બહુ વિષયોવાળા વાક્યનો અલ્પ વિષયવાળા વાક્યમાં સમાવેશ કરીને વ્યવસ્થા કરવી તે સંકોચ.

૨, અન્યત્ર અલબ્ધાવકાશવાળા વિષય માટે અન્યત્ર લબ્ધાવકાશવાળાએ અમુક અર્થ બાધિત ગણવો તે.

૩. ઓછાપણું; સાંકડાપણું.

**सङ्क्रान्तिः**—राश्यन्तरसंयोगानुकूलव्यापारः। સૂર્યનો એક રાશિમાંથી બીજી રાશિ સાથે સંયોગને અનુકૂળ વ્યાપાર તે સંક્રાન્તિ.

**सङ्क्षेपः**—भूयसोऽर्थस्याल्पवाक्यादिना प्रकाशनम्। ઘણા અર્થનો અલ્પ વાક્યાદિ વડે પ્રકાશ કરવો તે.

**सङ्ख्या**—एकादिव्यवहार हेतुः सङ्ख्या। આ એક છે, આ બે છે, આ ત્રણ છે, ઇત્યાદિ વ્યવહારનો હેતુ, તેને સંખ્યા કહે છે.

૨. विषयत्वेनैकादिव्यवहारहेतुर्गुणः सङ्ख्या। એક, બે, આદિ ગણતરીના વિષયરૂપ ઘટ, પટ, વગેરે વસ્તુઓ વિના ગણતરી સંભવતી નથી; માટે વિષયત્વરૂપે કરીને એક, બે, ઇત્યાદિ વ્યવહાર ( એટલે પ્રત્યક્ષજ્ઞાન ) નો હેતુ હોઇને જે અર્થનો ગુણ હોય તે સંખ્યા.

**सङ्ख्यागुणः**—સંખ્યા ગુણ એકત્વ, દ્વિત્વ, ત્રિત્વ, ઇત્યાદિ ભેદવડે અનેક પ્રકારનો હોય છે; તથા તે પૃથ્વી આદિક નવે દ્રવ્યોમાં રહે છે. તેમાં એકત્વ સંખ્યા તો નિત્યદ્રવ્યોમાં નિત્ય હોય છે અને અનિત્ય દ્રવ્યોમાં અનિત્ય હોય છે, અને દ્વિત્વ, ત્રિત્વ, વગેરે સંખ્યાઓ તો સર્વત્ર અનિત્યજ હોય છે.

**सङ्ख्यानामानि**—"एकं दश शतं चैव सहस्रमयुतं तथा। लक्षं च नियुतं चैव कोटिरर्बुदमेव च ।१॥ वृन्दं खर्वो निखर्वश्च शङ्खः पद्मो च सागरः। अन्त्यं मध्यं परार्द्धं च दशवृद्ध्या यथाक्रमम् ॥१॥" એક, દશ, સો, હજાર, અયુત (દશ હજાર) લાખ, નિયુત (દશ લાખ), કરોડ, અર્બુદ (દશ કરોડ), વૃંદ (અબજ), ખર્વ, નિખર્વ, શંખ, પદ્મ, સાગર, અંત્ય, મધ્ય, અને પરાર્દ્ધ, એવાં અઢાર સંખ્યાનાં સ્થાન છે. તેમાં પહેલા સ્થાન કરતાં પછીનું સ્થાન દશગણું, એ રીતે હોય છે.

**सङ्गतिः**—अनन्तराभिधानप्रयोजकजिज्ञासाजनकज्ञानविषयानुकूलसम्बन्धो निरूपणीनिष्ठा सङ्गतिः। પૂર્વે કહેલા અર્થની પછી કહેવાના અર્થના કથનની પ્રયોજક જે શિષ્યની જિજ્ઞાસા છે, તે જિજ્ઞાસાનું જનક જે જ્ઞાન છે, તે જ્ઞાનનો જે વિષય, તે વિષયને અનુકૂળ જે સંબંધ એ સંબંધજ પછીથી નિરૂપણ કરવાના અર્થમાં રહેલી સંગતિ જાણવી. જેમ,—પ્રત્યક્ષના નિરૂપણ પછી 'મને અનુમાનનું જ્ઞાન થાઓ' એવી અનુમાન નિરૂપણ વિષે પ્રયોજક જે શિષ્યની જિજ્ઞાસા, તે જિજ્ઞાસાનું જનક 'અનુમાનનું જ્ઞાન મારા ઇષ્ટ અર્થનું સાધન છે' એવા પ્રકારનું જ્ઞાન છે. તે જ્ઞાનનો વિષય અનુમાન છે. તે અનુમાન વિષે જે પ્રત્યક્ષની સંગતિ છે.

**सङ्गतिप्रकाराः**—એ સંગતિના ૭ પ્રકાર છેઃ જેમ,—"सप्रसङ्ग उपोद्घातो हेतुतावसरस्तथा। निर्वाहकैक्यकार्यैक्ये षोढा संगतिरिष्यते ॥१॥ (૧) પ્રસંગસંગતિ, (૨) ઉપોદ્ઘાતસંગતિ, (૩) ઉપજીવ્યઉપજીવકભાવસંગતિ, (૪) અવસરસંગતિ, (૫) નિર્વાહકૈક્યસંગતિ, અને (૬) કાર્યૈક્યસંગતિ, એવી ૭ પ્રકારની સંગતિ કહેવાય છે. ( લક્ષણો તે તે શબ્દોમાં જોવાં. )

૨. पदपदार्थयोः स्मार्यस्मारकभावसम्बन्धः सङ्गतिः। પદ અને પદાર્થ એ બેનો જે સ્માર્ય અને સ્મારકભાવ સંબંધ છે, તેને સંગતિ કહે છે. પદ એ સ્મારક છે, અને પદાર્થ એ સ્માર્ય છે. એનું બીજું નામ વૃત્તિ છે.

**सङ्ग्रहः**—સાથવો, ધૂળ, આદિક પદાર્થોનો પિંડાકાર (ગોળો) કરવામાં ઉપયોગી જે સંયોગ વિશેષ છે, તેનું નામ સંગ્રહ (એકઠું કરવું).

૨. बह्वर्थवाक्यानामेकत्र सङ्कलनम् । ઘણા અર્થવાળાં વાક્યો એક સ્થળે ગોઠવવાં તે સંગ્રહ.

૩. विस्तरेणोपदिष्टानामर्थानां सूत्रभाष्ययोः । निबन्धो यः समासेन सङ्ग्रहं तं विदुर्बुधाः ॥१॥ સૂત્ર અને ભાષ્યમાં જે અર્થો વિસ્તારથી કહેલા છે, તેજ અર્થોનું ટૂંકામાં નિબંધન કરવું, તેને સંગ્રહ કહે છે.

**सङ्घातः**—समानधर्मवतां परस्परसम्बन्धः । સમાન ધર્મવાળાઓનો પરસ્પર સંબંધ તે સંઘાત.

૨. दृढसंयोगः समूहो वा । દૃઢ એવા સંયોગને અથવા સમૂહને સંઘાત કહે છે.

**सजातीयभेदः**—समानजातिकृतो भेदः । સમાન જાતિવાળા પદાર્થોના પરસ્પર ભેદ તે સજાતીય ભેદ. જેમ, પીંપળો અને લીંબડો એ બેમાં વૃક્ષત્વ જાતિ સમાન છતાં તે બન્ને ભિન્ન ભિન્ન વૃક્ષો છે, માટે એ બેનો ભેદ સજાતીય છે.

**सजातीयादिभेदत्रयम्**—સજાતીય વગેરે ત્રણે ભેદ આ પ્રમાણે છેઃ (૧) સજાતીય ભેદ, (૨) વિજાતીય ભેદ, અને (૩) સ્વગતભેદ.

**सञ्चितकर्म**—जन्मान्तरहेतुभूतं सदवस्थितं पूर्वजन्मीनं कर्म । નવા જન્મને આપવામાં હેતુભૂત થઈને રહેલું પૂર્વજન્મનું કર્મ. અર્થાત્ પૂર્વજન્મમાં કરેલાં કર્મ પોતાનું ફળ આપ્યા વિનાનાં અદૃષ્ટરૂપે રહેલાં હોય છે તે કર્મ.

**सञ्चितागामिकर्मनाशः**—ક્રિયારૂપ કર્મનો તો ફળભોગાદિ વિનાજ નાશ થાય છે; પણ શાસ્ત્રમાં કહેલા કર્મ શબ્દવડે કર્મજન્ય ધર્મ-અધર્મરૂપ અદૃષ્ટ સમજવું. તે અદૃષ્ટરૂપ કર્મનો નાશ તો ફળભોગથી અથવા વિરોધી કર્મથી અથવા બ્રહ્મજ્ઞાનથી થાય છે.

**सञ्जिहीर्षा**—સંહાર કરવાની ઇચ્છા.

૨. (જગતના સંહાર વિષયમાં) પરમેશ્વરની સંહાર કરવાની ઇચ્છા.

**सत्कारः**—साधुरयं तपस्वी ब्राह्मण इत्येवमविवेकिभिः क्रियमाणा स्तुतिः । આ તપસ્વી બ્રાહ્મણ સાધુ છે, એવી અવિવેકીઓએ કરેલી સ્તુતિ.

**सत्ख्यातिः**—'છીપ એ રૂપું છે' એ દૃષ્ટાન્તમાં છીપના આરંભક અવયવોની સાથે રૂપાના અવયવો મળેલા હોય છે. બન્નેના અવયવ સત્ય છે, પણ દોષવાળા નેત્રનો જ્યારે તે અવયવો સાથે સંયોગસંબંધ થાય છે ત્યારે તે અવયવો સત્યરૂપાની ઉત્પત્તિ કરે છે, માટે છીંપને જોનારા ભ્રાન્ત લોકોને આ સાચું રૂપું છે એવું પ્રત્યક્ષ થાય છે. પછી જ્યારે છીંપનું જ્ઞાન થાય છે, ત્યારે તે સાચા રૂપાનો પોતાના અવયવોમાં ધ્વંસ થાય છે; માટે એ સત્ખ્યાતિ કહેવાય છે.

**सत्ता**—अनुगतबुद्धिव्यवहारभूतपरसामान्यम् । પદાર્થ માત્રમાં આ સત્, આ સત્, એવી બુદ્ધિના વ્યવહારનું હેતુ ભૂત જે સામાન્ય, તે પરસામાન્ય કહેવાય છે. એનેજ સત્તા સામાન્ય કહે છે.

**सत्प्रतिपक्षो हेत्वाभासः**—साध्याभावसाधकं हेत्वन्तरं यस्य स सत्प्रतिपक्षः । જે હેતુના સાધ્યના અભાવનો સાધક બીજો પ્રતિપક્ષ હેતુ વિદ્યમાન હોય છે તે હેતુ સત્પ્રતિપક્ષ નામે હેત્વાભાસ કહેવાય છે. ( એ સત્પ્રતિ પક્ષનું બીજું નામ ' प्रकरणसम ' પણ કહેવાય છે. ) જેમ, ' शब्दो नित्यः श्रावणत्वात् शब्दत्ववत् ' ' શબ્દ નિત્ય હોવા યોગ્ય છે, શ્રાવણત્વવાળો હોવાથી ( અર્થાત્ શ્રોત્ર ઇંદ્રિયજન્ય શ્રાવણ પ્રત્યક્ષનો વિષય હોવાથી ), જે જે શ્રાવણ પ્રત્યક્ષનો વિષય છે તે તે નિત્ય હોય છે, જેમ શબ્દ વૃત્તિ શ્રાવણત્વ જાતિ શ્રવણ પ્રત્યક્ષનો વિષય હોવાથી નિત્ય છે, તેમ શબ્દ પણ શ્રાવણ પ્રત્યક્ષનો વિષય હોવાથી નિત્યજ

હોવો જોઇએ'. આ અનુમાન વડે મીમાંસકો શબ્દ વિષે નિત્યત્વ સિદ્ધ કરે છે, અને નૈયાયિકો તો, 'शब्दोऽनित्यः कार्यत्वात् घटवत्।' 'શબ્દ અનિત્ય છે, કાર્ય રૂપ હોવાથી, જે જે પદાર્થ કાર્ય રૂપ હોય છે તે તે પદાર્થ અનિત્ય હોય છે; જેમ ઘટ કાર્ય રૂપ હોવાથી અનિત્ય છે, તેમ કાર્ય રૂપ હોવાથી શબ્દ પણ અનિત્ય જ હોવો જોઇએ.' આ અનુમાન વડે શબ્દમાં અનિત્યત્વ સિદ્ધ કરે છે.

તેમાં મીમાંસકોના શ્રાવણત્વરૂપ હેતુનું જે શબ્દનિષ્ઠ નિત્યત્વરૂપ સાધ્ય છે, તે નિત્યત્વ સાધ્યના અનિત્યત્વરૂપ અભાવનો સાધક નૈયાયિકોનો કાર્યત્વરૂપ હેતુ વિદ્યમાન છે, માટે મીમાંસકોનો શ્રાવણત્વરૂપ હેતુ સત્પ્રતિપક્ષ કહેવાય છે. આ સત્પ્રતિપક્ષ હેતુનું જ્ઞાન પણ સાક્ષાત્ અનુમિતિનું પ્રતિબંધક છે; માટે એ હેત્વાભાસ છે.

૩. अनर्थानुबन्धियथार्थवचनम् । જેમાં અનર્થનો સંબંધ હોય નહિ એવું, તથા જે પ્રમાણે બન્યું હોય તેવું યથાર્થ-વચન તે સત્ય.

૪. प्रियहितदृष्टश्रुतार्थभाषणम् । જેવું સાંભળ્યું હોય કે જોયું હોય તે પ્રમાણે પુરસ્સર તથા પ્રિય અને હિત હોય એવું ભાષણ.

૫. विधिमुखप्रतीतिविषयः सत्यम् । જે વિધિમુખ પ્રતીતિનો વિષય હોય તે સત્ય.

૬. यथार्थज्ञानविषयः सत्यम् । જે યથાર્થ જ્ઞાનનો વિષય હોય તે સત્ય.

૭. बाधानर्हत्वं सत्यत्वम् । જેનો બાધ થઈ શકે નહિ એવા અર્થના વિશેષણરૂપ સત્યતા તે સત્ય. મતલબ કે જેનો ત્રણે કાલમાં બાધ થઈ શકે નહિ તે સત્ય.

सत्यगुणः—શુભરૂપ કાર્યનું કારણ એવો જ્ઞાનાત્મક ગુણ તે સત્યગુણ.

सत्यापत्तिः—[illegible]

**सन्तानः**—एकधर्मावच्छिन्नत्वेन ज्ञानम् । એક ધર્મવાળું જ્ઞાન.

**सन्तोषः**—પ્રાણોનું ધારણ માત્ર કરવામાં હેતુભૂત જે અન્નપાનાદિક છે, તે વડે કરીને જે તુષ્ટિ છે તેનું નામ સંતોષ.

૨. જેટલું મળે તેટલામાં પ્રસન્નતા તે સંતોષ.

૩. विद्यमानभोगोपकरणादधिकस्यानुपादित्सा चित्तवृत्तः । જેટલો ભોગ પ્રાપ્ત હોય તેનાથી અધિકને પ્રાપ્ત કરવાની અનિચ્છારૂપ જે ચિત્તની વૃત્તિ તે સંતોષ.

**सन्देहः**—एकस्मिन् धर्मिणि विरुद्धकोटिद्वय-ज्ञानम् । એકજ ધર્મીમાં બે વિરુદ્ધ પ્રકારનું જ્ઞાન. જેમ, પર્વત ઉપર આ ધૂમાડો દેખાય છે કે ધૂમસ, અથવા આ પર્વત અગ્નિવાળો છે કે નથી ? ઇo.

**सन्धिः**—अन्योऽन्यं सन्धानम् । પરસ્પર સંધાન કરવું તે.

૨. अर्धमात्रोच्चारणकालेनाव्यवहितयोर्वर्णयोर्द्रुततरोच्चारणम् । અર્ધમાત્રા બોલતાં જેટલો કાળ લાગે તેટલા કાળમાં પાસેપાસેના અક્ષરોને ઝડપથી બોલવા તે સંધિ.

**सन्ध्या**—रात्रेराद्यन्तदण्डचतुष्टयात्मकालः । રાત્રિના આરંભમાં અને અંતમાં ચાર દંડ જેટલો કાળ. ( દંડ એટલે ઘડી. )

**सन्निकर्षः**—સંબંધ.

**सन्निधिः**—पदानामविलम्बेनोच्चारणं:सन्निधिः । પદોનું જે વિલંબરહિત ઉચ્ચારણ તેને સન્નિધિ કહે છે.

**सन्निपत्योपकारि**—कर्माङ्गिद्रव्याद्युद्देशेन विधीयमानं कर्म । કર્મના અંગભૂત દ્રવ્યાદિને ઉદ્દેશીને જે કર્મ કરવાનો વિધિ છે, તે કર્મ સંનિપત્યોપકારિ કહેવાય છે.

**सन्निहितत्वम्**—स्वरूपभिन्नत्वे सति सम्बन्धित्वम् । પદાર્થોનું સ્વરૂપ ભિન્ન હોઇને તેમનું જે પરસ્પર સંબંધીપણું તે સન્નિહિતત્વ.

**सन्न्यासः**—विहितानां कर्मणां विधिना परित्यागः । શ્રુતિ, સ્મૃતિ અને શાસ્ત્રે અધિકારી પુરુષપ્રતિ કર્તવ્યતારૂપે વિધાન કરેલાં અગ્નિહોત્રાદિ કર્મનો જે વિધિપૂર્વક ત્યાગ તે સંન્યાસ.

૨. विधितो गृहीतानां नित्यनैमित्तिककाम्यश्रौत-स्मार्त कर्मणां प्रैषमन्त्रं समुच्चार्य परित्यागः सन्न्यासः विधिपूर्वक ग्रહण કરેલાં જે નિત્ય, નૈમિત્તિક, અને કામ્ય એવાં શ્રૌત—સ્માર્તકર્મ, તેનો પૈષમંત્રના ઉચ્ચારપૂર્વક જે ત્યાગ તે સંન્યાસ સંન્યાસના ચાર પ્રકાર છેઃ (૧) કુટીચક, (૨) બહુદક, (૩) હંસ, અને (૪) પરમહંસ.

**सन्न्यासद्वयम्**—સંન્યાસના બે પ્રકારઃ (૧) વિદ્વત્સંન્યાસ. અને (૨) વિવિદિષાસંન્યાસ.

**सपक्षः**—निश्चितसाध्यवान् सपक्षः । જે પદાર્થ સાધ્યપ્રકારકના નિશ્ચયવાળો હોય છે તે સપક્ષ કહેવાય છે. જેમ–' પર્વત અગ્નિવાળો છે, ધૂમ હેતુથી, જેમ રસોડું.' એ અનુમાનમાં રસોડું ( પાક શાળા ) સપક્ષ કહેવાય છે. કેમકે પાક શાળા વિષે મનુષ્યને 'महानसो वह्निमान्' ' ( પાક શાળા અગ્નિવાળી છે )' એ પ્રકારનો અગ્નિ રૂપ સાધ્ય પ્રકારક નિશ્ચય હોય છે.

**सप्तपदार्थाः**—(આર્હતમતે)—(૧) જીવ, (૨) અજીવ, (૩) આશ્રવ, (૪) સંવર, (૫) નિર્જર, (૬) બંધ, અને (૭) મોક્ષ, એવા સાત પદાર્થો જૈન મતવાળા માને છે.

**सप्तभङ्गी नयः** ( જૈન મતે )–એને અનૈકાન્તિકવાદ પણ કહે છે. એનું આવું સ્વરૂપ છેઃ જેમ, ઘટાદિક પદાર્થ જો કદાચિત્ સર્વ રૂપે કરીને સત્ હોય તો તે પદાર્થો સદાકાળ પ્રાપ્ય રૂપે પણ વિદ્યમાન હોવા જોઇએ, પણ તેમ હમેશાં હોતું નથી. તેમની પ્રાપ્તિ માટે પ્રયત્ન પણ કરવો પડે છે, માટે ઘટાદિક પદાર્થો ઘટત્વાદિક કિંચિત્ રૂપે તો સત્ છે, અને પ્રાપ્યત્વાદિક કિંચિત્ રૂપે તો અસત્ છે. એ પ્રમાણે વસ્તુ માત્રને અનેકરૂપતા છે; કોઇ પણ વસ્તુને એકરૂપતા નથી. એ નય નીચે પ્રમાણે છેઃ

(૧) स्यादस्तिः—જ્યારે ઘટાદિક પદાર્થોનું અસ્તિપણું વિવક્ષિત હોય ત્યારે એ રીતે કહેવામાં આવે છે. स्यात् એટલે કાંઇક અંશે. અર્થાત્ ઘટ પ્રાપ્યત્વ રૂપે છે. પણ જ્યારે 'ઘટ નથી' એમ કહેવું હોય ત્યારે—

(૨) स्यान्नास्ति—એમ બીજો ભંગ પ્રવૃત્ત થાય છે, એટલે કાંઇક અંશે ઘટ નથી. જ્યારે તે ઘટાદિક છે અને નથી એમ અનુક્રમે કહેવું હોય ત્યારે—

(૩) स्याद् अस्ति च नास्ति च એમ ત્રીજો ભંગ પ્રવૃત્ત થાય છે. અર્થાત્ ઘટે છે તો ખરો પણ પ્રાપ્યત્વ રૂપે નથી, પણ જયારે ઘડો છે અને નથી, એમ એક વખતે કહેવું હોય ત્યારે 'છે અને નથી' એવા વિરુદ્ધાર્થક શબ્દો એકજ કાળમાં ઘટે નહિ; માટે—

(૪) स्याद् अवक्तव्यः—એવો ચોથો ભંગ પ્રવૃત્ત થાય છે. વળી अस्ति પણું અને અવક્તવ્યપણું કહેવું હોય ત્યારે—

(૫) स्याद् अस्ति च अवक्तव्यश्च। એટલે પ્રાપ્તવ્ય અંશે છે, પણ અવક્તવ્ય છે. એવો પાંચમો ભંગ પ્રવૃત્ત થાય છે. પણ જો નાસ્તિ-પણું અને અવક્તવ્યપણું કહેવું હોય તો—

(૬) स्यान्नास्ति च अवक्तव्यश्च એવો છઠ્ઠો ભંગ પ્રવૃત્ત થાય છે, અને અસ્તિપણું, નાસ્તિપણું અને અવક્તવ્યપણું, બધુંજ કહેવું હોય ત્યારે—

(૭) स्यादस्ति च नास्ति च अवक्तव्यश्च। એમ સાતમો ભંગ વપરાય છે.

જેમ 'અસ્તિ' અને 'નાસ્તિ' બે ધર્મોને સપ્ત ભંગ લાગુ કરવામાં આવે છે, તેમ 'એકત્વ' અને 'અનેકત્વ,' 'નિત્યત્વ' અને 'અનિત્યત્વ;' 'ભિન્નત્વ' અને અભિન્નત્વ' ઇત્યાદિક ધર્મોને લેઇને પણ સપ્ત ભંગ પ્રવૃત્ત થાય છે જેમઃ—

(૧) स्यादेकः। (૨) स्यादनेकः। (૩) स्यादेकश्चानेकश्च। (૪) स्यादवक्तव्यः। (૫) स्यादेकश्चावक्तव्यः। (૬) स्यादनेकश्चावक्तव्यः। (૭) स्यादेकश्चानेकश्चावक्तव्यः। એજ રીતે બીજા 'નિત્ય' 'અનિત્ય' વગેરે શબ્દો જોડીને પણ સપ્ત ભંગ બનાવી શકાય.

એમાં સર્વત્ર પહેલા અને ચોથા ભંગની વિવક્ષાથી પાંચમો ભંગ બને છે; બીજા અને ચોથાથી છઠ્ઠો ભંગ બને છે; અને ત્રીજા તથા ચોથાથી સાતમો ભંગ બને છે.

આવી રીતે જીવાદિક સપ્તપદાર્થો અનૈકાન્તિક સ્વભાવવાળા છે, એમ આર્હતોનું માનવું છે.

**समत्वम्**—सर्वत्र ब्रह्मदर्शित्वम्। સર્વત્રને બ્રહ્મ રૂપે જોવા પણું.

**समनियतत्त्वम्**—व्यापकत्वे सति व्याप्यत्वम् એકજ પદાર્થમાં વ્યાપ્યપણું અને વ્યાપકપણું હોય તે, જેમ,—'જ્યાં જ્યાં ગંધવત્ત્વ હોય છે ત્યાં ત્યાં પૃથ્વીત્વ હોય છે' (કેમકે 'ગંધવત્ત્વ' એ પૃથ્વીનું લક્ષણ અથવા અસાધારણ ધર્મ છે.) એ રીતે ગંધવત્ત્વ લક્ષણમાં પૃથ્વીત્વ ધર્મનું વ્યાપ્યપણું પ્રતીત થાય છે; અને 'જ્યાં જ્યાં પૃથ્વીત્વ હોય છે ત્યાં ત્યાં ગંધવત્ત્વ હોય છે' એ રીતે ગંધવત્ત્વમાં પૃથ્વીત્વનું વ્યાપકપણું દેખાય છે. આવી રીતે જે વ્યાપ્યપણું અને વ્યાપકપણું, તે 'સમનિયતત્વ' કહેવાય છે.

૨. અથવા, તુલ્ય અધિકરણમાં હોવું એનું નામ સમનિયતપણું છે.

**समन्वयः**—ब्रह्मात्मैकत्वप्रतिपादकत्वेन वेदान्तवाक्यानां समनुगतत्वम्। વેદાન્ત વાક્યોનું આત્મા અને બ્રહ્મની એકતાનું પ્રતિપાદન કરવામાં તાત્પર્ય છે, એવી રીતે તે વેદાન્ત વાક્યો સમજાવવાં તેને સમન્વય કહે છે. (બ્રહ્મ સૂત્રના પ્રથમાધ્યાયવડે એવો સમન્વય કરેલો છે.)

૨. वेदान्तानां ब्रह्मप्रमितिजनकत्वम्। વેદાન્તોમાં પ્રમાણ પુરઃસર બ્રહ્મજ્ઞાનનું જનકત્વ સમજાવવું તે સમન્વય કહેવાય છે.

**समभिव्याहृतत्वम्**—एकवाक्यतापन्नत्वम् ઘણા શબ્દોના પરસ્પર કારકાદિ સંબંધ વડે જે એક વાક્યતા પ્રાપ્ત થાય છે તે જેમ·

'पदानां समभिव्याहृतत्वमाकांक्षा ।' એટલે, આકાંક્ષાનું લક્ષણ સમજાવતા પદોનું સમભિવ્યાહૃત્વ' કહ્યું છે ત્યાં તેનો અર્થ 'એક વાક્યતા' એવો કર્યો છે. ૨. સાથેપણું. ૩ સાથે બોલવાપણું.

**समभिहारः**—ફરી ફરીને હોવાપણું. ૨. સાતત્ય (સતતપણું) ૩. અત્યંત,

**समर्थः**—ગમે તે કાર્યનો પ્રયોજક, ૨. સંગતાર્થ, (એટલે અન્વય અન્વયિપણાને પ્રાપ્ત થયેલો અર્થ. ૩. શબ્દ શક્તિવાળો શબ્દ તે પણ 'સમર્થ' કહેવાય છે.

**समवहितत्वम्**—एककालीनत्वम्। એકે વખતે હોવાપણું, જેમ, "घटसमवहितः पटः" "ઘડાની સાથેજ એકે કાળે પટ છે."

૨. સાથે હોવાપણું જેમ "मण्यादिसमवहितेन दाहो न जन्यते।" મણિ વગેરે તૈજસ પદાર્થો સાથે હોય તેથી દાહ ઉત્પન્ન થતો નથી. દઝાતું નથી.

**समवायः**–नित्यसम्बन्धः समवायः જે પદાર્થ નિત્ય હોય તથા સંબંધ રૂપ હોય તે પદાર્થ સમવાય કહેવાય છે. હવે એ સમવાય ઉત્પત્તિ વિનાશથી રહિત હોવાથી નિત્ય છે તથા ગુણ ગુણીઆદિકોના સંબંધ રૂપ પણ છે, માટે સમવાયનું એ લક્ષણ સંભવે છે.

૨. अयुतसिद्धयोः सम्बन्धः समवायः। બે અયુતસિદ્ધ પદાર્થોનો જે સંબંધ તેને સમવાય કહે છે. (૧) અવયવ–અવયવી, (૨) ગુણ, ગુણી, (૩) ક્રિયા–ક્રિયાવાન્, (૪) જાતિ–વ્યક્તિ, અને (૫) વિશેષ–નિત્ય દ્રવ્ય, આ પાંચ જોડકાં છે. એમાંના કોઇ પણ જોડકાને અયુતસિદ્ધ કહે છે. અર્થાત્ અવયવ અને અવયવી, ગુણ અને ગુણી, ક્રિયા અને ક્રિયાવાન્, જાતિ અને વ્યક્તિ, તથા વિશેષ અને નિત્ય દ્રવ્ય, એ જોડકાંના બેનો સંબંધ તે સમવાય સંબંધ કહેવાય છે.

૩. संयोगभिन्नत्वे सति साक्षात् सम्बन्धत्वम्। સંયોગ સંબંધથી ભિન્ન હોઇને જે સાક્ષાત્ સંબંધપણું તે સમવાય સંબંધત્વ–જેમ 'ઘટ' એ વ્યક્તિ છે અને "ઘટત્વ" એ જાતિ છે; એ બેનો સંબંધ તે સંયોગ સંબંધ નથી, એમ છતાં તેમનો સાક્ષાત્ સંબંધ તો છે, માટે એ સમવાય સંબંધ કહેવાય છે. સમવાય પદાર્થ એકજ, નિત્ય અતીંદ્રિય છે.

**समवायसन्निकर्षः**—શ્રોત્ર ઇંદ્રિયવડે વર્ણાત્મક તથા ધ્વન્યાત્મક શબ્દનું પ્રત્યક્ષ થાય છે, તે શબ્દનું શ્રાવણ–પ્રત્યક્ષ કહેવાય છે. એ શ્રાવણ પ્રત્યક્ષમાં શ્રોત ઇંદ્રિયનો શબ્દ ગુણની સાથે સમવાય સન્નિકર્ષ હોય છે. કર્ણ છિદ્રમાં રહેલું જે આકાશ છે તેનું નામ શ્રોત્ર ઇંદ્રિય છે. એ શ્રોત્ર ઇંદ્રિયરૂપ આકાશમાં ઉત્પન્ન થયેલા શબ્દનું જ તે શ્રોત્ર ઇંદ્રિય વડે પ્રત્યક્ષ થાય છે. શબ્દ એ આકાશનો ગુણ છે, અને આકાશ એ ગુણી છે; ગુણ અને ગુણીનો પરસ્પર સમવાય સંબંધ જ હોય છે, માટે શ્રાવણ પ્રત્યક્ષનું કારણ સમવાય સન્નિકર્ષ છે.

**समवायिकारणम्**—यत्समवेतं कार्यमुत्पद्यते तत् समवायिकारणम्। જે દ્રવ્ય વિષે સમવાય વડે સંબંધ પામેલું કાર્ય ઉત્પન્ન થાય છે. તે દ્રવ્ય તે કાર્યનું સમવાયિ કારણ કહેવાય છે. જેમ,–તંતુરૂપ દ્રવ્ય વિષે સમવાયવડે સંબંધ પામીને પટરૂપ કાર્ય ઉત્પન્ન થાય છે, માટે તંતુ એ પટનું સમવાયિ કારણ છે. એજ પ્રમાણે ઘટ પટાદિક દ્રવ્યોમાં રૂપ, રસ, વગેરે ગુણરૂપ કાર્ય, તથા કર્મરૂપ કાર્ય પણ સમવાય વડે સંબંધ પામીને ઉત્પન્ન થાય છે, માટે તે રૂપરસાદિક ગુણોનું તથા કર્મનું ઘટ–પટાદિક દ્રવ્ય સમવાયિ કારણ કહેવાય છે.

૨. समवायसम्बन्धावच्छिन्नकार्यतानिरूपित तादात्म्यसम्बन्धावच्छिन्नकारणत्वम्। સમવાય સંબંધથી અવચ્છિન્ન એવી કાર્યતાવડે નિરૂપિત તાદાત્મ્ય સંબંધવડે અવછિન્ન કારણપણું તે સમવાયિકારણત્વ જેમ,–કપાલ રૂપ અધિકરણમાં સમવાય સંબંધવાળી કાર્યતા ઘટ છે.

તે ઘટવડે કપાલોનો તાદાત્મ્ય સંબંધ નિરૂપિત છે. એ તાદાત્મ્ય સંબંધવાળું કારણપણું કપાલોમાં છે, માટે કપાલોમાં ઘટનું સમવાયિકારણપણું રહેલું છે.

૨. જે દ્રવ્યમાં જે કાર્ય સમવાય સંબંધથી ઉત્પન્ન થાય છે તે કાર્યનું તે દ્રવ્ય સમવાયિ કારણ કહેવાય છે. તંતુઓરૂપી દ્રવ્યમાં પટ રૂપ કાર્ય સમવાય સંબંધથી ઉત્પન્ન થાય છે માટે તંતુ એ પટનું સમવાયિ કારણ છે.

**समवायित्वम्**—પ્રતિયોગિતા સંબંધવડે અથવા અનુયોગિતા સંબંધવડે સમવાયનું રહેવું તે સમવાયિત્વ એ દ્રવ્યાદિ પાંચ પદાર્થનું સાધર્મ્ય છે. જેમ કપાલમાં ઘટનું સમવાયિત્વ છે; દ્રવ્યમાં ગુણ અને ક્રિયાનું સમવાયિત્વ છે.

૨. સમવાય સંબંધવડે રહેવાપણું તે સમવાયિત્વ કહેવાય છે.

**समवेतसमवायसन्निकर्षः**—શ્રોત્ર ઇંદ્રિય વડે શબ્દ ગુણવૃત્તિ શબ્દત્વ જાતિનું પણ પ્રત્યક્ષ થાય છે, કેમકે આકાશ રૂપ શ્રોત્ર ઇંદ્રિયમાં શબ્દ સમવાય સંબંધે કરીને રહે છે, માટે એ શબ્દ શ્રોત્ર સમવેત કહેવાય છે. એવા શબ્દમાં શબ્દત્વ જાતિ સમવાય સંબંધે કરીને રહે છે, માટે શ્રોત્ર ઇંદ્રિય સાથે સમવેત સમવાય સંબંધે કરીને શબ્દત્વ જાતિનું, તથા क, ख, વગેરે વર્ણમાં રહેલી कत्व, खत्व, વગેરે જાતિઓનું શ્રાવણ પ્રત્યક્ષ સંભવે છે.

**समष्टित्वम्**—वनवदेकबुद्धिविषयत्वम्। જેમ અનેક વૃક્ષોના સમૂહમાં વનરૂપ એક બુદ્ધિ થાય છે, તેમ અનેક વ્યષ્ટિઓમાં એક બુદ્ધિનું વિષયત્વ તે સમષ્ટિત્વ.

૨. गोत्वादिवत् सर्वत्र व्यष्टिष्वनुस्यूतत्वम्। જેમ 'ગોત્વ' જાતિ પ્રત્યેક ગાયમાં અનુસ્યૂત છે, તેમ જે દરેક વ્યષ્ટિમાં અનુસ્યૂત હોય તે સમષ્ટિ કહેવાય.

**समष्टिसूक्ष्मशरीरम्**—સર્વ વ્યષ્ટિ લિંગ શરીરોનો સમુદાય, જેમ, અનેક વૃક્ષોને સમુદાય હોવા છતાં તેમાં 'વન' એવી એક બુદ્ધિ થાય છે, એવી રીતે અનેક વ્યક્તિ છતાં એક બુદ્ધિનો વિષય થાય ત્યારે તે 'સમષ્ટિ' કહેવાય છે; અને પ્રત્યેક ભિન્ન ભિન્ન વૃક્ષની પેઠે અનેક બુદ્ધિનો વિષય હોય તે વ્યષ્ટિ કહેવાય છે.

**समसमुच्चयः**—ज्ञानकर्मणोः परस्परैककालस्तनुकालेऽनुष्ठानम्। જ્ઞાન અને કર્મનું એક બીજાની સાથે એકેજ વખતે અનુષ્ઠાન તે સમસમુચ્ચય.

**समाख्या**—અન્વર્થ સંજ્ઞા એટલે અર્થને ઘટે તેવું નામ. જેમ, કોઇ માણસ વિદ્યાનો વ્યસની હોય અને તેનું નામ પણ 'વિદ્યારામ' હોય ત્યારે તે અન્વર્થ નામ કહેવાય. એને સમાખ્યા કહે છે.

૨. એજ રીતે યૌગિક શબ્દોને પણ સમાખ્યા કહે છે, જેમ વર્ષણ કરે છે તેને 'વૃષ્ટિ' કહે છે. કુંભને (ઘડાને) બનાવે છે તે 'કુંભકાર' કહેવાય છે. એ પણ સમાખ્યા છે.

**समाधानम्**—श्रवणाद्यपेक्षितचित्तैकाग्र्यम्। શ્રવણ વગેરે કરવામાં જરૂરની જે ચિત્તની એકાગ્રતા, તેનું નામ સમાધાન.

૨. निद्रालस्यप्रमादत्यागेन स्थितिः। નિદ્રા, આળસ અને પ્રમાદનો ત્યાગ કરવાથી જે સ્થિતિ પ્રાપ્ત થાય છે તે સમાધાન.

૩. सिद्धान्तानुकूलतर्कादिना सम्यगर्थावधारणम्। સિદ્ધાન્તને અનુકૂળ તર્ક વગેરેથી સારી રીતે અર્થનો નિશ્ચય કરવો તે સમાધાન.

૪. विवादभञ्जनम्। વિવાદનો નિર્ણય કરી વિવાદનો અંત આણવો તે સમાધાન.

**समाधिः**—સઘળી અનાત્માકાર વૃત્તિઓથી રહિત હોઇને ચિત્તની જે કેવળ આત્મકાર અવસ્થા તેનું નામ સમાધિ.

૨. જ્યાં કેવળ ધ્યેય વસ્તુનુંજ સ્ફુરણ થાય છે, પણ ધ્યાતા અને ધ્યાનનું સ્ફુરણ થતું નથી, તે સમાધિ.

૩. શબ્દાદિક વિષયોથી શ્રોત્રાદિક ઇંદ્રિયોને દૂર કરીને સાક્ષાત્ કરેલી તત્ત્વ

વસ્તુમાં અતિ આદરથી મનનાં ધારણપૂર્વક જે ચિંતન, તેનું નામ સમાધિ.

૪. व्युत्थाननिरोध संस्कारयोरभिभवप्रादुर्भावे सति चित्तस्यैकाग्रतापरिणामः । વ્યુત્થાન સંસ્કારનો અભિભવ ( પરાજય ) અને નિરોધ સંસ્કારનો પાર્દુર્ભાવ ( ઉત્પત્તિ ) સહિત જે ચિત્તનો એકાગ્રતા રૂપ પરિણામ તે સમાધિ.

૫ द्रष्टृस्वरूपावस्थानहेतुश्चित्तवृत्तिनिरोधः । દ્રષ્ટાની પોતાના સ્વરૂપમાં જે સ્થિતિ, તે સ્થિતિનો હેતુ એવો જે ચિત્તની વૃત્તિઓનો નિરોધ તે સમાધિ.

એ સમાધિના सविकल्प અને निर्विकल्प એવા બે પ્રકાર છે. ( વિશેષ માટે 'યોગ' શબ્દ જુઓ. )

**समानवायुः**—नाभिस्थानस्थितत्वे सति अशितपीतान्नपानादेः समीकरः । જે વાયુ નાભિ સ્થાનમાં રહીને ખાધેલા પીધેલા અન્નપાનાદિને સમાન કરે છે ( તેમના યોગ્ય સ્થાનોમાં પહોંચાડે છે ), તે સમાનવાયુ.

**समानाधिकरणत्वम्**—एकाधिकरणकत्वम् । એક અધિકરણમાં હોવાપણું. જેમ, "પર્વત અગ્નિવાળો છે, ધૂમરૂપ હેતુથી." ઇત્યાદિમાં અનુમાન લક્ષણના ઘટક અવયવ રૂપ ધૂમનું અને ઘટના અત્યંતાભાવનું સમાન અધિકરણત્વ ( અગ્નિ ) છે.

૨. कोटिद्वयसहचरितत्त्वम् । બન્ને કોટિમાં જે સમાય ( એક સરખો ) હોય તે. જેમ, ધૂમ અને ધૂમાભાવ, બન્નેનું સમાનાધિકરણ અગ્નિ છે.

૩. भिन्नविभक्तिराहित्ये सति अभेदेनैकार्थबोधजनकत्वम् । ભિન્ન વિભક્તિ ન છતાં અભેદ વડે એક જ અર્થનો બોધ ઉત્પન્ન કરવાપણું તે સમાનાધિકરણત્વ. જેમ, 'નીલ ઘડો' એમાં 'નીલ' પદની તથા 'ઘડો' પદની વિભક્તિ એક છે માટે તે બે પદોનું સમાનાકરણત્વ છે.

**समाप्तत्वम्**—सम्यक् प्राप्तत्वम् । સારી રીતે પ્રાપ્ત થવાપણું.

૨. अवसानप्राप्तत्वम् । કોઈપણ કાર્યનો અંત આવવા પણું.

૩. चरमवर्णध्वंसवत्त्वम् । બોલતાં બોલતાં જે છેવટના અક્ષરનું નાશ થવાપણું તે સમાપ્તત્વ.

૪. आरब्धकर्मणः सम्पूर्णत्वम् । આરંભેલા કાર્યનું સંપૂર્ણપણું તે સમાપ્તત્વ.

**समावेशः**—बहूनामर्थानामेकत्र वाक्यादौ व्यवस्थापनम् । ઘણા અર્થોની એક વાક્ય વગેરેમાં વ્યવસ્થા કરવી તે.

**समासः**—द्व्यादिपदानामेकपदतासम्पादकः । બે અથવા બેથી વધારે પદોનું એક વાક્ય કરનાર તે સમાસ.

व्यस्तपदयोर्व्यस्तपदानां वा एकत्र समसनम् । છૂટાછૂટાં બે પદ કે ઘણાં પદોનો એક પદમાં સમાવેશ કરવો તે સમાસ.

**समासप्रयोजनम्**—ऐकपद्यमैकस्वर्यमेकाविभक्तिकत्वम् । બે પ્રકારના પદોનું એકપદપણું, એક સ્વરપણું, અને એક વિભક્તિપણું, એ સમાસનું પ્રયોજન છે.

**समुच्चयः**—परस्परनिरपेक्षाणामनेकेषामेकस्मिन्नन्वयः । પરસ્પર નિરપેક્ષ એવી અનેક ક્રિયા વગેરેનો એક ક્રિયા વગેરેમાં સંબંધ, તે સમુચ્ચય.

૨. कर्मद्वयस्यैकक्रियानिष्ठत्वम् । બે કર્મની એક ક્રિયામાં સ્થિત હોવાપણું.

( સમુચ્ચય બે પ્રકારનો છેઃ (૧) સમસમુચ્ચય, અને (૨) ક્રમસમુચ્ચય. )

**समूहत्वम्**—'क' વગેરે અક્ષરોમાં જે એક જ્ઞાનની વિષયતા છે તેનું નામ 'સમૂહ' છે. અર્થાત્ અનેક સમાન વ્યક્તિઓમાં એક જ્ઞાનની વિષયતા તે સમૂહત્વ.

**सम्प्रज्ञातसमाधिः**—કર્તા, કર્મ, કરણ, એવી ત્રિપુટીના અનુસંધાનથી રહિત એક લક્ષ્ય વસ્તુ વિષયક સજાતીય વૃત્તિઓનો પ્રવાહ તે સંપ્રજ્ઞાત સમાધિ.

૨. સમાધિનો દીર્ઘ કાળ પર્યંત અભ્યાસ તે સંપ્રજ્ઞાત યોગ.

**सम्प्रतिपातिः**—નિશ્ચય.

**सम्प्रदानत्त्वम्**—दानकर्मोद्देश्यत्वम्। દાન કર્મનું જે ઉદ્દેશ્યપણું તે સમ્પ્રદાનત્વ.

૨. त्यागानुयोगित्वम्। અર્પણ કરવાપણાનો જે અનુયોગી હોય (એટલે જેને અપર્ણ કરવાનું હોય) તેપણું.

**सम्प्रदायः**-शिष्टपरम्परावतीर्णोपदेशः। શિષ્ટ પુરૂષોની પરંપરાથી ચાલતો આવેલો જે ઉપદેશ તે સંપ્રદાય.

૨. गुरुपरम्परागनसदुपदिष्टव्यक्तिसमूहः। ગુરૂની પરંપરાથી ચાલતા આવેલા ગુરૂઓના ઉપદેશવાળી વ્યક્તિઓનો સમૂહ.

**सम्प्रसादः**—સુષુપ્તિસ્થાન.

**सम्बधः**—सम्बन्धिविभिन्नत्वे सति सम्बन्ध्याश्रितः सम्बन्धः। જે પ્રતિયોગી અને અનુયોગી બન્ને સંબંધીઓથી ભિન્ન હોય તથા તે બન્ને સંબંધીઓને આશ્રિત હોય તે સંબંધ કહેવાય છે. જેમ, પક્ષી અને વૃક્ષનો સંયોગ તે પક્ષી અને વૃક્ષરૂપ પ્રતિયોગી અને અનુયોગી બન્ને સંબંધીઓને આશ્રિત પણ છે, માટે તે સંયોગને સંબંધ કહે છે. એજ રીતે પટરૂપ અવયવીનો જે તંતુરૂપ અવયવોમાં સમવાય છે, તે સમવાય પણ પટતંતુ પ્રતિયોગી–અનુયોગીરૂપ બન્ને સંબંધીઓથી ભિન્નપણ છે, તથા તે બન્ને સંબધીઓને આશ્રિત પણ છે, માટે તે સમવાયને 'સંબંધ' કહે છે. આ લક્ષણ સંયોગ અને સમવાય બેમાંજ ઘટે છે. બીજા સંબંધોમાં ઘટતું નથી, માટે સંયોગ અને સમવાય એ બે જ મુખ્ય સંબંધો છે, અને બીજા ગૌણ સંબંધો છે.

૨. संसृष्टबुद्धिव्यवहारयोर्हेतुः सम्बन्धः।

બે પદાર્થો ભેગા થવારૂપ બુદ્ધિ અને વ્યવહારનો જે હેતુ તે સંબંધ.

૩. (વેદાન્તમાં) ચાર અનુબંધમાંનો એક (સંબંધ નામનો) અનુબંધ, સંબંધ બે પ્રકારનો છેઃ (૧) સાક્ષાત્ સંબંધ; અને (૨) પરંપરા સંબંધ.

**सम्बन्धः**—(અનુબંધ) મોક્ષને લગતાં શાસ્ત્રોમાં અનેક પ્રકારના સંબંધ જોવામાં આવે છે. ઉદાહરણ તરિકે ન્યાયશાસ્ત્ર લઇએ તો તેમાં નીચે પ્રમાણે સંબંધો માલમ પડશેઃ–

(૧) प्रतिपाद्यप्रतिपादकतासम्बन्धः—દ્રવ્યાદિ અભિધેય (વિષય) પ્રતિપાદ્ય છે, અને ન્યાયશાસ્ત્ર તેનું પ્રતિપાદક છે.

(૨) जन्यजनकतासम्बन्धः—'પદાર્થ તત્ત્વજ્ઞાન' જન્ય છે અને વિચારદ્વારા ન્યાયશાસ્ત્ર તેનું જનક છે.

(૩) प्रयोज्यप्रयोजकतासम्बन्धः—નિઃશ્રેયસ્ પ્રયોજ્ય છે અને પદાર્થ તત્ત્વજ્ઞાન તેનું પ્રયોજક છે.

એવીજ રીતે ગ્રંથ અને તેમાંના વિષયનો પ્રતિપાદ્ય પ્રતિપાદકરૂપ સંબંધ; અધિકારી અને ફળ (પ્રયોજન)નો સંબંધ, વગેરે અનેક સંબંધ કલ્પી શકાય.

**सम्बोधनम्**—अन्यत्रासक्तस्याभिमुखीकरणम्। અન્યત્ર આસક્ત ચિત્તવાળાને અભિમુખ કરવો તે સંબોધન.

**सम्भवप्रमाणम्**— अविनाभाविनोऽर्थस्य सत्ताग्रहणादन्यस्य सत्ताग्रहणं सम्भवः। જે પદાર્થ જે પદાર્થ વિના રહેતો નથી, તે પદાર્થ તે પદાર્થના અવિનાભાવવાળો કહેવાય છે. એવા અવિનાભાવી પદાર્થના સદ્ભાવનું જ્ઞાન, તેનું નામ 'સંભવ' છે. જેમ, પચાસ વિના સો થતા નથી, પણ સો એ પચાસ વડે ઘટિત છે; માટે એ સો, પચાસના અવિનાભાવવાળો છે. તે સોનું જ્ઞાન થયા પછી પુરૂષને પચાસનું જ્ઞાન અવશ્ય થાય છે. તેમાં 'આ સોવાળો છે' એ પ્રકારનું જ્ઞાન સંભવ પ્રમાણ છે. અને 'આ પચાસવાળો છે' એ પ્રકારનું જ્ઞાન પ્રમારૂપ છે.

એ સંભવ પ્રમાણ (૧) સંભાવનારૂપ અને (૨) નિર્ણયરૂપ, એમ બે પ્રકારનું છે. તેમાં 'આ બ્રાહ્મણ છે' આ પ્રકારનું જ્ઞાન થયા

પછી 'આ બ્રાહ્મણમાં ચૌદ વિદ્યાઓનું વેત્તાપણું સંભવે છે' એ પ્રકારનું જે જ્ઞાન થાય છે તે સંભાવનારૂપ સંભવ પ્રમાણ કહેવાય છે. અને જ્યાં 'સો'નું જ્ઞાન થયા પછી 'પચાસ'નું જ્ઞાન થાય છે, તે નિર્ણયરૂપ સંભવ પ્રમાણ કહેવાય છે.

**सम्भावना**—शक्त्युत्कर्षमाविष्कर्तुमत्युक्तिः । શક્તિના ઉત્કર્ષને (અતિશયપણાને) પ્રકટ કરવાને જે અતિશયોક્તિ કથન કરવી તે સંભાવના.

૨. निश्चयप्राय औत्कट्यापन्नसंशयः । લગભગ નિશ્ચય જેવો ઉત્કટપણાને સંશય તે સંભાવના. અથવા—

૩. उत्कटैकतरकोटिकसंशयः । સંશયની બે બાજુઓમાંથી એક બાજુ ઉત્કટ હોય એટલે નિશ્ચય જેવી હોય એવો સંશય તે સંભાવના.

**सम्यग्ज्ञातत्वम्**—पदवाक्यमानादिविशिष्टज्ञानविषयताशालित्वम् । પદ, વાક્ય અને પ્રમાણ (અર્થાત્ વ્યાકરણ, મીમાંસા, અને ન્યાય) વગેરેના વિશિષ્ટ જ્ઞાનના વિષયમાં પ્રવીણપણું.

**सरूपमनोनाशः**—સ્વરૂપથી મન હોવા છતાં ઉપાયવડે મનની વૃત્તિઓનો નાશ તે સરૂપમનોનાશ કહેવાય છે. મનના સરૂપનાશવડે જીવન્મુક્તિ પ્રાપ્ત થાય છે.

**सर्वज्ञत्वम्**—स्वरूपचैतन्येन स्वाध्यस्तसर्वजगदवभासकत्वम् । સ્વરૂપ ચૈતન્યવડે પોતાનામાં અધ્યાસથી દેખાતા સઘળા જગતને પ્રકાશ આપવાપણું તે સર્વજ્ઞત્વ.

૨. સર્વ પદાર્થમાત્રાદિને જાણનારને તે સર્વજ્ઞ કહેવાય.

**सविकल्पकं** (ज्ञानम्)—वैशिष्ट्यावगाहिज्ञानम् । વૈશિષ્ટયને (વિશેષણયુક્તપણાને) વિષય કરનારૂં જ્ઞાન. જેમ,—'હું ઘડાને જાણું છું' એ જ્ઞાન સવિકલ્પ છે, કેમકે વિશિષ્ટ એવા 'ઘટ' ને વિષય કરનારૂં એ જ્ઞાન છે.

**सविकल्पसमाधिः** । ज्ञातृज्ञानज्ञेयविकल्पावभासपुरःसरमात्मनि चित्तसमाधानम् । જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેયની કલ્પના સહિત આત્મામાં ચિત્તનું આરોપણ કરવું તે સવિકલ્પ સમાધિ. એનેજ सबीजसमाधि અથવા सम्प्रज्ञातसमाधि કહે છે.

**सहकारी**—જે અર્થને વેદાન્ત શાસ્ત્ર પ્રતિપાદન કરે છે, તે અર્થને જે અનુમાન સિદ્ધ કરે તે સહકારી કહેવાય.

૨. स्वभिन्नत्वे सति स्वकार्यकारकत्वम् । જે પોતાથી ભિન્ન હોઈને પોતાના કાર્યનું કારક (કર્તાદિ ૭ કારકમાંથી ગમે તે એક) થાય તે સહકારી કહેવાય.

**सहकारिविचारः**—સમન્વય, અવિરોધ, સાધન અને ફળ, એ ચારનો વિચાર બ્રહ્મસૂત્રમાં ચાર અધ્યાયથી કરેલો છે. તે પ્રધાન એવા બ્રહ્મના વિચારને સહાયક હોવાથી સહકારી વિચાર કહેવાય છે.

**सहचरितत्वम्**—સામાનાધિકરણ્ય. ૨. વ્યાપ્તિમત્ત્વ.

**सहचारः**—तदधिकरणवृत्तित्वम् । એકજ અધિકરણમાં રહેવાપણું તે સહચાર.

**सहजतादात्म्यम्**—અહંકારનું ચિદાભાસ સાથે તાદાત્મ્ય તે સહજતાદાત્મ્ય કહેવાય છે.

**सहसापतनतापः**—पुण्यकर्मक्षये मुद्गरादिप्रहरणजन्यतापः । પુણ્યકર્મનો ક્ષય થયે મુદ્ગર વગેરેના પ્રહારથી ઉત્પન્ન થયેલો તાપ. (વાસ્તવિક જોતાં—'પુણ્યકર્મનો ક્ષય થવાથી એકાએક નીચા લોકમાં પડવાના ભયથી ઉપજેલો તાપ' એમ જોઈએ.

**सहाप्रतीतिः**—एकस्मिन्नधिकरणे (देशे) एकस्मिन् काले अप्रतीतिः । એકેજ કાળે એકજ અધિકરણમાં (દેશમાં) પ્રતીતિ ન થવી તે.

**सहायता**—अन्यकर्तृकक्रियायामप्राधान्येनान्वितत्त्वम् । બીજો જે ક્રિયા કરતો હોય તેમાં અમુખ્યપણે (ગૌણપણે) સંબંધી હોવાપણું.

**सहावस्थानाविरोधः**—एकाधिकरणे एकस्मिन् (देशे) कालेऽनवस्थितिः । એકેજ કાળે એક અધિકરણમાં (એકજ દેશમાં) ન રહેવાપણું.

**सहावस्थायित्वम्**:—એક દેશાવચ્છિન્ન અને એક ક્ષણાવચ્છિન્ન એવું જે સામાન્યાધિકરણ તે સહાવસ્થાયિત્વ કહેવાય.

**साक्षात्संम्बधः**—સંયોગ અને સમવાય, એ બે સંબંધોને નામે સાક્ષાત્ સંબંધ છે.

**साक्षाद्व्याप्यत्वम्**-तद्व्याप्या व्याप्यत्वे सति तद्व्यापित्वं तत्साक्षाद्व्याप्यत्वम्। જે જાતિ, જે જાતિની વ્યાપ્ય જાતિઓની અવ્યાપ્ય હોઈને જે જાતિની વ્યાપ્ય હોય છે, તે જાતિ જ તે જાતિજ તે જાતિની સાક્ષાદ્વ્યાપ્ય કહેવાય છે. જેમ,—પૃથ્વીત્વ જાતિ એ, દ્રવ્યત્વ જાતિની વ્યાપ્ય જે જળત્વાદિ જાતિઓ તેની અવ્યાપ્ય હોઈને, દ્રવ્યત્વ જાતિની વ્યાપ્ય છે, માટે પૃથ્વીત્વ જાતિ દ્રવ્યત્વ જાતિની સાક્ષાત્ વ્યાપ્ય કહેવાય છે. એજ પ્રમાણે જળત્વ, તેજસ્ત્વ, વાયુત્વ, આત્મત્વ, મનસ્ત્વ, એ જાતિઓ પણ દ્રવ્યત્વ જાતિની સાક્ષાત્ વ્યાપ્ય છે એમ જાણવું.

**साक्षी**—उदासीनत्वे सति बोद्धा। જે ચૈતન્ય નિર્વિકાર ઉદાસીન હોઈને બુદ્ધિ આદિકનો પ્રકાશ કરે છે અર્થાત્ પ્રમાતા, પ્રમાણ, પ્રમેય ઇત્યાદિ સર્વનો પ્રકાશ કરે છે. તે સાક્ષી કહેવાય છે.

૨. अकर्तृत्वे सति द्रष्टा साक्षी। જે કર્તા ન છતાં દ્રષ્ટા માત્ર હોય તે સાક્ષી.

૩. जीवेश्वरानुगतसर्वानुसन्धातृचैतन्यम्। જીવ અને ઇશ્વરમાં અનુગત તથા તે સર્વનું (જીવ અને ઇશ્વરનું) અનુસંધાન કરનારૂં ચૈતન્ય તે સાક્ષી.

**सादृश्यम्**—तद्भिन्नत्वे सति तदसाधारणधर्मशून्यत्वे वा सति तद्गतभूयो धर्मवत्वं सादृश्यम्। જે પદાર્થમાં જે વસ્તુનું સાદશ્ય પ્રતીત થાય છે. તે વસ્તુ તે પદાર્થથી ભિન્ન હોય અને તે વસ્તુ વિષે જે અસાધારણ ધર્મ રહેલો હોય, તે સાદશ્યવાળી વસ્તુમાં હોય, એમ છતાં તેના ઘણાક ધર્મ સાદશ્યવાળી વસ્તુમાં હોય, ત્યારે તેને સાદશ્ય કહે છે. જેમ—'આ મુખ ચંદ્ર જેવું છે' એવી પ્રતીતિથી તે મુખમાં ચંદ્રનું સાદશ્ય સિદ્ધ થાય છે. હવે તે મુખ ચંદ્રથી ભિન્ન પણ છે, તથા ચંદ્રમાના અસાધારણ ધર્મો (ગ્રહત્વ, મહત્ત્વ વગેરે) મુખમાં નથી, એમ છતાં ચંદ્રમામાં સાધારણ ધર્મરૂપે રહેલા જે આહ્લાદકત્વ, વર્તુલત્વ, તેજસ્વિત્વ આદિક ઘણા ધર્મો છે, તે સર્વ ધર્મને મુખમાં પણ રહ્યા છે, માટે મુખનું ચંદ્રમા સાથે સાદશ્ય કહેવામાં આવે છે.

**साधकम्**—स्वपक्षप्रमितिजनकत्वम्। પોતાના પક્ષમાં પ્રમાજ્ઞાનને ઉત્પન્ન કરવાપણું તે સાધકત્વ. ૨. સાધ્યનું જ્ઞાપક. ૩. સાધનકર્તા. ૪. સિદ્ધિકારક.

**साधकमानम्**—સાધ્યવત્તા (સાધ્ય હોવાપણા) નો નિશ્ચય.

**साधनत्वम्**—व्याप्त्याधारत्वम्। વ્યાપ્તિના આધારરૂપ ( હેતુ ) પણું.

૨. करणकारकत्वम्। કરણ નામે કારકપણું (તૃતીયા વિભક્તિનો અર્થ હોવાપણું.)

૩. कार्यजनकत्वम्। કાર્યને ઉત્પન્ન કરનાર હોવાપણું.

૪. ज्ञानप्राप्त्युपायत्वम्। જ્ઞાનપ્રાપ્તિના ઉપાયરૂપ હોવાપણું.

૫. ब्रह्मविद्याहेतुत्वम्। બ્રહ્મવિદ્યાનું હેતુપણું. એ સાધન (૧) સાક્ષાત્ સાધન, અને (૨) પરંપરા સાધન ભેદથી બે પ્રકારનું છે.

**साधर्म्यम्**—સમાનધર્મપણું.

**साधर्म्यदृष्टान्तः**—જે દષ્ટાન્ત નિશ્ચિત સાધ્યવાળું તથા નિશ્ચિત સાધનવાળું હોય છે તે દષ્ટાન્ત સાધર્મ્ય દષ્ટાન્ત કહેવાય છે એને જ **અન્વય દષ્ટાન્ત** કહે છે. જેમ—"પર્વત અગ્નિવાળો છે, ધૂમવાળો છે તેથી, જેમ મહાનસ (પાકશાળા)" એમાં મહાનસ દષ્ટાન્ત નિશ્ચિત સાધ્ય (અગ્નિ) તથા નિશ્ચિત સાધન (ધૂમ)વાળું હોવાથી એ સાધર્મ્ય દષ્ટાન્ત છે. કોઇ એને **સાધર્મ્યનિદર્શન** પણ કહે છે.

**साधर्म्यसमाजातिः**—साधर्म्येण स्थापनाहेतुदूषकमुत्तरं साधर्म्यसमा। સમાન ધર્મને લેઇને સાધ્યનું સ્થાપન કરનારા હેતુને દૂષણ આપ-

-નાર જે ઉત્તર તે સાધર્મ્યસમા જાતિ કહેવાય છે. જેમ,–કોઈએ કહ્યું કે, "आत्मा सक्रियः, क्रियाहेतुगुणवत्त्वात्, लोष्टवत् "—"આત્મા ક્રિયાવાળો છે, ક્રિયાના હેતુભૂત ગુણવાળો હોવાથી, જેમ માટીનું ઢેફું છે તેમ." (ક્રિયાનો જનક જે વાયુસંયોગાદિક છે, તેજ ક્રિયાનો હેતુભૂત ગુણ જાણવો.) આ પ્રકારનો અનુમાનથી કોઈએ આત્મામાં સક્રિયત્વ સ્થાપન કર્યું, તેના પ્રતિ કોઈ અન્ય વાદી એવો ઉત્તર કહે છે:—"જો કદાચિત્ સક્રિય માટીના ઢેફાના સાધર્મ્યથી આત્મા સક્રિય હોય, તો આકાશાદિક નિષ્ક્રિય દ્રવ્યના સાધર્મ્યથી આત્મા નિષ્ક્રિયપણે હોઈ શકે." આ બન્ને પક્ષોમાં એક પક્ષની સાધક કોઈ યુક્તિ નથી. આવા પ્રકારના ઉત્તરનું નામ સાધર્મ્યસમા જાતિ છે.

**साधारणकारणम्**—कार्यत्वावच्छिन्नकार्यतानिरूपितकारणताशालि साधारणकारणम् । કાર્યત્વ ધર્મવડે અવચ્છિન્ન જે કાર્યતા છે, તે કાર્યતાવડે નિરૂપિત જે કારણતા છે, તે કારણતાવાળો પદાર્થ સાધારણ કારણ કહેવાય છે. અર્થાત્, સર્વકાર્યમાત્ર વિષે વર્તનારો જે કાર્યત્વ ધર્મ છે, તે કાર્યત્વ ધર્મવડે અવચ્છિન્ન જે સર્વ કાર્યમાત્ર વૃત્તિ કાર્યતા છે, તે કાર્યતાવડે નિરૂપિત (ઓળખાવેલી–જણાવેલી) જે કારણતા છે, તે કારણતાવાળાં ઈશ્વરાદિક નવ કારણો છે, માટે તે ઈશ્વર આદિક નવ કારણો કાર્યમાત્રની પ્રતિ સાધારણ નિમિત્ત કારણ કહેવાય છે. તે નવ કારણો આ પ્રમાણે છે:—(૧) ઈશ્વર, (૨) ઈશ્વરનું જ્ઞાન, (૩) ઈશ્વરની ઈચ્છા, (૪) ઈશ્વરનો પ્રયત્ન, (૪) દિશા, (૬) કાલ, (૭) પ્રાગભાવ, (૮) અદૃષ્ટ, અને (૯) પ્રતિબંધકાભાવ. એ નવ જ કાર્યમાત્રનાં સાધારણ નિમિત્ત કારણો છે.

**साधारणधर्मः**—तदितरवृत्तित्वे सति तद्वृत्तिधर्मः । જે ધર્મ કોઈ પદાર્થમાં રહેલો હોય અને તે સાથે તેનાથી ભિન્ન પદાર્થમાં પણ રહેલો હોય તે.

**साधारणानैकान्तिकहेत्वाभासः**—साध्याभाववद्वृत्तिहेतुः साधारणः । જે હેતુ પોતાના સાધ્યના અભાવવાળા અધિકરણમાં રહે છે, તે હેતુ સાધારણ કહેવાય. જેમ,—"पर्वतो वह्निमान्, प्रमेयत्वात्, महानसवत् ।"—"આ પર્વત અગ્નિવાળો છે, પ્રમેયરૂપ હોવાથી. જે જે પ્રમેય હોય છે, તે તે અગ્નિવાળોજ હોય છે, જેમ મહાનસ પ્રમેયવાળું હોવાથી અગ્નિવાળું છે; તેમ પ્રમેયત્વ ધર્મવાળો હોવાથી આ પર્વત પણ અગ્નિવાળોજ હોવો જોઈએ."

આ અનુમાનમાં પ્રમેયત્વરૂપ હેતુ પોતાનું સાધ્ય જે અગ્નિ તેના અભાવવાળા હ્રદ (પાણીના ધરા) માં પણ રહે છે. માટે એ પ્રમેયત્વ હેતુ સાધારણ અનૈકાંતિક નામે હેત્વાભાસ કહેવાય છે.

આ અનુમાનમાં 'पर्वतो वह्निमान्' (પર્વત અગ્નિવાળો છે.) આ અનુમતિના કરણરૂપ 'वह्निव्याप्यं प्रमेयत्वं' (અગ્નિનું વ્યાપ્ય પ્રમેયત્વ છે) એવું વ્યાપ્તિજ્ઞાન થશે; એ વ્યાપ્તિજ્ઞાનની પ્રતિબંધકતા "वह्न्यभाववद्वृत्ति प्रमेयत्वम्" (અગ્નિના અભાવવાળા પદાર્થમાં પ્રમેયત્વ રહે છે.) એ જ્ઞાનમાં રહેલી છે અને એ પ્રતિબંધક જ્ઞાન યથાર્થ પણ છે. એ રીતે વ્યાપ્તિજ્ઞાનના પ્રતિબંધકીભૂત યથાર્થ જ્ઞાનની વિષયતા એ પ્રમેયત્વરૂપ હેતુ વિષે છે, માટે ઉક્ત હેત્વાભાસનું લક્ષણ એ પ્રમેયત્વ હેતુમાં સંભવે છે.

**साधुत्वम्**—निर्दोषत्वम् । નિર્દોષપણું.

૨. अपभ्रंशभिन्नत्वम् । અપભ્રંશથી ભિન્નપણું (શબ્દનું).

૩. अभ्युदयसाधनप्रयोगविषयत्वम् । અભ્યુદયના સાધનરૂપ પ્રયોગનું વિષયપણું તે સાધુત્વ.

૪ स्वपरकार्यं साघ्नोतीति साधुः । જે પોતાનું તથા બીજાનું કાર્ય સિદ્ધ કરે તે સાધુ.

૫ निर्वैरः सदयः शान्तो दम्भाहंकारवर्जितः । निरपेक्षो मुनिर्वीतरागः साधुरिहोच्यते ॥ જે પુરૂષ કોઈની સાથે વૈર વિનાનો, દયાળુ, શાન્ત,

દંભ અને અહંકારથી રહિત, અપેક્ષા વિનાનો, મુનિ (મનનશીલ), અને રાગરહિત હોય તે સાધુ કહેવાય છે.

**સાધ્યમ્**—व्याप्तिनिरूपकम्। જેનાવડે વ્યાપ્તિ સિદ્ધ થઈ શકે તે સાધ્ય. અર્થાત્—પક્ષ વિષે લિંગ (હેતુ) જ્ઞાનવડે જે પદાર્થનું જ્ઞાન થાય છે તે સાધ્ય. જેમ, પર્વત (પક્ષ) વિષે ધૂમ (લિંગ) ના જ્ઞાનવડે અગ્નિનું જ્ઞાન થાય છે માટે અગ્નિસાધ્ય કહેવાય છે.

**સાધ્યતા**—( વેદાન્તમતે ) અભિવ્યક્તિ. બીજાં શાસ્ત્રો જેમ જન્ય પદાર્થને સાધ્ય માને છે તેમ વેદાન્તીઓ માનતા નથી; માત્ર અભિવ્યક્તિ ( પ્રકટ થવાપણાનેજ) નેજ સાધ્ય કહે છે.

साम-प्रियवचनैः क्रोधोपशमनम्। મધુર વચનોવડે ક્રોધનું ઉપશમન કરવું તે સામ (ઉપાય) કહેવાય છે.

૨. गीतिविशिष्टो मन्त्रः। ગાયન વિશિષ્ટ મંત્ર—અર્થાત્ સામવેદના ૮૮૦૧૪ મંત્રો ગાનરૂપ છે, તેમાંના દરેકને સામ (મંત્ર) કહે છે.

**સામગ્રી**–कारणसमूहः। કારણોનો સમુદાય.

**સામયિકાભાવઃ**—उत्पत्तिविनाशवानभावः। જે અભાવ ઉત્પત્તિવાળો તથા વિનાશવાળો હોય છે તે અભાવ સામયિકાભાવ કહેવાય છે. જેમ, સંયોગ સંબંધે કરીને ભૂતલમાં રહેલો જે ઘટ છે, તે ઘટને ભૂતલ પરથી ઉઠાવીને અન્યત્ર કંઈક લેઈ જઈએ ત્યારે 'આ ભૂતલપર ઘડો નથી' એવી અભાવને વિષય કરનારી પ્રતીતિ થાય છે; તથા તે ઘડાને પાછો ભૂતલ પર મૂકવામાં આવે ત્યારે 'આ ભૂતલપર ઘડો નથી' એવી પ્રતીતિ થતી નથી. એ ઉપરથી માલમ પડે છે કે, તે ભૂતલમાંથી તે ઘડાને જે વખતે લેઈ લેવામાં આવ્યો તે વખતે તે ભૂતલમાં તે ઘડાનો કોઈ અભાવ ઉત્પન્ન થાય છે, જે અભાવને ઉક્ત પ્રતીતિ વિષય કરે છે; અને તે ભૂતલમાં તે ઘડો પાછો મૂકવામાં આવે છે ત્યારે તે ઘડાનો અભાવ નાશ પામે છે, તેથી ઉક્ત પ્રતીતિ થતી નથી. એવો ઉત્પત્તિ વિનાશવાળો અભાવ તે 'સામયિકાભાવ' છે. જો એ અભાવને અત્યંતાભાવ માનીએ તો, અંત્યતાભાવ નિત્ય છે અને નિષ્ક્રિય છે, માટે ઘડાને પાછો ભૂતલમાં મૂકીએ છીએ તે વખતે અત્યંતાભાવનો નાશ તથા અન્યત્ર ગમન સંભવતું નથી, માટે તે ઘડાના વિદ્યમાન કાળમાં પણ 'આ ભૂતલપર ઘટ નથી' એવી પ્રતીતિ થવી જોઈએ! માટે અત્યંતાભાવથી ભિન્ન સામયિકાભાવ માનવાની જરૂર છે. આ સામયિકાભાવ કેવળ મૂર્ત દ્રવ્યનોજ હોય છે–બીજા કોઈ પદાર્થનો હોતો નથી.

**સામર્થ્યમ્**—कार्यजननयोग्यत्वम्। કાર્યને ઉત્પન્ન કરવાની યોગ્યતા.

**સામવેદઃ**—सामबहुलो वेदः। સામ મંત્રો જેમાં ઘણા છે એવો વેદ. અથવા—

૨. सामावयवो वेदः। સામ મંત્રોરૂપ અવયવવાળો વેદ.

૩. सामद्रव्यको वेदः। સામ રૂપ દ્રવ્યવાળો વેદ.

**સામાનાધિકરણ્યમ્**—समानाधिकरणवृत्तित्वम्। સમાન અધિકરણમાં વર્તવાપણું—હોવાપણું,

૨. एकविभक्तिनिष्ठत्वे सत्येकार्थनिष्ठत्वम्। એક વિભક્તિવાળું હોઈને એકજ અર્થવાળું હોવાપણું.

**સામાનાધિકરણ્યસમ્બન્ધઃ**–भिन्नप्रवृत्तिनिमित्तानां शब्दानामेकस्मिन्नर्थे प्रवृत्तिः। જે શબ્દોની જૂદા જૂદા અર્થમાં પ્રવૃત્તિ થઈ શકે છે, એમ છતાં તેમની જે અનેક અર્થમાં પ્રવૃત્તિ થવી તે, તે પદોનો સામાનાધિકરણ્ય સંબંધ કહેવાય. જેમ, 'તે આ દેવદત્ત.' એમાં 'તે' પદ તે કાળ અને તે દેશથી વિશિષ્ટપણું બતાવે છે; અને 'આ' પદ વર્તમાન કાળ તથા વર્તમાન દેશથી વિશિષ્ટપણું બતાવે છે. એમ 'તે' અને 'આ' એ બન્ને પદો ભિન્ન ભિન્ન દેશકાળમાં પ્રવૃત્તિ કરનારાં છતાં ભાગત્યાગ લક્ષણા વડે એકજ

'દેવદત્ત' અર્થમાં પ્રવૃત્તિ કરે છે, એ તેમનો સામાનાધિકરણ્ય સંબંધ કહેવાય છે.

૨. भिन्नप्रवृत्तिनिमित्तत्त्वे सत्येकार्थप्रतिपादकम् । જૂદા જૂદા અર્થમાં પ્રવૃત્તિ કરનાર શબ્દોનું એક અર્થ પ્રતિપાદકપણું.

૩. भिन्नप्रवृत्तिनिमित्तयोः समानविभक्त्यन्तयोरेकस्मिन्नर्थे तात्पर्यं सामानाधिकरण्यम् । જૂદા જૂદા અર્થમાં પ્રવૃત્તિ કરનાર અને સમાન વિભક્તિવાળા બે શબ્દોનું એક અર્થમાં તાત્પર્ય સામાનાધિકરણ સંબંધ કહેવાય છે.

સામાનાધિકરણ્ય સંબંધ બે પ્રકારનો છેઃ

(૧) मुख्यसामानाधिकरण्यम. (૨) बाधसाभाधिकरण्यम.

**सामान्यम्**—नित्यत्वे सत्यनेक संभवेतत्वं सामान्यम् । જે પદાર્થ નિત્ય હોય છે તથા અનેક વ્યક્તિઓ સમવાય સંબંધે કરીને રહે છે, તે પદાર્થ સામાન્ય કહેવાય છે. એ સામાન્યનેજ ન્યાયશાસ્ત્રમાં જાતિ કહે છે. દ્રવ્ય, ગુણ, કર્મ, એ ત્રણ પદાર્થોમાં રહેનારી જે સત્તા જાત છે, તે સત્તા જાતિ ઉત્પત્તિ વિનાશથી રહિત હોવાથી નિત્ય છે, તથા દ્રવ્ય, ગુણ, કર્મરૂપ અનેક વ્યક્તિઓમાં સમવેત પણ છે. (સમવાય સંબંધથી રહેનારી વસ્તુનું નામ સમવેત છે.) માટે એ સત્તા જાતિને સામાન્ય કહે છે. એજ રીતે પૃથ્વી આદિક નવ દ્રવ્યોમાં રહેનારી દ્રવ્યત્વ જાતિ, રૂપાદિ ચોવીશ ગુણોમાં રહેનારી ગુણત્વ જાતિ, ઉત્ક્ષેપણાદિ પાંચ કર્મમાં રહેનારી કર્મત્વ જાતિ; એજ પ્રમાણે પૃથ્વીત્વ જાતિ, જલત્વ જાતિ વગેરે; તથા રૂપત્વ, રસત્વ, વગેરે; તથા ઉત્ક્ષેપણત્વ, અપક્ષેપણત્વ, વગેરે; તથા ઘટત્વ, પટત્વ વગેરે; એ સર્વ જાતિઓ અનેક વ્યક્તિઓમાં સમવેત છે અને નિત્ય છે, માટે તે સર્વનો સમાવેશ 'સામાન્ય' માં થાય છે.

૨. निःसामान्यत्वे सति विशेषान्यत्वे च सति समवेतं सामान्यम् । જે પદાર્થ જાતિરૂપ સામાન્યથી રહિત હોય છે તથા વિશેષ પદાર્થથી ભિન્ન હોય છે, તથા સમવેત હોય છે, તે પદાર્થ સામાન્ય કહેવાય છે. **ખુલાસોઃ**—સામાન્યમાં કોઇ સામાન્ય રહેતું નથી માટે પૂર્વ ઉક્ત સત્તા દ્રવ્યત્વાદિરૂપ સામાન્ય જાતિરૂપ સામાન્યથી રહિત પણ છે, તથા વિશેષ નામના પદાર્થથી ભિન્ન પણ છે, તથા સમવેત પણ છે, માટે 'સામાન્ય'નું આ બીજું લક્ષણ પણ સંભવે છે.

૩. बहुव्यापकं सामान्यम् । જે ધર્મ વગેરે ઘણા પદાર્થોમાં વ્યાપક હોય તે સામાન્ય.

૪. अनुगतधर्मो वा । અથવા જે ધર્મ અનેક પદાર્થોમાં અનુગત હોય તે સામાન્ય.

**સામાન્યગુણઃ**—સંખ્યા, પરિમાણ, પૃથકત્વ, સંયોગ, વિભાગ, પરત્વ, અપરત્વ, નૈમિત્તિક દ્રવત્વ, ગુરુત્વ, વેગ, એ દશ ગુણો સામાન્ય ગુણો કહેવાય છે. જેમને મતે સ્થિતિસ્થાપકત્વ પૃથ્વી વગેરે ચાર દ્રવ્યોમાં રહેલું છે, તેમને મતે એ ગુણ પણ સામાન્યમાં ગણાય છે.

**सामान्यतोदृष्टमनुमानम्**—कार्यकारणभिन्नलिङ्गकमनुमानं सामान्यतो दृष्टम् । જે અનુમાનમાં કાર્યરૂપ લિંગ નથી, તેમ કારણરૂપ લિંગ પણ નથી, પણ તે કાર્ય કારણથી ભિન્ન લિંગ હોય છે, તે અનુમાન સામાન્યતો દૃષ્ટ કહેવાય છે. જેમ, 'इदं द्रव्यं, पृथ्वीत्वात् ।' (આ પદાર્થ દ્રવ્ય છે, પૃથ્વી છે તેથી.) આ અનુમાનમાં પૃથ્વીત્વરૂપ હેતુ વડે દ્રવ્યત્વરૂપ સાધ્યની સિદ્ધિ કરી છે. તેમાં પૃથ્વીત્વ જાતિરૂપ લિંગ, દ્રવ્યત્વ જાતિરૂપ સાધ્યતું કાર્ય પણ નથી, તેમ કારણ પણ નથી; માટે એ અનુમાન 'સામાન્યતોદષ્ટ' કહેવાય છે.

કોઈક ગ્રંથકાર તો એમ કહે છે કે, જે અનુમાનમાં અન્વય વ્યાપ્તિ તથા વ્યતિરેક વ્યાપ્તિ બન્ને હોય છે, એવું અન્વય વ્યતિરેકિ અનુમાન તે 'સામાન્યતોદષ્ટ' કહેવાય છે. જેમ, 'पर्वतो वह्निमान्, धूमवत्त्वात् ।' (પર્વત અગ્નિવાળો છે, ધૂમાડાવાળો હોવાથી.)

એ અન્વય વ્યતિરેકી અનુમાનને સામાન્યતોદૃષ્ટ અનુમાન કહેવું.

**સામાન્યપદાર્થઃ**—જાતિરૂપ સામાન્ય પદાર્થ દ્રવ્ય, ગુણ અને કર્મ, એ ત્રણ પદાર્થોમાં રહે છે. સામાન્ય (૧) પર અને (૨) અપર એવા બે પ્રકારનું છે. તેમાં દ્રવ્ય, ગુણ અને કર્મ, એ ત્રણમાં રહેનારી સત્તા જાતિ પરસામાન્ય કહેવાય છે; નવ દ્રવ્યો વિષે રહેનારી દ્રવ્યત્વ જાતિ, તથા ચોવીશ ગુણોમાં રહેનારી ગુણત્વ જાતિ, તથા પાંચ કર્મોમાં રહેનારી કર્મત્વ જાતિ, એ સર્વ અપર સામાન્ય કહેવાય છે. જાતિરૂપ સર્વ સામાન્ય નિત્ય હોય છે.

**સામાન્યલક્ષણસન્નિકર્ષઃ**—इन्द्रियसम्बद्धविशेष्यकज्ञानप्रकारीभूतं सामान्यं सामान्यलक्षणसन्निकर्षः। ચક્ષુ આદિક ઇંદ્રિયોના સંયોગાદિક સંબંધવાળો જે પદાર્થ છે, તે પદાર્થ જેમાં વિશેષ્ય હોય. એવું જે ચાક્ષુષાદિક જ્ઞાન છે, તે જ્ઞાનમાં પ્રકારીભૂત જે સામાન્ય છે, તે સામાન્યને સામાન્યલક્ષણસન્નિકર્ષ કહે છે. જેમ, રસોડા વગેરેમાં ધૂમની સાથે ચક્ષુ ઇંદ્રિયનો સંયોગ સંબંધ થયા પછી 'આ ધૂમાડો છે' એ પ્રકારનું ચાક્ષુષ પ્રત્યક્ષ થાય છે. તે પ્રત્યક્ષ જ્ઞાનમાં ચક્ષુ ઇંદ્રિયના સંયોગવાળો ધૂમ એ વિશેષ્ય છે, અને ધૂમમાં રહેલી ધૂમત્વ જાતિ એ પ્રકાર છે. માટે તે, ચક્ષુ ઇંદ્રિય સંબદ્ધ-ધૂમ વિશેષ્યક પ્રત્યક્ષ જ્ઞાનવિષે પ્રકારરૂપ હોવાથી, તે ધૂમત્વ જાતિ સામાન્ય લક્ષણસન્નિકર્ષ કહેવાય છે. એ ધૂમત્વ જાતિરૂપ સામાન્ય સર્વ ધૂમોમાં સમવાય સંબંધે કરીને રહે છે. અર્થાત્ પૂર્વે નાશ પામેલા તથા હવે પછી ઉત્પન્ન થનારા જેટલા ધૂમ છે, તથા હમણાં વર્તમાન કાળમાં રહેલા દેશાન્તરોમાં જેટલા ધૂમ છે, તે સર્વ ધૂમોમાં એ ધૂમત્વ સામાન્ય, સમવાય સંબંધે કરીને રહે છે. એ ધૂમત્વ જાતિરૂપ સામાન્યજ ચક્ષુ ઇંદ્રિયનો તે સર્વ ધૂમો સાથે સંબંધ છે, માટે 'આ ધૂમ' એ પ્રકારનું ચાક્ષુષ પ્રત્યક્ષ થયા પછી તે ધૂમત્વરૂપ સામાન્ય લક્ષણ સન્નિકર્ષ વડે 'સર્વે ધૂમો' એ પ્રકારનું તે ધૂમોવિષયક અલૌકિક ચાક્ષુષ પ્રત્યક્ષ ઉત્પન્ન થાય છે.

એજ રીતે એક અગ્નિમાં 'આ અગ્નિ' એ પ્રકારના ચાક્ષુષ પ્રત્યક્ષ પછી અગ્નિત્વરૂપ સામાન્ય લક્ષણ સન્નિકર્ષવડે સર્વ અગ્નિઓનું અલૌકિક ચાક્ષુષ ઉત્પન્ન થાય છે. એજ રીતે ત્વક્ આદિ ઇંદ્રિયો વિષે પણ સમજવી.

સામાન્ય લક્ષણ સન્નિકર્ષમાં લક્ષણ એવું પદ છે. એ લક્ષણ પદના બે અર્થ થાય છે. એક તો લક્ષણ એટલે સ્વરૂપ; અને બીજું, લક્ષણ એટલે વિષય. પહેલી રીતે '**સામાન્ય** છે લક્ષણ (સ્વરૂપ) જેનું એવો સન્નિકર્ષ' એવો અર્થ થાય; અને બીજી રીતે '**સામાન્ય** છે લક્ષણ (વિષય) જેનો એવો સન્નિકર્ષ' એવો અર્થ થાય. પહેલી રીતે 'ધૂમત્વાદિક સામાન્ય,' એજ સન્નિકર્ષ થાય છે; અને બીજી રીતે 'ધૂમત્વાદિક સામાન્યનું જ્ઞાન' એ સન્નિકર્ષ થાય છે.

અત્યાર સુધી જે સામાન્ય લક્ષણ સન્નિકર્ષનો અર્થ કર્યો તે પહેલી રીતે (એટલે લક્ષણનો અર્થ સ્વરૂપ માનીને) કર્યો છે. હવે બીજી રીતે અર્થ કરવાનું કારણ કહે છેઃ

'આ ધૂમ છે,' આ પ્રકારના જ્ઞાનની ઉત્પત્તિ થયા પછી બીજે દિવસે તે ધૂમની સાથે ચક્ષુ ઇંદ્રિયના સંયોગનો અભાવ છતાં પણ તે ધૂમત્વરૂપ સામાન્ય ધૂમવિષે વિદ્યમાન છે, માટે તે ધૂમત્વરૂપ સામાન્ય લક્ષણ સન્નિકર્ષવડે બીજે દિવસે પણ સર્વ ધૂમ વિષયક અલૌકિક પ્રત્યક્ષ થવું જોઇએ, પણ તેમ થતું નથી; માટે ધૂમત્વાદિક સામાન્યના જ્ઞાનનેજ સામાન્યલક્ષણસંનિકર્ષ માનવો જોઇયે, એવો કેટલાક ગ્રન્થકારોનો મત છે.

**સામાન્યવિધિઃ**—વિશેષ વિધિના અપવાદ રૂપે જે વિધિ કહ્યો હોય તે. જેમ,—"અગ્નિ-

षोमीयं पशुमालभेत।"–(અગ્નિષોમીય પશુની હિંસા કરવી.) આ એક વિશેષ વિધિ છે. તેનો અપવાદ કરીને "न हिंस्यात् सर्वाभूतानि" "સર્વ પ્રાણીઓની હિંસા ન કરવી." એવો વિધિ છે તે સામાન્ય વિધિ છે.

**सामान्यात्यन्ताभावः**—જે ભૂતલમાં કોઈ પણ પ્રકારનો ઘડો નથી એવા ભૂતલમાં 'આ ભૂતલમાં ઘડો નથી' એવી પ્રતીતિ થાય છે; એ પ્રતીતિવડે સિદ્ધ થયેલો ઘડાનો જે અત્યંતાભાવ છે, તે સામાન્યાત્યંતાભાવ કહેવાય છે.

**सामान्यान्योन्याभावः**—'આ ભૂતલમાં તે ઘડો નથી' એ પ્રકારની પ્રતીતિવડે સિદ્ધ જે ભૂતલમાં ઘડાનો અન્યોન્યાભાવ છે, તે સામાન્યાન્યોન્યાભાવ કહેવાય છે.

**सामान्याहङ्कारः**—सामान्यतोऽहमित्यभिमानात्मिकाचित्तवृत्तिः। સામાન્યપણે 'હું' એવી અભિમાનાત્મિકા ચિત્તવૃત્તિ.

**सामीप्यम्**–ઈશ્વરની સમીપમાં રહેવાપણું (એક પ્રકારની મુક્તિ).

**सारूप्यम्**—ઉપાસકને ઈશ્વરના સમાન રૂપની પ્રાપ્તિ (એક પ્રકારની મુક્તિ).

**सार्ष्टिमोक्ष**–ઉપાસકને જગતની ઉત્પત્તિ વગેરે વ્યાપાર સિવાય પરમેશ્વરના સમાન ઐશ્વર્ય અને ભોગની પ્રાપ્તિ તે (એક પ્રકારની મુક્તિ).

**सालोक्यम्**—ઈશ્વરના લોકમાં રહેવાપણું (એક પ્રકારની મુક્તિ).

**सावयवत्वम्**–અવયવોથી ઉત્પન્ન થવાપણું.

**साङ्ख्यशास्त्रम्**—सम्यग्विविच्य ख्यायन्ते प्रकटीक्रियन्ते–तत्त्वानि प्रकृतिपुरुषपदार्थरूपाणि यस्मिंस्तत्। જે શાસ્ત્રમાં પ્રકૃતિ અને પુરૂષ એવા પદાર્થ રૂપ તત્ત્વોનું સારી રીતે વિવેચન કરીને તે પ્રકટ કરવામાં આવ્યાં હોય તે શાસ્ત્ર.

**सांवादिकः**—નૈયાયિક.

**सांसिद्धिकम्** स्वभावनिर्वृत्तम्–निमित्तान्तरानन्यम्। સ્વભાવથી જે સિદ્ધ હોય તે, એટલે બીજા કોઈ નિમિત્તથી નહિ થયેલું. જેમ જળમાં સાંસિદ્ધિક દ્રવત્વ છે, એટલે સ્વભાવથી જળ દ્રવગુણવાળું છે. (લાખ, ધાતુઓ, વગેરે તાપના નિમિત્તથી ઓગળે છે, માટે તેમાં જે દ્રવત્વ છે તે નૈમિત્તિક દ્રવત્વ કહેવાય છે. સાંસિદ્ધિક નહિ.)

**सिद्धत्वम्**–निष्पन्नत्वम्। નિષ્પન્ન થવાપણું. (નિષ્પત્તિ એટલે સિદ્ધ.)

**सिद्धसाधनम्** પૂર્વ સિદ્ધ અર્થની જે હેતુ વડે સિદ્ધિ કરવામાં આવે છે, તે હેતુ સિદ્ધસાધન કહેવાય છે. પ્રાચીન નૈયાયિકો સિદ્ધસાધન હેતુનો આશ્રયાસિદ્ધ હેત્વાભાસમાં અંતર્ભાવ કરે છે, અને નવીન નૈયાયિકોને મતે સિદ્ધસાધન એ નિગ્રહસ્થાનમાં આવી જાય છે. ('નિગ્રહસ્થાન' શબ્દ જુઓ) અથવા,

૨. प्रमाणेनावगतार्थसाधनं (अनुमानं) सिद्धसाधनम्। પ્રમાણથી નિશ્ચિત થયેલા અર્થનું પાછું અનુમાન કરવું તે સિદ્ધસાધન. જેમ, પર્વતમાં અગ્નિ નક્કી થયા પછી પણ 'पर्वतो वह्निमान् धूमात्' એવું અનુમાન કરવું તે.

**सिद्धान्तः**—प्रामाणिकत्वेनाभ्युपगतोऽर्थः सिद्धान्तः। શાસ્ત્રવેત્તા પુરૂષોએ પ્રમાણિકતા રૂપ વડે અંગીકાર કરેલો જે અર્થ છે, તેને સિદ્ધાન્ત કહે છે.

૨ प्रमाणाद्युपन्यासेन पूर्वपक्षनिरासकः सिद्धान्तः। પ્રમાણાદિકનું કથન કરીને પૂર્વ પક્ષનું ખંડન કરનારા અર્થ તે સિદ્ધાન્ત.

એ સિદ્ધાન્ત ચાર પ્રકારનો છે: (૧) સર્વતંત્રસિદ્ધાન્ત, (૨) પ્રતિતંત્રસિદ્ધાન્ત, (૩) અધિકરણસિદ્ધાન્ત, અને (૪) અભ્યુપગમસિદ્ધાન્ત. એ ચારનાં ચારનાં લક્ષણો નીચે પ્રમાણે છે.

**(૧) સર્વતંત્ર સિદ્ધાન્ત:**–બધાં શાસ્ત્રોથી અવિરુદ્ધ એવો જે પોતાના શાસ્ત્રવિષે અંગીકાર કરેલો સિદ્ધાન્ત તે સર્વતંત્રસિદ્ધાન્ત કહેવાય છે. જેમ—પ્રાણાદિકોમાં ઇંદ્રિયત્વનો અંગીકાર; ગંધાદિકો વિષે ઘ્રાણાદિક ઇંદ્રિયોના અર્થપણાનો અંગીકાર; પૃથ્વી આદિક પાંચમાં ભૂતપણાનો અંગીકાર; ઇત્યાદિ.

૨. **પ્રતિતંત્રસિદ્ધાન્ત**—જે અર્થ વાદીએ અથવા પ્રતિવાદીએ એક જણાએ જ અંગીકાર કર્યો છે, બીજાએ અંગીકાર કર્યો નથી, તે અર્થ પ્રતિતંત્ર સિદ્ધાન્ત કહેવાય છે. જેમ, મીમાંસકોના મત વિષે શબ્દના નિત્યપણાનો અંગીકાર છે, તે પ્રતિતંત્રસિદ્ધાન્ત.

૩. **અધિકરણસિદ્ધાન્ત**—જે અર્થની સિદ્ધિ થયા પછી પ્રસ્તુત અર્થની સિદ્ધિ થાય, તેને અધિકરણસિદ્ધાન્ત કહે છે. જેમ, વ્યણુકાદિ રૂપ કાર્યને પક્ષ માનીને, ઉપાદાન ગોચર અપરોક્ષ જ્ઞાન-ચિકીર્ષાકૃતિવાળા પુરૂષવડે જન્મત્વ સિદ્ધ કર્યા પછી ઇશ્વરનું સર્વજ્ઞપણું સિદ્ધ થાય છે. અર્થાત્ એ અનુમાનનો આકાર આવો થાય. व्यणुकादि कार्यं उपादानगोचरापरोक्षज्ञानचिकीर्षाकृतिमत्पुरुषजन्यं, कार्यत्वात् घटवत्। "વ્યણુકાદિ કાર્ય, ઉપાદાન ગોચર અપરોક્ષ જ્ઞાન, ચિકીર્ષા, અને કૃતિ, એ ત્રણથી યુક્ત એવા પુરૂષવડે જન્ય છે; કાર્ય છે માટે; ઘડાની પેઠે." આને અધિકરણ સિદ્ધાન્ત કહે છે, કેમકે ઘટાદિ કાર્ય તો કુંભાર કરી શકે છે, કેમકે તેને ઉપાદાન જે મૃત્તિકા તે વિષે અપરોક્ષ જ્ઞાન છે, ઘડો કરવાની ઇચ્છા છે, અને કૃતિ રૂપ પ્રયત્ન પણ તે કરે છે; પણ વ્યણુક રૂપ કાર્ય તો અતીન્દ્રિય હોવાથી તેમાં ઈશ્વર સિવાય બીજા કોઇને ઉપાદાન ગોચર અપરોક્ષ જ્ઞાનાદિ સંભવતાં નથી; માટે એવા જ્ઞાનવાળો વ્યણુકાદિનો કર્તા ઈશ્વર તે સર્વજ્ઞ હોવો જોઇએ. આવી રીતે ઈશ્વરનું સર્વજ્ઞત્વ સિદ્ધ કર્યું છે, માટે એ અધિકરણસિદ્ધાન્ત કહેવાય છે.

૪. **અભ્યુપગમસિદ્ધાન્ત**—સાક્ષાત્ સૂત્રમાં નહિ કથન કરેલા અર્થનો જે અંગીકાર અભ્યુપગમસિદ્ધાન્ત કહેવાય છે. જેમ મન વિષે ઇદ્રિયપણાનો અંગીકાર એ અભ્યુપગમ-સિદ્ધાન્ત છે.

**सुखम्**—सर्वेषामनुकूलतया वेदनीयं सुखम्। સર્વ પ્રાણીઓને અનુકૂળતા રૂપે એટલે ઇષ્ટત્વરૂપે જે જ્ઞાનનો વિષય હોય છે, અર્થાત્ ઇષ્ટરૂપ જાણીને સર્વે પ્રાણી આ અમને પ્રાપ્ત થાઓ, એ પ્રમાણે જેની પ્રાપ્તિની ઇચ્છા કરે છે તે સુખ કહેવાય છે.

૨. इष्टसाधनताज्ञानाजन्यजन्येच्छाविषयगुणः सुखम्। આ અમારે ઇષ્ટનું સાધન છે, એ પ્રમાણે ઇષ્ટ સાધનતા જ્ઞાનવડે અજન્ય એવી જે જન્ય ઇચ્છા છે, તે ઇચ્છાનો જે વિષય હોય તથા ગુણ હોય તે સુખ કહેવાય. અહીં આમ સમજવાનું છેઃ-શબ્દસ્પર્શાદિ વિષયો સુખરૂપ ઇષ્ટનાં સાધન છે, પણ સુખ કોઈ બીજા ઇષ્ટનું સાધન નથી, કેમકે તે સુખ જ ફળરૂપ છે, તેથી તે પોતેજ ઇષ્ટ છે. એવા સુખમાં લોકોને જે ઇચ્છા થાય છે, તે સુખ માત્રના જ્ઞાન વડે જ જન્ય છે. ઇષ્ટ સાધનતા જ્ઞાનવડે જન્ય નથી, માટે ઇષ્ટ સાધનતા જ્ઞાનવડે અજન્ય અને 'મને સુખ થાઓ' એ પ્રમાણે સુખ માત્રના જ્ઞાનથી જન્ય એવી ઇચ્છા છે. તે ઇચ્છાના વિષયભૂત સુખ છે, અને તે ગુણ પણ છે, માટે ઉક્ત લક્ષણ સંભવે છે.

૩. अहं सुखीत्यनुभवविषयगुणः सुखम्। હું સુખી છું એ પ્રકારના માનસ પ્રત્યક્ષ રૂપ અનુભવનો જે વિષય હોય તથા ગુણ હોય તે સુખ.

૪. अन्येच्छानधीनेच्छा विषयत्वे सति भावत्वं सुखत्वम्। પોતાની ઇચ્છાનો વિષય બીજાની ઇચ્છાને અધીન ન હોય એવું ભાવપણું તે સુખ.

૫. सत्त्वपरिणामरूपप्रीत्यात्मकचित्तवृत्तिविशेषः। સત્ત્વ ગુણના પરિણામ રૂપ ચિત્તની પ્રીતિ નામે એક પ્રકારની વૃત્તિ તે સુખ.

**सुखगुणः**—સુખ ગુણ કેવળ જીવાત્મામાંજ રહે છે. એ ચાર પ્રકારનો છેઃ—(૧) વૈષયિક, (૨) આભિમાનિક, (૩) માનોરથિક અને (૪) અભ્યાસિક. એ સઘળાં સુખ અનિત્ય છે.

**सुखादिगोचरा प्रमा**—સુખ દુઃખાદિને વિષય કરનારી અંતરપ્રત્યક્ષપ્રમા.

**सुखादिविषयकप्रमा**—હું સુખી છું, હું દુ:ખી છું, ઇત્યાદિ પ્રમા.

**सुविचारणा** (ज्ञानभूमिः)—गुरुमुपसृत्य वेदान्तवाक्यविचारात्मकश्रवणमननात्मिकावृत्तिः । ગુરૂની પાસે જઇને વેદાન્ત વાક્યના વિચારરૂપ શ્રવણ મનનરૂપ વૃત્તિ.

**सुषुप्तिजाग्रत्**—सुषुप्त्यवस्थायां सात्विकी या सुखाकारा वृत्तिः ( यदनन्तरं प्रबुद्धस्य सुखमहमस्वाप्समिति परामर्शः ) सा । સુષુપ્તિ અવસ્થામાં જે સુખાકાર વૃત્તિ થાય છે ( એટલે સુષુપ્તિમાંથી જાગ્યા જાગ્યા પછી જાગેલાને હું સુખથી ઉંઘ્યો' એવું જે સુખનું સ્મરણ થાય છે) તે સુષુપ્તિ જાગ્રત કહેવાય.

**सुषुप्तिसुषुप्तिः**—सुषुप्त्यवस्थायां या तामसी वृत्तिः ( यदनन्तरं गाढं मूढोऽहमस्वाप्समिति परामर्शः ) सा । જે તામસી ચિત્તવૃત્તિ ( એટલે હું ગાઢ નિદ્રામાં ઉંઘ્યો, મેં કાંઇ જાણ્યું નહિ એવું જાગ્યા પછી સ્મરણ થાય છે ) તે સુષુપ્તિસુષુપ્તિ કહેવાય.

**सुषुप्तिस्वप्नः**—सुषुप्त्यवस्थयां या राजसी वृत्तिः ( यदनन्तरं दुःखमहमस्वाप्समिति प्रबुद्धस्य परामर्शः ) सा । સુષુપ્તિ અવસ્થામાં જે રાજસી વૃત્તિ ( એટલે જાગ્યા પછી ' મને સારી ઉંઘ આવી નહિ—હું દુ:ખમાં ઉંઘ્યો ' એવું જે સ્મરણ થાય છે ) તે સુષુપ્તિસ્વપ્ન.

**सुषुप्त्यवस्था-संप्रसादावस्था**— जाग्रत् स्वप्नोभयभोगप्रदकर्मोपरमे सति द्विविधदेहाभिमाननिवृत्तिद्वारा विशेषविज्ञानोपरमात्मिका या बुद्धेः कारणात्मनावस्थितिः । જાગ્રત અને સ્વપ્ન બન્નેનાં ભોગ આપનારાં કર્મો વિરામ પામ્યા પછી સ્થૂલ અને સૂક્ષ્મ બન્ને દેહનું અભિમાન નિવૃત્ત થાય છે. તે વખતે બુદ્ધિનું વિશેષ વિજ્ઞાન પણ ઉપરામ પામે છે, અને બુદ્ધિ પોતાના કારણ અજ્ઞાન રૂપે રહે છે, તે સુષુપ્તિ એને સંપ્રસાદ પણ કહે છે.

**सुहृद्**—प्रत्युपकारमनपेक्ष्योपकारी । ઉપકારના બદલામાં ઉપકારની અપેક્ષા રાખ્યા સિવાય ઉપકાર કરનારો તે ' સુહૃદ્ ' કહેવાય.

**सूक्ष्मभूतानि**—પ્રત્યક્ષ વ્યવહારને અયોગ્ય એવાં સૂક્ષ્મભૂત.

**सूक्ष्मशरीरम्-लिङ्गशरीरम्**—अपञ्चीकृतभूतकार्यम् । અપંચીકૃત પંચ ભૂતોનું કાર્ય તે સૂક્ષ્મશરીર અથવા લિંગ શરીર કહેવાય છે.

૨. दृग्गोचरत्वे सति कारणदेहभिन्नत्वम् । દૃષ્ટિથી ન દેખાય એવું હોઇને જે કારણ-શરીરથી ભિન્ન હોય તે શરીર સૂક્ષ્મ શરીર કે લિંગ શરીર.

**सूत्रम्**—अल्पाक्षरत्वे सति बह्वर्थसूचकत्वम् । થોડા શબ્દમાં ઘણા અર્થને સૂચવનારૂં (વાક્ય).

૨. अल्पाक्षरमसंदिग्धं, ( न्यायवत् ) सारवद्विश्वतो मुखम् । अस्तोभमनवद्यं च सूत्रं सूत्रविदो विदुः ॥१॥ જે વાક્ય થોડા અક્ષરોવાળું, સંદેહ રહિત, (ન્યાયવાળું અથવા) સારવાળું, સર્વ તરફથી અર્થ થઈ શકે એવું એટલે એકજ અર્થને ઉદ્દેશીને કહેલું છતાં તેવા તેવા બધા પ્રસંગે લાગુ પડે એવું, રોકાણ વગરનું અને દોષ રહિત હોય તેને સૂત્ર કહે છે.

**सूत्रात्मा**—હિરણ્યગર્ભ; સમષ્ટિ સૂક્ષ્મ શરીર. કપડાંમાં સૂત્રની પેઠે સૃષ્ટિમાં સર્વત્ર વ્યાપક હોવાથી સૂત્રાત્મા કહેવાય છે.

**सृष्टिः**—उत्पत्त्यनुकूलव्यापारविशेषः । ઉત્પત્તિ કરવાને અનુકૂળ એવો અમુક વ્યાપાર.

**सृष्टिद्वयम्**—બે પ્રકારની સૃષ્ટિ : (૧) યુગપત્ એટલે એકદમ સૃષ્ટિની ઉત્પત્તિ થવી તે; અને (૨) ક્રમ સૃષ્ટિ એટલે માયા, મહત્તત્વ, અહંકાર, પંચ મહાભૂત, ઇત્યાદિ ક્રમે સૃષ્ટિ થવી તે. અથવા, દૃષ્ટિસૃષ્ટિ અને સૃષ્ટિદૃષ્ટિ, એવા પણ બે પ્રકાર છે. (તે તે શબ્દ જુઓ)

**सेवा**—सर्वभावेनाचार्यानुकूलकारित्वम् । સંપૂર્ણ ભાવથી આચાર્યને અનુકૂળ હોય તેમ કરવું, તે સેવા.

**सोपाधिकभेदत्वम्**—उपाधिसत्ताव्याप्यसत्ताकत्वम् । જેનું સત્તાવાળા હોવાપણું ( એટલે અસ્તિત્વ ) ઉપાધિનું સત્તાનું વ્યાપ્ય હોય છે તે સોપાધિકભેદત્વ કહેવાય છે.

**सोपाधिकभ्रमः**—उपाधिसत्तानिरूपणाधीननिरूपणम् । જે ભ્રમ અધિષ્ઠાનનું જ્ઞાન થયા છતાં પણ નિવૃત્ત થતો નથી, તે સોપાધિક ભ્રમ કહેવાય છે. ( અર્થાત્ 'આ ભ્રમ છે' એમ જાણ્યા છતાં પણ ઉપાધિ ચાલુ રહે ત્યાં સુધી ભ્રમ પણ ચાલુ રહે તે સોપાધિક ભ્રમ. ) એ બે પ્રકારનો છે: (૧) બાહ્ય-સોપાધિકભ્રમ અને (૨) આંતરસોપાધિક ભ્રમ.

**(૧) બાહ્યસોપાધિક ભ્રમ**—આ ભ્રમ ઉપાધિને લીધે થયેલો હોય છે. જેમ, રાતા ફૂલરૂપ ઉપાધિને લીધે સ્ફટિકમાં રાતાપણું દેખાય છે, તે બાહ્યસોપાધક ભ્રમ છે.

**(૨) આન્તરસોપાધિક ભ્રમ**—કર્મરૂપે પરિણામ પામેલી અવિદ્યાના કાર્યરૂપ હોવાથી કર્તાપણાનો ભ્રમ, એ આંતરસોપાધિક ભ્રમ જાણવો.

**सौत्रान्तिकः**—બૌદ્ધમાર્ગનો ત્રીજો અનુયાયી. તેનું માનવું એમ છે કે બાહ્ય પદાર્થોનું અસ્તિત્વ તો છે, પણ તે પ્રત્યક્ષ થતું નથી; વિજ્ઞાનમાં તેનું પ્રતિબિંબ પડે છે તેથી તેનું અનુમાન થાય છે. અર્થાત્ સૌત્રાંતિક બાહ્ય અર્થનું અસ્તિત્વ તો માને છે, પણ તે પદાર્થો કેવળ અનુમિતિ જ્ઞાનનો વિષય છે એમ માને છે.

**स्तुतिः**—आरोप्यगुणकथनम् । કોઇ પદાર્થાદિમાં ગુણનું આરોપણ કરીને તેનું કથન કરવું તે સ્તુતિ.

(૨) गुणनिष्ठगुणाभिधानम् । ગુણવાળામાં રહેલા ગુણોનું કથન તે સ્તુતિ.

**स्तुत्यर्थवादः**—साक्षाद्विध्यर्थस्य प्रशंसार्थकं वाक्यम् । વિધેય અર્થનું સાક્ષાત પ્રશંસા કરનારૂં વાક્ય.

**स्तोत्रम्**—सामगानविशिष्टप्रकरणकं गुणाभिधानम् । સામગાનયુક્ત મંત્રપ્રકરણ–જેમાં (દ્રવ્ય-દેવતાદિના ) ગુણનું કથન કરેલું હોય છે તે.

૨. સામાન્યતઃ કોઇ પણ દેવાદિની સ્તુતિના શ્લોક.

**स्तोमः**—अर्थशून्यत्वे सति उच्चारणमात्रप्रयोजनत्वम् । જેમાં અર્થ કાંઇ હોય નહિ, એમ છતાં ઉચ્ચારણ કરવું એજ જેમાં પ્રયોજન હોય છે એવા અક્ષરાદિ. જેમ, સામવેદમાં ગાનના સ્વર પરિપૂરણાર્થ જે અર્થશૂન્ય શબ્દો આવે છે તે. જેમ, 'इडा–होई' વગેરે.

**स्तोमः**—પોતાના ગુણ પ્રકટ કરવા તે. ૨. સમૂહ. ૩. યજ્ઞ. ૪. સ્તુતિ. ૫. ધન. ૬. મસ્તક. ૭ ઘાસ કે ધાન્યના છોડ. ૮. ભાવો.

**स्थलम्**—तत्तद्व्यवहारजन्यशाब्दबोधविषयः । તે તે વ્યવહારથી ઉત્પન્ન થતો શબ્દના બોધનો વિષય હોય તે.

**स्थानम्**—स्वाभिप्रायबोधानुकूला स्थितिः । પોતાનો અભિપ્રાય સમજવાને અનુકૂલ સ્થિતિ.

૨. सन्निधिविशेषत्वं स्थानम् । ( મીમાંસકોને મતે ) અમુક પ્રકારની સમીપતા તે સ્થાન.

**स्थायित्वम्**—समधिककालवृत्तित्वम् । ઘણા કાળ સુધી રહેવાપણું–સ્થિરપણું–ટકાઉપણું.

**स्थितप्रज्ञः**—'હું બ્રહ્મ છું' એવું જ્ઞાન ચલાયમાન થતું નથી, તે પુરૂષ સ્થિતપ્રજ્ઞ કહેવાય.

**स्थितिस्थापकः**—पृथिवीवृत्तिवृत्तिमनोवृत्त्यवृत्तिसंस्कारत्वव्याप्यजातिमान् स्थितिस्थापकः । પૃથ્વીમાં રહેનારા ગુણમાં રહેનારી તથા મનમાં રહેનારા પદાર્થોમાં નહિ રહેનારી, તથા સંસ્કારત્વ જાતિની વ્યાપ્ય જે ( સ્થિતિસ્થાપકત્વ ) જાતિ છે, તે જાતિવાળો ગુણ સ્થિતિસ્થાપક કહેવાય છે. અર્થાત્, પૃથ્વીમાં રહેનારા સ્થિતિસ્થાપક ગુણમાં સ્થિતિસ્થાપકત્વ જાતિ સમવાય સંબંધથી રહેલી છે માટે તે પૃથિવીવૃત્તિવૃત્તિ કહેવાય છે; વળી તે સ્થિતિસ્થાપક ગુણ મનમાં રહેતો નથી, માટે તે સ્થિતિસ્થાપકત્વ જાતિ મનમાં રહેનારા વેગાદિકોમાં અવૃત્તિ (ન રહેનારી) પણ છે; એ સ્થિતિસ્થાપકત્વ જાતિ સંસ્કારત્વ જાતિની વ્યાપ્ય પણ છે. ( 'સ્થિતિસ્થાપકસંસ્કાર'

શબ્દ જુઓ.) એવી સ્થિતિસ્થાપકત્વ જાતિ સમવાય સંબંધથી સર્વ સ્થિતિસ્થાપકોમાં રહે છે, માટે ઉક્ત લક્ષણ સંભવે છે.

**स्थितिस्थापकसंस्कारः**—यथापूर्वसंयोगजनकक्रियाहेतुः। પૂર્વે જેવો હોય તેવો સંયોગ ઉત્પન્ન કરનારી ક્રિયારૂપ કર્મનો હેતુ તે સ્થિતિસ્થાપક સંસ્કાર.

૨. અન્યથા કરેલી વસ્તુની પૂર્વે હતી તેવી સ્થિતિ કરાવનારો સંસ્કાર તે સ્થિતિસ્થાપક સંસ્કાર કહેવાય છે. જેમ, ઝાડની ડાળી, ધનુષ્ય, નેતરની સોટી, ઇત્યાદિ.

**स्थिरप्रज्ञा**—યોગાભ્યાસથી જેણે ચિત્ત વશ કર્યું છે, એવા મનુષ્યની બુદ્ધિ નિરંતર બ્રહ્મનુંજ ચિંતન કરે છે ત્યારે તે જ્ઞાન સ્થિરપ્રજ્ઞા કહેવાય છે.

**स्थूलशरीरत्वम्**—पञ्चीकृतपञ्चभूतकार्यत्वे सति दृग्गोचरत्वम्। પંચીકૃત પંચભૂતોનું કાર્ય હોઇને જે નેત્રથી જણાય એવું હોય છે તે શરીર સ્થૂલશરીર કહેવાય છે.

૨ शुक्रशोणितनिर्मितत्वे सति अस्थ्यादिसमुदायत्वम्। વીર્ય અને રક્તથી બનેલું હોઇને જે હાડકાં વગેરેના સમુદાયરૂપ હોય તે સ્થૂલ શરીર. સ્થૂલ શરીર ચાર પ્રકારનાં હોય છેઃ (૧) જરાયુજ, (૨) અંડજ, (૩) સ્વદેજ, અને (૪) ઉદ્‌ભિજ્જ. (બીજું લક્ષણ માત્ર પહેલા બે પ્રકારનાં શરીરોનેજ લાગુ પડે છે.)

**स्थूलभूतानि**—પંચીકરણપણાને પામેલાં જે પાંચ મહાભૂતો છે, તે સ્થૂલ ભૂતો કહેવાય છે. એ સ્થૂલભૂતો અપંચીકૃત સૂક્ષ્મભૂતોના તામસ અંશમાંથી ઉપજેલાં છે.

**स्नेहः**—चूर्णादिपिण्डीभावहेतुर्गुणः स्नेहः। ચૂર્ણ, ધૂળ, આદિક દ્રવ્યોનો પિંડીભાવ (ગોળો બનાવવાપણું) કરવામાં ઉપયોગી જે સંયોગ વિશેષ છે, તે સંયોગ વિશેષરૂપ પિંડીભાવના નિમિત્ત કારણરૂપ જે ગુણ છે, તેને સ્નેહ કહે છે.

૨. सांसिद्धिकद्रवत्वभिन्नत्वे सति चूर्णादिपिण्डीभावहेतुर्गुणः स्नेहः। સાંસિદ્ધિક દ્રવ્યત્વથી ભિન્ન હોઇને ચૂર્ણાદિના પિંડીભાવનો હેતુ જે ગુણ તે સ્નેહ કહેવાય છે.

૩. जलेतरसमवेतावृत्तिजलसमवेतवृत्तिगुणत्वव्याप्याव्याप्यजातिमान् स्नेहः। જળથી ભિન્ન પૃથ્વી આદિકવિષે સમવેત વસ્તુમાં ન રહેનારી, તથા જળવિષે સમવેત વસ્તુમાં રહેનારી, ગુણત્વ જાતિની વ્યાપ્ય જાતિની અવ્યાપ્ય એવી જે જાતિ છે, તે જાતિવાળો ગુણ તે સ્નેહ કહેવાય છે. હવે સ્નેહગુણ કેવળ જળમાત્રમાંજ રહે છે, જળથી ભિન્ન પૃથ્વી આદિક દ્રવ્યોમાં રહેતો નથી. એવા સ્નેહ ગુણમાં રહેનારી જે સ્નેહત્વ જાતિ છે, તે જળથી ઇતર પૃથ્વી આદિક દ્રવ્યો વિષે સમવેત ગંધાદિ ગુણોમાં અવૃત્તિ છે, તેમ જળમાં સમવાય સંબંધથી રહેલા સ્નેહ ગુણમાં વૃત્તિ (રહેનારી) છે, તથા ગુણત્વ જાતિના વ્યાપ્ય રૂપત્વાદિક જાતિઓની અવ્યાપ્ય છે. એવી સ્નેહત્વ જાતિ સર્વ સ્નેહોમાં રહે છે, માટે સ્નેહનું એ લક્ષણ નિર્દોષ છે.

૪. दर्शने स्पर्शने वापि श्रवणे भाषणेऽपि वा।
यत्र द्रवत्यन्तरङ्गं सस्नेह इति कथ्यते। ॥१॥
જેના દર્શન, સ્પર્શન, શ્રવણ કે ભાષણથી જ્યાં અંતઃકરણ દ્રવે છે તેને સ્નેહ કહે છે.

**स्नेहगुणः**—સ્નેહ ગુણઃ (૧) પ્રકૃષ્ટ સ્નેહ અને (૨) અપકૃષ્ટ સ્નેહ, એવા બે પ્રકારવાળો છે, તથા તે એક જળમાંજ રહે છે. તેમાં તેલ વગેરેમાં રહેલા જળમાં તો પ્રકૃષ્ટ સ્નેહ રહે છે અને કૂવા વગેરેના જળમાં તો અપકૃષ્ટ સ્નેહ રહે છે એ સ્નેહ પરમાણુરૂપ નિત્ય જળમાં નિત્ય હોય છે અને દ્વચણુકાદિક અનિત્ય જળમાં અનિત્ય હોય છે.

**स्पर्शः**—चक्षुरग्राह्यत्वग्ग्राह्यवृत्तिगुणत्वव्याप्यजातिमान् स्पर्शः। ચક્ષુ ઇંદ્રિયવડે અગ્રાહ્ય તથા ત્વક્ ઇંદ્રિયવડે ગ્રાહ્ય એવી વસ્તુમાં રહેનારી—ગુણત્વ જાતિની વ્યાપ્ય જાતિ—

(સ્પર્શત્વ), તે જાતિવાળો ગુણ સ્પર્શ કહેવાય છે.

૨. त्वगिन्द्रियमात्रग्राह्योगुणः स्पर्शः। જે ગુણ માત્ર ત્વક્ ઇંદ્રિય વડે જ ગ્રહણ કરી શકાય છે તે સ્પર્શ.

**स्पर्शगुण:**—સ્પર્શ ગુણ: (૧) શીત, (૨) ઉષ્ણ અને (૩) અનુષ્ણાશીત, એમ ત્રણ પ્રકારનો હોય છે; તથા તે પૃથ્વી, જળ, તેજ અને વાયુ, એ ચાર દ્રવ્યોમાં રહે છે. તેમાં, જળમાં શીત સ્પર્શ રહે છે; તેજમાં ઉષ્ણ સ્પર્શ રહે છે; અને પૃથ્વી તથા વાયુમાં અનુષ્ણાશીત સ્પર્શ રહે છે. એ સ્પર્શ પરમાણુ રૂપ નિત્ય જળમાં, તથા નિત્ય તેજમાં, તથા પરમાણુ રૂપ નિત્ય વાયુમાં નિત્ય હોય છે; અન્યત્ર અનિત્ય હોય છે.

**स्पष्टब्रह्मलिङ्गकत्वम्**—विषयवाक्ये ब्रह्मधर्मतया निर्णीतब्रह्मलिङ्गकत्वम्। વિષય રૂપ શ્રુતિ વાક્યમાં 'આ વાક્ય બ્રહ્મનું પ્રતિપાદક છે' એમ જણાવનારૂં બ્રહ્મનું લિંગ હોય અને તેથી એ લિંગ બ્રહ્મના ધર્મ રૂપે સ્પષ્ટ પ્રતીત થતું હોય તે વાક્ય સ્પષ્ટ બ્રહ્મલિંગવાળું કહેવાય.

**स्फूर्ति:**–પ્રકટ થવું; અનુભવ થવો; મનમાં સમજવું તે.

**स्फुटत्वम्**—तद्विषयकजिज्ञासानधीनप्रतिपत्तिविषयत्वम् જે વિષયનું જ્ઞાન તે સંબંધી જિજ્ઞાસાને અધીન ન હોય (અર્થાત્ તે સમજવામાં કાંઇ પૂછવાપણું ન રહેતું હોય) તેવા જ્ઞાનનું વિષયપણું તે સ્ફુટત્વ.

**स्फोट:**—वर्णातिरिक्तो वर्णाभिव्यङ्ग्यो ऽर्थप्रत्यायको नित्यशब्दः स्फोटः। પદમાં રહેલા વર્ણો વડે અભિવ્યંગ્ય એવો અને વર્ણોથી ભિન્ન અર્થને જણાવનારો નિત્ય શબ્દ તેને સ્ફોટ કહે છે. અર્થાત્ પદમાંના વર્ણોથી કે વર્ણ સમુદાય રૂપ પદથી પદનો અર્થ સમજાતો નથી, પણ વર્ણ કે વર્ણસમુદાયમાંથી વ્યંજના શક્તિ વડે અર્થ સ્ફુટ થાય છે, તેને 'સ્ફોટ' કહે છે, એવી વૈયાકરણોની માન્યતા છે.

૨. स्फुटति अभिव्यक्तो भवत्यर्थोऽस्मादिति स्फोटः। જેના વડે અર્થ ફૂટી નીકળે છે એટલે ખુલ્લો થાય છે, તેને સ્ફોટ કહે છે.

૩. अर्थनिष्ठविषयताप्रयोजकशक्तिमत्त्वं स्फोटः। અર્થમાં રહેલી (શબ્દની) વિષયતાનો હેતુ જે (શબ્દનું) શક્તિમાનપણું તે સ્ફોટ.

**स्मरणमैथुनम्**–કોઇ પણ સ્ત્રીને પોતાના મનમાં ભોગ્ય તરિકે ચિંતવન તે.

**स्मारिकाशक्तिः**—વેદાન્તીઓના મત પ્રમાણે ઘટત્વ જાતિ વિશિષ્ટ ઘટ વ્યક્તિ વિષે જે શક્તિ કથન કરી છે. તે અર્થાત્ જાતિ વિશિષ્ટ વ્યક્તિ વિષયક પદોની શક્તિ તે 'સ્મારિકાશક્તિ' કહેવાય છે.

**स्मृतिः**—संस्कारमात्रजन्यं ज्ञानं स्मृतिः। સંસ્કારમાત્ર વડે જન્ય જે જ્ઞાન છે તે જ્ઞાન સ્મૃતિ કહેવાય છે; જેમ, પૂર્વે અનુભવ કરેલાં માતાપિતાદિકોનું, 'તે મારી માતા હતી, તે મારા પિતા' એ પ્રકારે મનુષ્યને અનુભવજન્ય સંસ્કારથી કાળાન્તરમાં સ્મરણ થાય છે. એ સ્મરણ અને સ્મૃતિ શબ્દો એકજ અર્થના વાચક છે.

૨. अनुभूतविषयाधिकानवगाहि ज्ञानम्। અનુભવેલા વિષય કરતાં અધિકને વિષય ન કરનારૂં જ્ઞાન, તે સ્મૃતિ.

૩. प्रमाकरणाजन्यत्वे सति संस्कारजन्यज्ञानम्। પ્રમાનું કરણ જે નેત્રાદિ પ્રમાણ તેવડે જે જ્ઞાન ઉત્પન્ન ન થયું હોય, પણ સંસ્કારથી ઉપજ્યું હોય તે જ્ઞાન સ્મૃતિ કહેવાય છે.

૪. उद्भूतसंस्कारमात्रजन्यं ज्ञानम्। ઉદ્ભૂત (પ્રકટ થયેલા) સંસ્કાર માત્રથીજ ઉત્પન્ન થયેલું જ્ઞાન તે સ્મૃતિ.

૫. चिरानुभूतार्थस्मरणशक्तिः—ઘણા વખત પહેલાં અનુભવ કરેલા અર્થનું સ્મરણ કરવાની શક્તિ તે સ્મૃતિ.

**स्मृतिशास्त्रम्-धर्मशास्त्रम्**—वेदार्थस्मरणपूर्वकं रचितं शास्त्रम्। વેદના અર્થનું પ્રથમ સ્મરણ કરીને પછી તે ઉપરથી રચેલું શાસ્ત્ર.

२. ऋषिप्रणीतत्वे सति वेदार्थानुभवजन्यत्वे सति वेदार्थानुवादकः । જે ગ્રંથ ઋષિઓએ રચેલો હોય તથા વેદના અનુભવથી ઉત્પન્ન થયો હોય, તેમજ વેદના અર્થનો અનુવાદ કરતો હોય તે સ્મૃતિ. જેમ,—મનુસ્મૃતિ, પરાશર સ્મૃતિ, વગેરે એને ધર્મશાસ્ત્ર પણ કહે છે.

**स्मृत्युद्बोधकहेतवः।** સાદૃશ્ય જ્ઞાન, અદૃષ્ટ, ચિંતા અને સંબંધીનું દર્શન એ ચાર સ્મૃતિના ઉદ્‌બોધક હેતુઓ છે. જેમઃ—

**(૧) સાદૃશ્યજ્ઞાન**—ચકચકતી છીપ જોઇને રૂપાની સ્મૃતિ થઇ આવે છે; અહીં સાદૃશ્યજ્ઞાન સ્મૃતિનું ઉદ્‌બોધક થાય છે.

**(૨) અદૃષ્ટ**—બાલકને ભૂખ લાગતાં સ્તનપાન શોધે છે; એમાં અદૃષ્ટ સ્મૃતિનું ઉદ્‌બોધક છે.

**(૩) ચિંતા** ( ચિંતન )—ભૂલી ગયેલા શ્લોકાદિને સંભારી કાઢવાને તેનું ચિંતન કરવામાં આવે છેઃ અહીં ચિંતા સ્મૃતિની ઉદ્‌બોધક છે.

**(૪) સંબંધીદર્શન**—બાપ દીકરાને સાથે જોયા પછી એકલા દીકરાને દેખીને બાપની સ્મૃતિ થઇ આવે છે; અહીં સંબંધી દર્શન સ્મૃતિનું ઉદ્‌બોધક છે.

**स्वगतभेदः**—स्वावयवैः कृतो भेदः । અંગીનો અંગ સાથે કે અવયવીનો અવયવ સાથે જે ભેદ તે. જેમ, વૃક્ષનો પોતાનાં પત્ર, પુષ્પ, ડાળાં, વગેરે સાથે જે ભેદ છે, તે સ્વગત ભેદ કહેવાય છે.

**स्वत उत्पत्तिकत्वम्-स्वतःप्रामाण्यवाद-**आगन्तुकभावकारणानपेक्षज्ञानसामग्रीजन्यत्वम् । આગંતુક ભાવરૂપ કારણોની અપેક્ષા રાખ્યા વિના જ્ઞાનની સામગ્રી (હેતુઓ) થી જે જન્યપણું તે સ્વતઉત્પત્તિકત્વ અથવા સ્વતઃપ્રામાણ્યવાદ કહેવાય છે.

૨ दोषाभावसहकृतज्ञानसामग्रीजन्यत्वम् । દોષના અભાવવાળી જ્ઞાનની સામાન્ય સામગ્રીથી જન્ય હોવાપણું.

૩ विज्ञानसामग्रीजन्यत्वे सति तदतिरिक्तहेत्वजन्यत्वम् । જ્ઞાનની સામગ્રીથી જન્ય હોઇને તેનાથી ભિન્ન હેતુઓવડે જે અજન્યપણું તે સ્વતઃ ઉત્પત્તિકત્વ.

**स्वतन्त्रः**—कर्तुमकर्तुमन्यथा वा कर्तुं समर्थः। કોઇ કાર્ય કરવાને અથવા ન કરવાને અથવા કરેલાને બીજી રીતે કરવાને જે સમર્થ હોય તે સ્વતંત્ર.

૨. कारकान्तरव्यापारानधीनत्वे सति कारकत्वं स्वतन्त्रम् । બીજા કારકોના ( કર્તાદિ વગેરે છ કારકમાંથી કોઇના ) વ્યાપારને આધીન ન હોઇને પોતે કારક હોય તે સ્વતંત્ર.

૩. इतरव्यापारानधीन व्यापारवत्त्वम् । બીજાના વ્યાપારને અધીન ન હોઈને જે વ્યાપારવાળું હોવાપણું તે સ્વતંત્રત્વ.

**स्वतन्त्रोच्चारणम्**—अन्यदीयस्वार्थतात्पर्योच्चारणानधीनोच्चारणम् । બીજાએ પોતાના ઉચ્ચારણમાં જે અર્થની કલ્પના કરી હોય તે અર્થના તાત્પર્યવાળા ઉચ્ચારણને આધીન ન રહીને જે ઉચ્ચારણ કરવું તે.

**स्वतोग्राह्यत्वम्**—यावत्स्वाश्रयग्राहकग्राह्यत्वम् । પ્રમાત્વ ધર્મનું આશ્રયભૂત જે પ્રમાજ્ઞાન છે, તે પ્રમાજ્ઞાનના જેટલા ગ્રાહક છે, તેમનાવડે પ્રમાત્વમાં જે ગ્રાહ્યતા છે, એજ એ પ્રમાત્વમાં સ્વતોગ્રાહ્યતા છે. જેમ,–પ્રમાત્વ આશ્રયભૂત ' આ ઘડો ' એવું વૃત્તિજ્ઞાન છે. તે વૃત્તિજ્ઞાનને ગ્રહણ કરનારૂં સાક્ષી ચૈતન્ય છે. તે સાક્ષી ચૈતન્યથી વૃત્તિજ્ઞાનની પેઠે પ્રમાત્વનું પણ ગ્રહણ કરાય છે. એજ તે પ્રમાત્વમાં સ્વતોગ્રાહ્યતા છે.

૨. दोषाभावसहकृतयावत्स्वाश्रयग्राहकसामग्रीग्राह्यत्वम् । દોષના અભાવ સહિત ( અથવા દોષનો અભાવ હોઈને ) પ્રમાત્વ ધર્મનું આશ્રયભૂત જે પ્રમાજ્ઞાન તેની ગ્રાહક સામગ્રી (સાક્ષી) વડે જે પ્રમાત્વનું ગ્રાહ્યપણું તે સ્વતોગ્રાહ્યત્વ.

३. ज्ञानग्राहकसामग्रीजन्यग्रहविषयत्वम् । જ્ઞાનની ગ્રાહક સામગ્રીથી જન્ય એવું ગ્રહણનું વિષયત્વ ( એટલે ગ્રાહ્યત્વ ) તે સ્વતોગ્રાહ્યત્વ.

**स्वतः प्रमात्वम्**—आगन्तुकभावकारणानपेक्षज्ञानसामान्यसामग्री प्रयोज्यत्वम् । આગંતુક એવા ભાવરૂપ કારણની અપેક્ષા વગર જ્ઞાનની સામાન્ય સામગ્રીથી જન્યત્વ તે સ્વતઃ પ્રમાત્વ.

**स्वतःप्रमाणम्**—अन्यप्रमाणनिरपेक्षस्वार्थबोधनसमर्थम् । બીજા પ્રમાણની અપેક્ષા રાખ્યા સિવાય પોતાના અર્થનો બોધ કરવાનું સામર્થ્ય તે સ્વતઃપ્રમાણ, જેમ, વેદ વાક્ય સ્વતઃ પ્રમાણ છે, કેમકે તેમાંના અર્થને સાબીત કરવાને બીજાં પ્રમાણની અપેક્ષા નથી. (જુઓ પૂર્વ મીમાંસા અ. ૧ પા. ૧ )

**स्वत्वम्**—शास्त्रसम्मतयथेष्टविनियोगार्हत्वम् । શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે પોતાની ઇચ્છા મુજબ પદાર્થની યોજના કરવાને ( પદાર્થનું ) યોગ્યપણું તે સ્વત્વ.

**स्वधा**—पित्रुद्देशेन द्रव्यत्यागः । પિતૃઓને ઉદ્દેશીને દ્રવ્ય ( પુષ્પપત્ર અન્નપાનાદિ ) અર્પણ કરવું તે સ્વધા.

**स्वप्नजाग्रत्**—स्वप्ने मित्रादिप्राप्तिः । સ્વપ્નમાં મિત્ર વગેરેની મુલાકાત થવી તે સ્વપ્ન જાગ્રત.

**स्वप्नज्ञानम्**—પુરીતત્ નામની સૂક્ષ્મ નાડીમાં મન સ્થિત થાય છે ત્યારે સુષુપ્તિ થાય છે; અને પુરીતતમાંથી બાહ્યદેશમાં મન સ્થિત થાય છે ત્યારે જાગ્રત થાય છે; પણ પુરીતત્ દેશ તથા બાહ્યદેશ એ બન્નેના સંધિ વિષે મન સ્થિત થાય છે, ત્યારે સ્વપ્ન થાય છે. એ સ્વપ્ન પુણ્યપાપરૂપ અદૃષ્ટ વિશેષથી પણ જન્ય હોય છે, તથા જાગ્રત સમયની ખાસ ચિંતા (ચિંતન)થી પણ જન્ય હોય છે, તેમ વાત, પિત્ત, કફરૂપ ધાતુ દોષથી પણ જન્ય હોય છે. ( એનો (સ્વપ્નજ્ઞાનનો) માનસ વિપર્યય જ્ઞાનમાં સમાવેશ થાય છે. )

**स्वप्नसुषुप्तिः**—जाग्रद्दशायां वक्तुमशक्यं यत्किञ्चित्स्वप्नेऽनुभूयते तत् स्वप्नसुषुप्तिरित्युच्यते । જાગ્યા પછી ( વિસ્મૃતિ આદિ કારણથી ) કહેવાને અશક્ય એવું જે કાંઈ સ્વપ્નમાં અનુભવવામાં આવે છે, તે અવસ્થા સ્વપ્નસુષુપ્તિ કહેવામાં આવે છે.

**स्वप्नस्वप्नः**—स्वप्नेऽपि स्वप्नो मया दृष्ट इति बुद्धिः । સ્વપ્નમાં મને વળી બીજું સ્વપ્ન આવ્યું એવી બુદ્ધિ થાય છે તે.

**स्वप्नावस्था**—इन्द्रियाजन्यविषयगोचरापरोक्षान्तःकरणवृत्त्यवस्था । ઇંદ્રિયોવડે ગ્રહણ કરવાને અયોગ્ય એવા વિષયોને અપરોક્ષપણે (પ્રત્યક્ષપણે ) વિષય કરનારી એવી અંતઃકરણની વૃત્તિની અવસ્થા તે સ્વપ્નાવસ્થા

२. जाग्रभोगप्रदकर्मोपरमे सति इन्द्रियोपरमे जाग्रदनुभवजन्यसंस्कारोद्भूतविषयतज्ज्ञानावस्था । જાગ્રત અવસ્થામાં ભોગ આપનારાં કર્મ વિરામ પામ્યે છતે અને ઇંદ્રિયો પણ પોતાના વિષયોને ગ્રહણ કર્યાથી વિરામ પામ્યે છતે, જાગ્રતના અનુભવથી ઉત્પન્ન થનારા સંસ્કારવડે ઉદ્ભૂતરૂપવાળા વિષયો તથા તેમનું જ્ઞાન જે કાળે થાય છે તે અવસ્થાને સ્વપ્નાવસ્થા કહે છે.

३. प्रबोधाभावत्वे सति मिथ्यावस्तुदर्शनम् । જાગ્રત અવસ્થાનો અભાવ હોયતે મિથ્યા વસ્તુનું દર્શન તે સ્વપ્ન.

४. विपरितदर्शनत्वम् । વસ્તુનું વિપરિત દર્શન થવાપણું તે સ્વપ્ન.

**स्वप्रकाशत्वम्-स्वयंज्योतिः**—सजातीयप्रकाशाप्रकाश्यत्वम् । પોતાના સજાતીય પ્રકાશ વડે જેનો પ્રકાશ કરવાની જરૂર રહેતી નથી તે સ્વપ્રકાશ અથવા સ્વયંજ્યોતિ કહેવાય. ( અહીં બધે જ્ઞાનરૂપ પ્રકાશ સમજવો. )

२. इतराप्रकाश्यत्वे सति संविदविषयत्वे वा सति प्रकाशमानत्वम् । બીજા કશાથી જે પ્રકાશ કરવા યોગ્ય ન હોય, તેમ સંવિત્ નામે જ્ઞાનનો પણ જે વિષય ન હોય, એમ છતાં

તે પ્રકાશમાન હોય, તે સ્વપ્રકાશ અથવા સ્વયંજ્યોતિ જાણવો.

૩. स्वव्यवहारे स्वातिरिक्तसंविदनपेक्षत्वम् । પોતાના વ્યવહારમાટે પોતાથી ભિન્ન બીજી સંવિતની જેને જરૂર હોતી નથી તે સ્વપ્રકાશ.

૪. अवेद्यत्वे सति अपरोक्षव्यवहार योग्यत्वम् । ફ્લવ્યાપ્તિનો અવિષય હોઇને જે અપરોક્ષ વ્યવહારનું યોગ્યપણું તે સ્વપ્રકાશત્વ.

૫. अन्यानवभास्यत्वे सति स्वव्यतिरिक्त सकलावभासकत्वम् । જે બીજાથી પ્રકાશ્ય ન હોઇને પોતાથી ભિન્ન સર્વનું અવભાસક (પ્રકાશક) હોય તે સ્વપ્રકાશ.

**स्वभावः**-इतरनिरपेक्षं वस्तुस्वरूपम् । વસ્તુના જે સ્વરૂપમાં બીજાની અપેક્ષા હોય નહિ એવું વસ્તુનું સ્વરૂપ.

૨ जन्मान्तरकृतो धर्माधर्मादि शुभसंस्कारः। પૂર્વ જન્મોમાં કરેલા ધર્મ કે અધર્મ આદિના શુભ કે અશુભ સંસ્કાર તે સ્વભાવ.

**स्वरः**-काक्वादिकृते वर्णाद्युच्चारणध्वनिविशेषः પ્રશ્ન પૂછવા વગેરે માટે વર્ણ વગેરેનું ઉચ્ચારણ કરવામાં અમુક પ્રકારનો ધ્વનિ (અવાજ) કરવામાં આવે છે તે સ્વર.

(૨) श्रुत्यनन्तरभावी यः शब्दोऽनुरणनात्मकः ।
स्वतो रञ्जयति श्रोतृचित्तं स स्वर उच्यते ॥१॥
(ગાન વગેરેમાંની) શ્રુતિની પછી જે રણકારા જેવો શબ્દ થાય છે અને જે સાંભળનારાના મનને રંજન કરે છે તે સ્વર.

૩. વ્યાકરણમાં अच् પ્રત્યાહારમાંનો અકારાદિ પ્રત્યેક સ્વર કહેવાય છે.

**स्वरसः**—વિવાદ વગર; નિર્વિવાદ.

**स्वरूपयोग्यत्वकारणता**—कारणतावच्छेदकधर्मवत्त्वं स्वरूपयोग्यत्वम् । કારણતાનો અવચ્છેદક જે ધર્મ છે, તે ધર્મવાળા હોવાપણું, તે સ્વરૂપ યોગ્ય કારણતા કહેવાય; જેમ, કુંભારના ચાક ફેરવવાના દંડમાં ઘટની કારણતા છે, તે કારણતાનો અવચ્છેદક ધર્મ દંડત્વ છે, તે દંડત્વ ધર્મ જેમ કુંભારના હાથમાં રહેલા દંડમાં છે, તેમ જંગલમાં રહેલા દંડમાં પણ છે. એવી રીતે જંગલના દંડમાં રહેલો કારણતાવચ્છેદકદંડત્વધર્મ, એ દંડત્વધર્મવાળા હોવાપણું, એ ઘટની સ્વરૂપયોગ્યત્વરૂપ કારણતા છે.

**स्वरूपलक्षणम्**—स्वरूपं सत् व्यावर्तकम् । જે લક્ષ્યનું સ્વરૂપ ભૂત હોઇને લક્ષ્યને અન્ય પદાર્થથી ભિન્ન કરી બતાવે છે તે સ્વરૂપ લક્ષણ જેમ, પૃથ્વીત્વ એ પૃથ્વીનું સ્વરૂપ લક્ષણ છે. હવે જાતિ અને વ્યક્તિનું તાદાત્મ્ય હોય છે, માટે પૃથ્વીત્વ જાતિનું પણ પૃથ્વી વ્યક્તિ સાથે તાદાત્મ્ય છે, અને તે સાથે જ જલાદિ ઇતર પદાર્થોથી પૃથ્વીને ભિન્ન કરી બતાવે છે, માટે માટે પૃથ્વીત્વ એ પૃથ્વીનુ સ્વરૂપ લક્ષણ છે.

૨. इतरानिरूप्यं लक्षणं स्वरूपलक्षणम् । લક્ષ્ય પદાર્થ સિવાય બીજા કશાથી જેનું નિરૂપણ થઇ શકે નહિ તે સ્વરૂપ લક્ષણ કહેવાય છે.

૩. स्वरूपमेव लक्षणं वा । અથવા લક્ષ્યનું સ્વરૂપ એજ જેનું લક્ષણ હોય તે જેમ, "सत्यज्ञानानन्दाः" "સત્ય, જ્ઞાન, અને આનંદ" એ બ્રહ્મનું લક્ષણ છે અને બ્રહ્મનું સ્વરૂપ પણ તેજ છે.

**स्वरूपसम्बन्धः**—સંયોગ સંબંધ તથા સમવાય સંબંધ, એ બન્ને સંબંધ બન્ને સંબંધીઓથી ભિન્ન હોય છે, પણ જે સંબંધ બન્ને સંબંધીઓથી ન હોતાં એમાંથી એક સ્વરૂપ હોય તે સ્વરૂપ સંબંધ કહેવાય. ટુંકામાં,—સંયોગ અને સમવાય સિવાયના બાકીના તમામ સંબંધ તે સ્વરૂપ સંબંધ કહેવાય છે. જેવા કે,-કાલિક સંબંધ, દૈશિક સંબંધ, વિશેષણતા સંબંધ, વિશેષ્યતા સંબંધ, પ્રતિયોગિતા સંબંધ, અનુયોગિતા સંબંધ, આધારતા સંબંધ, આધેયતા સંબંધ, વિષયતા સંબંધ, ઇત્યાદિ.

૨. सम्बन्धान्तरेण विशिष्टप्रतीतिजननायोग्यत्वम् । यथा भूतले घटो नास्तीत्यादौ घटाभावादेर्भूतलेन

सम्बन्धः स्वरूपसम्बन्धः। સંયોગ સંબંધ અને સમવાય સંબંધવડે વિશિષ્ટ પ્રતીતિ ઉત્પન્ન કરવાનું અયોગ્યત્વ. જેમ, 'પૃથ્વી ઉપર ઘડો નથી' એ વાક્યમાં 'ઘટાભાવ'નો પૃથ્વી સાથે સમવાય સંબંધ નથી કે સંયોગ સંબંધ પણ નથી, એમ છતાં સંબંધની પ્રતીતિ તો થાય છે માટે એ સ્વરૂપ સંબંધ છે.

૨. प्रतियोग्यनुयोग्यन्यतरात्मकः सम्बन्धः। પ્રતિયોગી કે અનુયોગી બેમાંથી ગમે તે એકનો સંબંધ. જેમ, ઉપરના જ ઉદાહરણમાં ઘટાભાવનો પ્રતિયોગી ઘટ છે, અને ભૂતલ અનુયોગી છે. ઘટાભાવનો સંબંધ તે બેમાંના એક એટલે અનુયોગી ભૂતલ સાથે છે માટે તે સ્વરૂપ સંબંધ છે.

**स्वरूपाध्यासः**-અધિષ્ઠાનનો અધ્યસ્તના સ્વરૂપે ભાસ થવો તે. જેમ, દોરડીમાં સાપનો અધ્યાસ, તથા આત્મામાં અનાત્માનો અધ્યાસ એ સ્વરૂપાધ્યાસ છે. (આત્મા પારમાર્થિક વસ્તુ છે, માટે તેનો સ્વરૂપાધ્યાસ હોતો નથી.)

**स्वरूपासिद्धिः**—પક્ષમાં હેતુનું ન હોવું તે સ્વરૂપાસિદ્ધિ.

**स्वरूपासिद्धो हेत्वाभासः**-पक्षावृत्तिर्हेतुः स्वरूपासिद्धः। જે હેતુ પોતાના પક્ષમાં રહેતો નથી તે સ્વરૂપાસિદ્ધ કહેવાય છે. જેમ, "शब्दो गुणः चाक्षुपत्वात् रूपवत्।"–"શબ્દ ગુણ હોવાને યોગ્ય છે, ચાક્ષુપ હોવાથી–અર્થાત્ ચક્ષુ ઇંદ્રિયજન્ય ચાક્ષુપ પ્રત્યક્ષનો વિષય હોવાથી રૂપ ગુણની પેઠે." આ અનુમાનમાં ચાક્ષુપત્વ રૂપ હેતુ શબ્દ રૂપ પક્ષમાં વર્તતો જ નથી; કેમકે શબ્દ ચક્ષુ ઇંદ્રિયજન્ય ચાક્ષુપ પ્રત્યક્ષનો વિષય હોતો નથી, પણ શબ્દ તો શ્રોત્ર ઇંદ્રિયજન્ય શ્રાવણ પ્રત્યક્ષનો જ વિષય હોય છે; માટે ચાક્ષુપત્વ રૂપ હેતુ શબ્દ રૂપ પક્ષમાં અવૃત્તિ હોવાથી સ્વરૂપાસિદ્ધ કહેવાય છે. આ સ્વરૂપાસિદ્ધ હેતુનું જ્ઞાન પરામર્શનું પ્રતિબંધક થાય છે, માટે એ હેત્વાભાસ કહેવાય છે.

એ સ્વરૂપાસિદ્ધ હેતુ (૧) શુદ્ધાસિદ્ધ, (૨) ભાગાસિદ્ધ, (૩) વિશેષણાસિદ્ધ અને (૪) વિશેષ્યાસિદ્ધ, એમ ચાર પ્રકારનો છે તેમાં:-

**(૧) શુદ્ધાસિદ્ધ**—જે હેતુ પોતાના પક્ષમાત્રમાં સ્વરૂપથી રહેતો નથી, તે હેતુ શુદ્ધાસિદ્ધ કહેવાય છે. જેમ ઉપરના ઉદાહરણમાં કહેલો ચાક્ષુપત્વ હેતુ શબ્દ માત્રમાં સ્વરૂપથીજ રહેતો નથી, માટે એ ચાક્ષુપત્વ હેતુ શુદ્ધાસિદ્ધ કહેવાય છે. અને

**(૨) ભાગાસિદ્ધ**—જે હેતુ પોતાના પક્ષના એક ભાગમાં તો રહે છે, અને એક ભાગમાં નથી રહેતો, તે હેતુ ભાગાસિદ્ધ કહેવાય છે જેમ-"पृथ्व्यादयश्चत्वारः परमाणवो नित्याः गन्धवत्त्वात्।"–"પૃથ્વી, જળ, તેજ, વાયુ, એ ચાર ભૂતોના પરમાણુઓ નિત્ય છે, ગંધ ગુણવાળા હોવાથી." આ અનુમાનમાં પૃથ્વી આદિક ચારે ભૂતોના પરમાણુ પક્ષ છે, તે સર્વ પક્ષમાં ગંધવત્ત્વ હેતુ રહેતો રહેતો નથી, પણ કેવળ પાર્થિવ પરમાણુઓ વિષેજ એ ગંધવત્ત્વ રહે છે. માટે તે સર્વ પરમાણુરૂપ પક્ષના જલાદિ પરમાણુ રૂપે એક ભાગમાં અવૃત્તિ હોવાથી એ ગંધવત્ત્વ હેતુ ભાગાસિદ્ધ કહેવાય છે.

**(૩) વિશેષણાસિદ્ધ**-જે હેતુનું વિશેષણ પક્ષમાં અવૃત્તિ હોય તે હેતુ વિશેષણાસિદ્ધ કહેવાય છે. જેમ, "वायुः प्रत्यक्षः, रूपवत्त्वे सति स्पर्शवत्त्वात् घटवत्।"–"વાયુ પ્રત્યક્ષ હોવાને યોગ્ય છે, રૂપવાળો હોઇને સ્પર્શ ગુણવાળો હોવાથી, ઘડાની પેઠે. આ અનુમાનમાં રૂપવત્ત્વ વિશિષ્ટ સ્પર્શવત્ત્વ હેતુ છે. તેમાં વાયુરૂપ પક્ષ વિષે જો કે 'સ્પર્શવત્ત્વ' વિશેષ્ય તો રહે છે, પણ રૂપવત્ત્વ વિશેષણ રહેતું નથી, અને જ્યાં વિશેષણનો અભાવ હોય છે, ત્યાં વિશેષણ વિશિષ્ટનો પણ અભાવ હોય છે. માટે એ રૂપવત્ત્વવિશિષ્ટ સ્પર્શવત્ત્વ-રૂપ હેતુ વિશેષણાસિદ્ધ કહેવાય છે.

**(૪) વિશેષ્યાસિદ્ધ**-જે હેતુનો વિશેષ્ય-ભાગ પક્ષમાં રહે તો નથી, તે હેતુ વિશેષ્યા-

તે પ્રકાશમાન હોય, તે સ્વપ્રકાશ અથવા સ્વયંજ્યોતિ જાણવો.

૩. स्वव्यवहारे स्वातिरिक्तसंविदनपेक्षत्वम् । પોતાના વ્યવહારમાટે પોતાથી ભિન્ન બીજી સંવિતની જેને જરૂર હોતી નથી તે સ્વપ્રકાશ.

૪. अवेद्यत्वे सति अपरोक्षव्यवहार योग्यत्वम् । ફ્લવ્યાપ્તિનો અવિષય હોઇને જે અપરોક્ષ વ્યવહારનું યોગ્યપણું તે સ્વપ્રકાશત્વ.

૫. अन्यानवभास्यत्वे सति स्वव्यतिरिक्त सकलावभासकत्वम् । જે બીજાથી પ્રકાસ્ય ન હોઇને પોતાથી ભિન્ન સર્વનું અવભાસક (પ્રકાશક) હોય તે સ્વપ્રકાશ.

**સ્વભાવઃ**-इतरनिरपेक्षं वस्तुस्वरूपम् । વસ્તુના જે સ્વરૂપમાં બીજાની અપેક્ષા હોય નહિ એવું વસ્તુનું સ્વરૂપ.

૨ जन्मान्तरकृतो धर्माधर्मादि शुभसंस्कारः। પૂર્વ જન્મોમાં કરેલા ધર્મ કે અધર્મ આદિના શુભ કે અશુભ સંસ્કાર તે સ્વભાવ.

**સ્વરઃ**-काकादिकृते वर्णाद्युच्चारणध्वनिविशेषः પ્રશ્ન પૂછવા વગેરે માટે વર્ણ વગેરેનું ઉચ્ચારણ કરવામાં અમુક પ્રકારનો ધ્વનિ (અવાજ) કરવામાં આવે છે તે સ્વર.

(૨) श्रुत्यनन्तरभावी यः शब्दोऽनुरणनात्मकः । स्वतो रञ्जयति श्रोतृचित्तं स स्वर उच्यते ॥१॥ (ગાન વગેરેમાંની) શ્રુતિની પછી જે રણકારા જેવો શબ્દ થાય છે અને જે સાંભળનારાના મનને રંજન કરે છે તે સ્વર.

૩. વ્યાકરણમાં अच् પ્રત્યાહારમાંનો અકારાદિ પ્રત્યેક સ્વર કહેવાય છે.

**સ્વરસઃ**—વિવાદ વગર; નિર્વિવાદ.

**સ્વરૂપયોગ્યત્વકારણતા**—कारणतावच्छेदकधर्मवत्त्वं स्वरूपयोग्यत्वम् । કારણતાનો અવચ્છેદક જે ધર્મ છે, તે ધર્મવાળા હોવાપણું, તે સ્વરૂપ યોગ્ય કારણતા કહેવાય; જેમ, કુંભારના ચાક ફેરવવાના દંડમાં ઘટની કારણતા છે, તે કારણતાનો અવચ્છેદક ધર્મ દંડત્વ છે, તે દંડત્વ ધર્મ જેમ કુંભારના હાથમાં રહેલા દંડમાં છે, તેમ જંગલમાં રહેલા દંડમાં પણ છે. એવી રીતે જંગલના દંડમાં રહેલો કારણતાવચ્છેદકદંડત્વધર્મ, એ દંડત્વધર્મવાળા હોવાપણું, એ ઘટની સ્વરૂપયોગ્યત્વરૂપ કારણતા છે.

**સ્વરૂપલક્ષણમ્**—स्वरूपं सत् व्यावर्तकम् । જે લક્ષ્યનું સ્વરૂપ ભૂત હોઇને લક્ષ્યને અન્ય પદાર્થથી ભિન્ન કરી બતાવે છે તે સ્વરૂપ લક્ષણ જેમ, પૃથ્વીત્વ એ પૃથ્વીનું સ્વરૂપ લક્ષણ છે. હવે જાતિ અને વ્યક્તિનું તાદાત્મ્ય હોય છે, માટે પૃથ્વીત્વ જાતિનું પણ પૃથ્વી વ્યક્તિ સાથે તાદાત્મ્ય છે, અને તે સાથે જ જલાદિ ઇતર પદાર્થોથી પૃથ્વીને ભિન્ન કરી બતાવે છે, માટે માટે પૃથ્વીત્વ એ પૃથ્વીનુ સ્વરૂપ લક્ષણ છે.

૨. इतरानिरूप्यं लक्षणं स्वरूपलक्षणम् । લક્ષ્ય પદાર્થ સિવાય બીજા કશાથી જેનું નિરૂપણ થઈ શકે નહિ તે સ્વરૂપ લક્ષણ કહેવાય છે.

૩. स्वरूपमेव लक्षणं वा । અથવા લક્ષ્યનું સ્વરૂપ એજ જેનું લક્ષણ હોય તે જેમ, " सत्यज्ञानानन्दाः " "સત્ય, જ્ઞાન, અને આનંદ" એ બ્રહ્મનું લક્ષણ છે અને બ્રહ્મનું સ્વરૂપ પણ તેજ છે.

**સ્વરૂપસમ્બન્ધઃ**—સંયોગ સંબંધ તથા સમવાય સંબંધ, એ બન્ને સંબંધ બન્ને સંબંધીઓથી ભિન્ન હોય છે, પણ જે સંબંધ બન્ને સંબંધીઓથી ન હોતાં બેમાંથી એક સ્વરૂપ હોય તે સ્વરૂપ સંબંધ કહેવાય. ટુંકામાં,—સંયોગ અને સમવાય સિવાયના બાકીના તમામ સંબંધ તે સ્વરૂપ સંબંધ કહેવાય છે. જેવા કે,-કાલિક સંબંધ, દૈશિક સંબંધ, વિશેષણતા સંબંધ, વિશેષ્યતા સંબંધ, પ્રતિયોગિતા સંબંધ, અનુયોગિતા સંબંધ, આધારતા સંબંધ, આધેયતા સંબંધ, વિષયતા સંબંધ, ઇત્યાદિ.

૨. सम्बन्धान्तरेण विशिष्टप्रतीतिजननायोग्यत्वम् । यथा भूतले घटो नास्तीत्यादौ घटाभावादेर्भूतलेन

सम्बन्धः स्वरूपसम्बन्धः। સંયોગ સંબંધ અને સમવાય સંબંધવડે વિશિષ્ટ પ્રતીતિ ઉત્પન્ન કરવાનું અયોગ્યત્વ. જેમ, 'પૃથ્વી ઉપર ઘડો નથી' એ વાક્યમાં 'ઘટાભાવ'નો પૃથ્વી સાથે સમવાય સંબંધ નથી કે સંયોગ સંબંધ પણ નથી, એમ છતાં સંબંધની પ્રતીતિ તો થાય છે માટે એ સ્વરૂપ સંબંધ છે.

३. प्रतियोग्यनुयोग्यन्यतरात्मकः सम्बन्धः। પ્રતિયોગી કે અનુયોગી બેમાંથી ગમે તે એકનો સંબંધ. જેમ, ઉપરના જ ઉદાહરણમાં ઘટાભાવનો પ્રતિયોગી ઘટ છે, અને ભૂતલ અનુયોગી છે. ઘટાભાવનો સંબંધ તે બેમાંના એક એટલે અનુયોગી ભૂતલ સાથે છે માટે તે સ્વરૂપ સંબંધ છે.

**स्वरूपाध्यासः**-અધિષ્ઠાનનો અધ્યસ્તના સ્વરૂપે ભાસ થવો તે. જેમ, દોરડીમાં સાપનો અધ્યાસ, તથા આત્મામાં અનાત્માનો અધ્યાસ એ સ્વરૂપાધ્યાસ છે. (આત્મા પારમાર્થિક વસ્તુ છે, માટે તેનો સ્વરૂપાધ્યાસ હોતો નથી.)

**स्वरूपासिद्धिः**—પક્ષમાં હેતુનું ન હોવું તે સ્વરૂપાસિદ્ધિ.

**स्वरूपासिद्धो हेत्वाभासः**-पक्षावृत्तिर्हेतुः स्वरूपासिद्धः। જે હેતુ પોતાના પક્ષમાં રહેતો નથી તે સ્વરૂપાસિદ્ધ કહેવાય છે. જેમ, "शब्दो गुणः चाक्षुषत्वात् रूपवत्।"—"શબ્દ ગુણ હોવાને યોગ્ય છે, ચાક્ષુષ હોવાથી-અર્થાત્ ચક્ષુ ઇંદ્રિયજન્ય ચાક્ષુષ પ્રત્યક્ષનો વિષય હોવાથી રૂપ ગુણની પેઠે." આ અનુમાનમાં ચાક્ષુષત્વ રૂપ હેતુ શબ્દ રૂપ પક્ષમાં વર્તતો જ નથી; કેમકે શબ્દ ચક્ષુ ઇંદ્રિયજન્ય ચાક્ષુષ પ્રત્યક્ષનો વિષય હોતો નથી, પણ શબ્દ તો શ્રોત્ર ઇંદ્રિયજન્ય શ્રાવણ પ્રત્યક્ષનો જ વિષય હોય છે; માટે ચાક્ષુષત્વ રૂપ હેતુ શબ્દ રૂપ પક્ષમાં અવૃત્તિ હોવાથી સ્વરૂપાસિદ્ધ કહેવાય છે. આ સ્વરૂપાસિદ્ધ હેતુનું જ્ઞાન પરામર્શનું પ્રતિબંધક થાય છે, માટે એ હેત્વાભાસ કહેવાય છે.

એ સ્વરૂપાસિદ્ધ હેતુ (૧) શુદ્ધાસિદ્ધ, (૨) ભાગાસિદ્ધ, (૩) વિશેષણાસિદ્ધ અને (૪) વિશેષ્યાસિદ્ધ, એમ ચાર પ્રકારનો છે તેમાંઃ-

**(૧) શુદ્ધાસિદ્ધ**—જે હેતુ પોતાના પક્ષમાત્રમાં સ્વરૂપથી રહેતો નથી, તે હેતુ શુદ્ધાસિદ્ધ કહેવાય છે. જેમ ઉપરના ઉદાહરણમાં કહેલો ચાક્ષુષત્વ હેતુ શબ્દ માત્રમાં સ્વરૂપથીજ રહેતો નથી, માટે એ ચાક્ષુષત્વ હેતુ શુદ્ધાસિદ્ધ કહેવાય છે. અને

**(૨) ભાગાસિદ્ધ**—જે હેતુ પોતાના પક્ષના એક ભાગમાં તો રહે છે, અને એક ભાગમાં નથી રહેતો, તે હેતુ ભાગાસિદ્ધ કહેવાય છે જેમ-"पृथ्व्यादयश्चत्वारः परमाणवो नित्याः गन्धवत्त्वात्।"-"પૃથ્વી, જળ, તેજ, વાયુ, એ ચાર ભૂતોના પરમાણુઓ નિત્ય છે, ગંધ ગુણવાળા હોવાથી." આ અનુમાનમાં પૃથ્વી આદિક ચારે ભૂતોના પરમાણુ પક્ષ છે, તે સર્વ પક્ષમાં ગંધવત્ત્વ હેતુ રહેતો રહેતો નથી, પણ કેવળ પાર્થિવ પરમાણુઓ વિષેજ એ ગંધવત્ત્વ રહે છે. માટે તે સર્વ પરમાણુરૂપ પક્ષના જલાદિ પરમાણુ રૂપે એક ભાગમાં અવૃત્તિ હોવાથી એ ગંધવત્ત્વ હેતુ ભાગાસિદ્ધ કહેવાય છે.

**(૩) વિશેષણાસિદ્ધ**—જે હેતુનું વિશેષણ પક્ષમાં અવૃત્તિ હોય તે હેતુ વિશેષણાસિદ્ધ કહેવાય છે. જેમ, "वायुः प्रत्यक्षः, रूपवत्त्वे सति स्पर्शवत्त्वात् घटवत्।"—"વાયુ પ્રત્યક્ષ હોવાને યોગ્ય છે, રૂપવાળો હોઇને સ્પર્શ ગુણવાળો હોવાથી, ઘડાની પેઠે. આ અનુમાનમાં રૂપવત્ત્વ વિશિષ્ટ સ્પર્શવત્ત્વ હેતુ છે. તેમાં વાયુરૂપ પક્ષ વિષે જો કે 'સ્પર્શવત્ત્વ' વિશેષ્ય તો રહે છે, પણ રૂપવત્ત્વ વિશેષણ રહેતું નથી, અને જ્યાં વિશેષણનો અભાવ હોય છે, ત્યાં વિશેષણ વિશિષ્ટનો પણ અભાવ હોય છે. માટે એ રૂપવત્ત્વવિશિષ્ટ સ્પર્શવત્ત્વ-રૂપ હેતુ વિશેષણાસિદ્ધ કહેવાય છે.

**(૪) વિશેષ્યાસિદ્ધ**—જે હેતુનો વિશેષ્ય-ભાગ પક્ષમાં રહે તો નથી, તે હેતુ વિશેષ્યા-

સિદ્ધ કહેવાય છે. જેમ, ઉપર કહેલા અનુમાનમાંજ 'स्पर्शवत्त्वे सति रूपवत्त्वात्' 'સ્પર્શવાળો હોઇને રૂપવાળો છે તેથી' એવી રીતે સ્પર્શવત્ત્વ વિશિષ્ટ રૂપવત્ત્વ હેતુ રાખવાથી વાયુ રૂપ પક્ષમાં રૂપવત્ત્વ વિશેષ્યનો અભાવ હોવાથી આખા વિશિષ્ટ હેતુનો પણ અભાવજ થશે. માટે એ સ્પર્શવત્ત્વવિશિષ્ટરૂપવત્ત્વ હેતુ વિશેષ્યાસિદ્ધ કહેવાય છે.

**स्वरुपोपकारकाङ्गम्—सन्निपत्योपकारकम्**— प्रधानसाधनद्रव्यादिसंस्कारद्वाराप्राधानोपकारकम्। પ્રધાનકર્મ (અંગી કર્મ)ના સાધનરૂપ દ્રવ્યાદિ તેને સંસ્કાર આપવો ઇત્યાદિ જે અંગભૂત કર્મ, તે દ્વારા પ્રધાન કર્મને જે ઉપકારક થાય છે, તેને સ્વરૂપોપકારક અંગ કહે છે. એનેજ સન્નિપત્યોપકારક અંગ પણ કહે છે. જેમ, જ્ઞાન સાધન અંતઃકરણ–સંસ્કાર દ્વારા નિષ્કામ કર્મનું અનુષ્ઠાન તે પણ સન્નિપત્યોપકારિ કહેવાય છે.

**स्वहस्तिततत्वम्**—स्वीकृततत्वम्। સ્વીકાર કરવાપણું.

**स्वाध्यायः**—ગુરૂ પાસેથી ગ્રહણ કરેલા પોતાનાં વેદાદિનું પઠન, ૨ પ્રણવાદિ મંત્રોનો જપ.

**स्वाध्यायत्वम्**—स्वशाखाध्ययनत्वम्। વેદની જે શાખાનુ પોતાના કુળમાં પરંપરાથી અધ્યયન ચાલતું આવેલું હોય તેને 'સ્વશાખા' કહે છે. એવી સ્વશાખાના વેદનું અધ્યયન તે સ્વાધ્યાય કહેવાય છે, ૨ પ્રણવાદિ મંત્રોનો જે જપ તે પણ સ્વાધ્યાય કહેવાય છે.

**स्वारसिकः**—સઘળા લોકોને સાધારણ; સઘળા લોકોને ગમે તેવું. જેમ કોઇ સારા શબ્દનો પ્રયોગ કર્યો હોય અને તે બધાને ગમે તેવો હોય ત્યારે તે 'સ્વારસિક' કહેવાય.

**स्वारसिकलक्षणा**—अधुनातनतात्पर्यविषयीभूतार्थनिष्ठा लक्षणा। હમણાંના વખતના પુરૂષના તાત્પર્યનો વિષયભૂત જે અર્થ છે, તે અર્થમાં રહેલી જે લક્ષણા તે સ્વારસિક લક્ષણા કહેવાય છે. જેમ કોઇ માણસે ગંગામાં મોટો મત્સ્ય જોઇને બીજા પુરૂષ પ્રતિ કહ્યું કે "गङ्गायां घोषः"—"ગંગામાં ઘોષ (ગૌશાળા)" એ વચન સાંભળીને શ્રોતા પુરૂષ ઘોષ પદની મત્સ્યમાં લક્ષણા કરે છે, તે સ્વારસિક લક્ષણા કહેવાય છે.

**स्वार्थानुमानम्**—न्यायाप्रयोज्यानुमानं स्वार्थानुमानम्। ન્યાય વડે ('ન્યાય' શબ્દ જુઓ) અજન્ય જે અનુમાન, તે સ્વાર્થાનુમાન કહેવાય છે. અર્થાત્–પુરૂષની અનુમિતિના હેતુભૂત સ્વાર્થાનુમાન પ્રતિજ્ઞા વગેરે પાંચ વાક્યોના સમુદાયરૂપ ન્યાયવડે જન્ય હોતું નથી; પણ એ પુરૂષ પોતેજ પાકશાળા વગેરે સ્થળેથી ધૂમરૂપ હેતુમાં અગ્નિરૂપ સાધ્યની વ્યાપ્તિનો નિશ્ચય કરીને, તે પછી કોઇક વખતે પર્વતાદિક પક્ષમાં ધૂમરૂપ હેતુને જોઇને એ વ્યાપ્તિનું સ્મરણ કરે છે. તથા પરામર્શ ('પરામર્શ' શબ્દ જુઓ.) જ્ઞાનવાળો થઇને પર્વતાદિક પક્ષમાં અગ્નિવિષયક અનુમિતિવાળો થાય છે. આ સ્વાર્થાનુમાનની રીતિ છે.

**स्वार्थानुमितिः**—स्वस्य व्याप्य प्रतीत्यनन्तरं व्यापकप्रत्ययः। બીજાના ઉપદેશ વિના પ્રથમ પોતાને વ્યાપ્ય (હેતુ) ની પ્રતીતિ થયા પછી વ્યાપ્તિજ્ઞાનાદિકથી જે વ્યાપક (સાધ્ય) નું જ્ઞાન થાય છે તે સ્વાર્થાનુમિતિ. જેમ, ધૂમ અને અગ્નિના સહચાર રૂપ વ્યાપ્તિ જ્ઞાનવાળો માણસ પર્વતમાં વ્યાપ્ય (ધૂમાડા)ને જોઇને અનુમાન કરે કે 'પર્વતમાં વ્યાપક (અગ્નિ) છે, ધૂમ દેખાય છે માટે, રસોડાની પેઠે'. આ સ્વાર્થાનુમિતિ છે.

**स्वाहा**—देवनोद्देशेन हविस्त्यागः। દેવતાને ઉદ્દેશીને હુતદ્રવ્યનું અર્પણ કરવું તે.

**स्वीकारः**—अस्वस्य स्वस्यकारो व्यापारः। જે પોતાનું નથી તેને પોતાનું છે, એમ કરવાનો વ્યાપાર.

**स्वेदजशरीरम्**—પાણી જેવા પરસેવાથી જે શરીરો ઉત્પન્ન થાય છે તે સ્વેદજ કહેવાય છે. કૃમિ, મચ્છર, જૂઓ, જુઆ, જેગોડિયો વગેરેના શરીરો સ્વેદજ કહેવાય છે.

## ह

**हठनिग्रहः**—( 'ક્રમાનગ્રહશબ્દ જુઓ.')

**हर्षः**—चित्तगतसुखाभिव्यञ्जिका मुखविकाशादिहेतुर्धीवृत्तिः। મનમાં રહેલા સુખને અભિવ્યક્ત કરનારી મુખની પ્રફુલ્લતાદિ બુદ્ધિની વૃત્તિ તે હર્ષ.

**हवनम्**—देवाद्युद्देशेन मन्त्रपूर्वकं वह्नौ हविःप्रक्षेपः। દેવાદિને ઉદ્દેશીને મંત્રપૂર્વક અગ્નિ હુતદ્રવ્ય નાંખવું તે.

**हास्यम्**—विकृतवेषवाक्चेष्टादिदर्शन-जन्य सुखविशेषोरदविकाशादिहेतुः। વિકૃત વેષ, વિકૃત વાણી, વિકૃત ચેષ્ટા, વગેરે જોવાથી જે અમુક પ્રકારનું સુખ થાય છે તે જણાવનારો દાંત દેખાવા વગેરેનો હેતુ તે હાસ્ય.

**हिरण्यगर्भः**—समष्टिसूक्ष्मकारणशरीरोपहितं चैतन्यम्। સમષ્ટિ સૂક્ષ્મ અને કારણ શરીર જે માયા તે બન્ને રૂપ ઉપાધિવાળું ચૈતન્ય તે હિરણ્યગર્ભ.

૨. अपञ्चीकृतभूतकार्यसमष्टिसूक्ष्मशरीरोपहितं चैतन्यम्। અપંચીકૃત ભૂતોનું કાર્ય એવું સમષ્ટિ સૂક્ષ્મ શરીર રૂપ ઉપાધિવાળું ચૈતન્ય.

૩. સમષ્ટિ પ્રાણ. ૪. સૂત્રાત્મા. ( જ્ઞાન શક્તિવાળાં અંતઃકરણ અને ઇંદ્રિયોથી બનેલું હોવાથી તે હિરણ્યગર્ભ કહેવાય છે.)

**हेतुः**—અસાધારણ નિમિત્ત કારણ.

૨. तृतीयान्तं पञ्चम्यन्तं वा। ત્રીજી કે પાંચમી વિભક્તિવાળો શબ્દ, જેમ, धूमेन કે धूमात्।

૩. साध्यविषयकज्ञानजनकवचनं हेतुः। સાધ્ય વિષે જ્ઞાન ઉત્પન્ન કરનાર વચન તે હેતુ.

૪ प्रतिज्ञावाक्यधीजन्यकारणाकाङ्क्षा निवर्तकज्ञानजनकहेतुविभक्तिमद्वाक्यत्वं हेतुत्वम्। પ્રતિજ્ઞા વાક્યના જ્ઞાનથી ઉત્પન્ન થયેલી જે કારણની આકાંક્ષા, તે આકાંક્ષાનું નિવર્તક જે જ્ઞાન, તે જ્ઞાનનું જનક એવું, હેતુ બતાવનારી પાંચમી કે ત્રીજી વિભક્તિવાળું વાક્ય તે હેતુ. જેમ,–' પર્વત અગ્નિવાળો છે ' એ પ્રતિજ્ઞા વાક્યના જ્ઞાનથી તેનું કારણ ( લિંગ ) જાણવાની આકાંક્ષા થઈ; એ આકાંક્ષાની નિવૃત્તિ કરનાર જ્ઞાનને ઉત્પન્ન કરનાર ' ધૂમાડાવાળો છે તેથી ' એવું પાંચમી વિભક્તિવાળું વાક્ય છે, માટે એ હેતુ છે.

એ હેતુ બે પ્રકારનો છેઃ-(૧) ઉત્પાદક અને (૨) જ્ઞાપક.

(૧) ઉત્પાદક હેતુ—જેમ, ' માટીથી ઘડો થાય છે.' એમાં માટી ઘડાની ઉત્પાદક હેતુ છે. અને—

(૨) જ્ઞાપક હેતુ—' પર્વત અગ્નિવાળો છે, ધૂમાડાથી.' એમાં ધૂમાડો અગ્નિનો જણાવનારો હોવાથી જ્ઞાપક હેતુ છે.

**हेतुवाक्यम्**—पञ्चम्यन्तं तृतीयान्तं वा लिङ्गप्रतिपादकं वचनं हेतुवाक्यम्। પાંચમી વિભક્તિ જેને છેડે હોય અથવા ત્રીજી વિભક્તિ જેને છેડે હોય એવું જે ધૂમાદિક લિંગનું પ્રતિપાદક વચન છે, તે વચન હેતુ વાક્ય કહેવાય છે. જેમ,–"पर्वतो वह्निमान्, धूमवत्त्वात्" " પર્વત અગ્નિવાળો છે, ધૂમાડાવાળાપણું છે તેથી." એમાંના ' धूमवत्त्वात् ' એ વચન પંચમ્યંત છે તથા ધૂમરૂપ લિંગનું પ્રતિપાદક પણ છે, તેથી તે વચન હેતુ વાક્ય કહેવાય છે.

**हेत्वन्तरम्**—परोक्तदूषणोद्दिधीर्षया पूर्वोक्तहेतुकोटौ विशेषणान्तरोपादानं हेत्वन्तरम्। પ્રતિવાદીએ કથન કરેલા દૂષણને દૂર કરવાની ઇચ્છાથી પ્રથમ કહેલા હેતુની કોટિમાં જે બીજું વિશેષણ ઉમેરી આપવું, તેનું નામ હેત્વંતર છે. જેમ,–"शब्दोऽनित्यः प्रत्यक्षत्वात्"– " શબ્દ અનિત્ય છે, પ્રત્યક્ષ હોવાથી. " આ અનુમાનથી વાદીએ શબ્દમાં અનિત્યત્વ સિદ્ધ કર્યું, પ્રતિવાદીએ કહ્યું કે, જાતિરૂપ સામાન્યમાં અનિત્યત્વ ન છતાં પણ પ્રત્યક્ષત્વ હેતુ રહે છે, માટે એ હેતુ વ્યભિચારી છે. એ દોષ દૂર કરવાના હેતુથી વાદીએ ' जातिमत्त्वे सति ' એવું વિશેષણ હેતુને જોડીને ' जातिमत्त्वे सति प्रत्यक्षत्वात् ' અર્થાત્ ' જાતિ સામાન્યવાળો.

હોઈને પ્રત્યક્ષ હોવાથી '-( શબ્દ અનિત્ય છે. ) એવો હેતુ કથન કર્યો, તેથી જાતિ સામાન્યમાં એ હેતુનો વ્યભિચાર થાય નહિ. આ રીતે પ્રતિવાદીએ કહેલા દોષની નિવૃત્તિ માટે હેતુ કોટિમાં જે બીજું વિશેષણ ઉમેરી આપવું, તેનું નામ હેત્વંતર છે.

**હેત્વાભાસઃ**—अनुमितितत्करणान्यतरप्रतिबन्धकयथार्थज्ञानविषयो हेत्वाभासः । અનુમિતિનું અથવા અનુમિતિના કરણરૂપ વ્યાપ્તિજ્ઞાનનું, તથા પરામર્શનું પ્રતિબંધક જે યથાર્થજ્ઞાન છે, તે જ્ઞાનનો જે વિષય તે હેત્વાભાસ કહેવાય છે. અર્થાત્ જે હેતુ વ્યાપ્તિ, પક્ષધર્મતા, વગેરે સત્ હેતુનાં લક્ષણથી રહિત હોય, તથા હેતુ જેવો પ્રતીત થતો હોય, તે હેતુ હેત્વાભાસ કહેવાય છે. એવા હેત્વાભાસથી કોઇ પણ સાધ્યની સિદ્ધિ થતી નથી.

**હેત્વાભાસપ્રકારાઃ**—હેત્વાભાસ પાંચ પ્રકારનો છેઃ-(૧) સવ્યભિચાર, (૨) વિરુદ્ધ, (૩) સત્પ્રતિપક્ષ, (૪) અસિદ્ધ, અને (૫) બાધિત. તેમાંથી સવ્યભિચાર નામે હેત્વાભાસને પ્રાચીન નૈયાયિકો 'અનૈકાન્તિક' એવા નામથી કથન કરે છે. એ અનૈકાન્તિક હેત્વાભાસ વળી ત્રણ પ્રકારનો છેઃ-(૧) સાધારણ, (૨) અસાધારણ, અને (૩) અનુપસંહારી. ( એ સર્વનાં લક્ષણો તે તે શબ્દોમાં જોવાં. ) વળી અસિદ્ધ નામે હેત્વાભાસના પણ ત્રણ પ્રકાર છેઃ (૧) આશ્રયાસિદ્ધ, (૨) સ્વરૂપાસિદ્ધ, અને (૩) વ્યાપ્યત્વાસિદ્ધ.

**हंससन्न्यासी**—शिखावर्जे यज्ञोपवीतशिक्यैकदण्डकमण्डलुधरो ग्रामैकरात्रकृच्छ्रचान्द्रायणपरो हंसः । શિખારહિત, યજ્ઞોપવીત, શિક્ય, એક દંડ અને કમંડળ ધારણ કરનાર, ગામમાં એક રાત્રી રહેનાર અને કૃચ્છ્રચાંદ્રાયણ કરનાર તે હંસસન્યાસી કહેવાય.

**हिंसा**—प्राणिवृत्तिच्छेदः । પ્રાણીઓની વૃત્તિ ( જીવિકા ) નો છેદ કરવો તે.

૨. अविधिपूर्वक प्राण्युपघातः । અવિધિપૂર્વક પ્રાણીનો ઘાત કરવો તે, એટલે વેદમાં યજ્ઞો માટે જે પ્રાણીઓની હિંસા કહી છે તે સિવાય પ્રાણીનો ઘાત કરવો તે હિંસા.

**हेयत्वम्**—हानक्रियाविषयत्वम् । ત્યાગ કરવાની ક્રિયાનું જે વિષયપણું તે હેયત્વ.

**होमः**—देवतोद्देशेन वह्नौ मन्त्रद्वारा घृतादिप्रक्षेपः । દેવતાને ઉદ્દેશીને મંત્ર બોલીને અગ્નિમાં ઘી વગેરે હુતદ્રવ્યને નાંખવું તે હોમ.

**ह्रीः**—अकार्यप्रवृत्त्यारम्भप्रतिबन्धिका लोकलज्जा । અકાર્યમાં પ્રવૃત્તિનો આરંભ કરતાં તેને અટકાવનાર જે લોકલાજ તે હ્રી કહેવાય છે.






